# લાલન-આત્મવાટિકા

## લેખ અને ભાષણ સંગ્રહ

### નં ૧

કર્ત્તા,

**ફતેહચંદ કર્પૂરચંદ્ર લાલન.**

( મુંબાઈ, ૧૪૦-૪૨ ગુલાલવાડી )

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**શા. હીરજી કાનજી મણશી.**

ખારેક બજાર, માંડવી,-મુંબાઈ.

આવૃત્તિ ૧ લી — પ્રત ૧૦૦૦

સં ૧૯૭૦ — સને ૧૯૧૪

શ્રી "સત્યવિજય" પ્રી. પ્રેસમાં શા. સાકળચંદ હરિલાલે છાપી
પાંચકૂવા,-નવા દરવાજા —અમદાવાદ.

કિંમત આના બાર.

ॐ

# " Quotations "

Man is that noble endogenous plant which grows like the palm from within without

—*Emerson*

It is easy to sugar to be sweet

—*Ibid*

All are teachers and pupils by turn We are equally serv by receiving and imparting

—*Ibid*

It is easy in the world to live after world's opinion, it is easy in solitude to live after our own, but the great man is he who in the midst of the crowd keeps with perfect sweetness the indepedence of solitude

—*Ibid*

Speak your latent conviction and it shall be the universal sense, for the inmost in due time becomes the outmost

—*Ibid*

The student is to read history actively and not passively, to esteem his own life the text and books the commentory Thus compel led the Muse of History will utter oracles, as never to those who do not respect themselves

—*Ibid*

Every revolution was first a thought in one man's mind, and when the same thought occurs to another man it is the key to that era

—*Ibid*

Every reform was once a private opinion, and when it shall be private opinion again, it will solve the problem of the age

—*Ibid*

We exist in eternity dissolve the body and the night is gone

—*Carlyles aunt to Carlyle*

He does not pretend to reason but to discover he announces not argues he seeks Deity and Nature in man —*Carlyle s Biographer*

The saint whose martydom will make the gallows gloriou like the Cross —*Ibid*

It was not because he lacked firm conviction or thought or one sect or party or church as good as another but because he felt that Truth was beyond party or church that he sought in favour of unity of hearts among men of all religions —*Ibid*

His legacy to the world is not a system not a creed not an observance but a stimulus —an impulse to a perfect life —*Ibid*

All mankind is linked together all men have a right to all that all men have achieved

—*Emerson*

Everything illustrates every other thing,

—*Ibid*

Do the duty which lies nearest thee,

—*Carlyle*

We learn from him that old battles have to be refought in every age, that man changes his dialect from century to century, finds new solutions to old problems perhaps all essential but each specially suited to his age

—*Carlyle's Biographer*

The folly of war and its huge mistake which he clearly expresses, has still to be learnt —*Ibid*

He asserts strongly that only in looking heavenword-take it what sense we will-does true union, mutual love, society, begin to be possible

—*Ibid*

Know thy work and do

—*Carlyle s Gospel of Work*

I am owner of the sphere,
Of seven stars and the solar year,
Of Caesar's hand and Plato's brain,
Of Lord Christ's heart and Shakespeare's strain

—*Emerson*

---

In me there shines the Soul of whole,
Encent'ring and encircling all,
'Twixt God and man, there is no wall,'
Effect and cause in me e'er roll

Lily Dale, N, Y, U, S, A.
January 21st 1900 —*Lalana*

અનુવાદો—

# " અવતરણો "

મનુષ્ય પોતાનાજ સ્થાનમાં ઉત્પન્ન થનારા પેલા ઉમદા રોપા જેવો છે કે જે તાનવૃક્ષની પેઠે અંદરથી થઈ બહાર વધતો જાય છે

શકરાને સ્વાદીષ્ટ થવું એ સહજ છે

નારા ફરતી સર્વકોઈ ગુરૂઓ અને શિષ્યો છે લેવાથી અને દેવાથી એક સરખી રીતે આપણી સેવા બને છે

લોકમા લોક માન્યતાને અનુસરી રહેવુ એ સહેલુ છે એકાંતમા પોતાની માન્યતા પ્રમાણે વર્તવુ એ સહેલું છે પરતુ જે લોકની મધ્યમા રહી એકાતાવસ્થાના સ્વાતંત્ર્યને સમ્પૂર્ણ આનંદથી જાળવી રહે છે તે મહાપુરૂષ છે

તમારા ઉડામા ઉડા વિચારને બોલી દો, અને તે સર્વ માન્ય થશેજ કારણ કે જે ઉડાથી પણ ઉંડુ હોય છે તેજ ઉપરથી પણ ઉપર યોગ્ય સમયે આવવાનુંજ

અભ્યાસીએ પૂર્વ વૃત્તાંતો સબળ થઇ વાચવા, નહિ કે નિબળ રહી પોતાના જીવનને મૂળ માનવુ અને પુસ્તકોને તો તેનાપર ટીકા ગણવી આ પ્રકારે ઇતિહાસની દેવીને ફરજ પાડી એટલે તે એવાં સૂત્રો વદશે કે જે પોતાની અવગણના કરનાર મનુષ્ય કોઈ દિવસે સાભળી શકે નહિ

પ્રત્યેક ઉત્ક્રાતિ પ્રથમ તો એકજ મનુષ્યના ચિત્તનો ખાનગી વિચાર હતો પરતુ તેજ વિચાર બીજાને ઉદ્ભવ્યો એટલે તે યુગની તે ચાવી થઈ

પ્રત્યેક સુધારણા એક વેળા ખાનગી માન્યતા ( કોઇની ) હતી પરતુ તે જ્યારે પુન ખાનગી માન્યતા થઇ એટલે તે યુગનું તાળુ ઉઘડ્યુ

( એમર્સન )

આપણું જીવન અનંત છે, દેહભાવ છોડો એટલે અંધકારમય રાત્રી દૂર ખસી જશે

તે દલીલ દેવાનો દાવો નહિ કરતો, પરંતુ નવી શોધનો તે વિવાદે નહિ ઉતરતો પરંતુ પ્રગટ કરતો, ને પ્રભુને અને પ્રકૃતિને માનવમાં શોધતો

જ્યારે સાધુજનો પોતાના સિદ્ધાંત પર પોતાના આત્માને અર્પણ કરે છે, ત્યારે શૂળી સિંહાસનનું રૂપ ધરે છે (કાર્લાઈલ)

બધીબાનું એ મેહેલ છે, જો સિદ્ધાંત સચવાય તો, એમ હિંદીઓને મહાત્મા કર્મયોગી મો ક ગાંધી શિખવે છે

સર્વ ગચ્છો, સંપ્રદાયો અને ધર્મ સમાન છે, સર્વ ધર્મો ક્રિયાઓ સરખી છે આવી શિથિલ શ્રદ્ધા તેની નહિ હતી, પરંતુ તેને એમ હૃદયમાં લાગતું કે સત્યનો સૂર્ય–ગચ્છો, સંપ્રદાયો, કે ધર્મપંથોની પેહેલીમેર છે અને ગમે તે ધર્મ માનવા છતાં હૃદયની સમતામાં સત્યનો સૂર્ય પ્રકાશે છે

કોઇ દર્શન, કોઇ મત, કોઇ પંથ તે વારસામાં આપતો નથી, નથી આપતો તે કોઈ અંધ શ્રદ્ધા યુક્ત ક્રિયા જે કંઇ તે અર્પે છે તે શુદ્ધ ચારિત્ર ભણી પ્રોત્સાહનજ (કાર્લાઈલના ચરિત્રકાર)

અખિલ મનુષ્યજાત શૃંખલા બદ્ધ છે, સર્વ મનુષ્યોએ જે કંઇ કર્યું છે તેના પર સર્વનો હક્ક છે

પ્રત્યેક પદાર્થ પ્રત્યેક પદાર્થનું જ્ઞાન આપે છે (એમર્સન)

જે કર્તવ્ય તારી સમીપમાં સમીપ છે, તેને પ્રથમ હાથમાં લે (અને જીવનનો અંતિમ હેતુ તારે હાથે ચડશે) (કાર્લાઈલ)

પ્રત્યેક યુગોમાં પૂરાણા યુધ્ધો પુનઃ કરવાંજ પડે છે, એ આ પણુને તેનું જીવન શિખવે છે, માણસો સૈકે સૈકે પોતાની ખોલી બદલે છે, ભૂતકાળના પ્રશ્નોના નવા ઉત્તરો શોધી કાઢે છે, પરંતુ તે પોતાના દેશકાળને યોગ્ય હોય તેવાજ

તે બળ પૂર્વક વદે છે કે માન આત્મા (પરમાત્મા, ગમે તે અર્થમાં) તરફ નજર ટકાવી રાખવાથીજ ખરી ઐક્યતા થાય છે

અને તેમ થતાજ પારસ્પરિક પ્રેમ, સમાજ રચનાનો સભન પ્રાપ્ત થાય છે

તારું કર્તવ્ય સમજ અને તે કર

મનુષ્યે મનુષ્ય સાથે લડવું એના સરખી મોટી કોઈ ભૂલ નથી એ પાઠ હજી તેની પાસેથી મનુષ્ય જાતે શીખવાનો છે

(કાર્યાઈલના ચરિત્રકાર)

સકલ બ્રહ્માંડ સંગ્રહ અને સકળ કાળનો પ્રભુ હું છુ અર્જુનના હાથ (શૌર્ય)નો બહરપતિના મગજ (બુદ્ધિ)નો, બુદ્ધના હૃદય (પ્રેમ)નો અને કાલિદાસના ગાન (કવિતા)નો પ્રભુ છુ (એમર્સન)

---

## પ્રકાશકનુ નિવેદન

મારા પૂજ્ય-વડિલ લાલનના વિચાર-આચાર જે તેમના વચનમા અને ક્રિયામા મને જોવાનો ઘણો પ્રસગ મળ્યો છે, અને તેથી મારા આધ્યાત્મિક અને ધાર્મિક જીવનને જે કઇ પ્રગતિ મળી છે અને મળે છે, તેનો લાભ મારા મિત્ર વર્ગો ઉપરાત સ્વદર્શની અને ઇતર દર્શની બાધવો અને બ્હેનોને મળો એવી શુભ ભાવના થી બ્હેન મણિબાઇએ કરેલા આ સગ્રહને વાચક પ્રજા સમક્ષ સાદર કરવા ઉદ્યત થાઉ છુ આશા છે કે સાર ગ્રાહી, ગુણ દ્રષ્ટિ અને સમદ્રષ્ટિ, વડિલ લાલનના વિચાર બાગમા પ્રવેશ કરતાં સર્વને લાભ પ્રાપ્ત થશે આ શુભ કાર્યમા જે મિત્રે દ્રવ્યસબધી સહાય કરીછે તેમનો ખરા અત કરણ પૂર્વક ઉપકાર માનુ છુ

માડવી-ખારેકબજાર મુબઇ } શાહ. હીરજી કાનજી મણશી.

---

## સગ્રહ કર્ત્રીનુ નિવેદન.

આત્મબધુ-લાલનભાઇના લેખો અને વ્યાખ્યાનો (જેની મે નોંધ લીધેલ તથા પેપરોમા આવેલ)નો જેટલો પ્રગટ થવાનો મારાથી સગ્રહ થઈ શકયો તેટલો આ પુસ્તકમાં તેમજ હવે પછી પ્રગટ થનાર

બીજા બે પુસ્તકોમાં છે-કારણ કે એઓશ્રીના વિચાર—આચાર અને વાણી ઉપર મારી પૂર્ણ આત્મભક્તિ છે અને તેજ સગ્રહ કરવામાં મને ઉત્સાહક પગલુ હોવાથી મારા બીજા બાવવો અને બ્હેનોને તેનો લાભ મળે એવી ઇચ્છા હોવાથી આ સગ્રહની પ્રસિદ્ધિ જોઈ મને બહુ હર્ષ થાય છે

વાચક બાધવો અને બ્હેનોને અહી એટલુ કહેવુ અગત્યનુ છે કે પેપરોમાં આવેના રીપોર્ટની અશુદ્ધિ તેમજ અપૂર્ણતા, ઘણી સાવચેતી ભરી સભાળ રાખના છતા અને એક વિદ્વાન ગૃહસ્થને પ્રુફરીડીંગ અને શુદ્ધિ સાચવવાનું કાર્ય સોંપના છતા યથાર્થ થયુ હોય એમ લાગતુ નથી આશા છે કે વાચકોના ઉદાર અતકરણ બધુ લાલનના આત્મબાગમા પ્રવેશ કરી આટલી ખામી ક્ષતવ્ય ગણશે

ગ. રત્ન મણિબાઈ અભયરામ.

## આત્મપ્રિય વાંચકોને સબોધન

લાલન-આત્મવાટિકા એટલે લાલનના મનની વાડી કે વિચારનો બાગ Montal Park of Lalan, આ મનોવાટિકામા પ્રવેશ કરનાર આત્મપ્રિય બ્હેનો અને બાધવોને આ વાટિકાની બાહ્યરચના સબધી એટલુ કહેવુ બસ થશે કે જૂદે જૂદે પ્રસગે લાલને આપેલા વ્યાખ્યાનો અને પેપરોમા લખેલા લેખોનો-જે એક સગ્રહ આત્મ-બ્હેન મણિબાઈ અભયરામ કરી શકયા છે તેનો-આ એક ભાગ છે બીજા આવા બે ગ્રથો થઈ શકે એટલો સગ્રહ તેમની પાસે હોય એમ જણાય છે

કોઈપણ વકતા સભામા વ્યાખ્યાન કરે છે, ત્યારે તેની ઓળખ પ્રમુખને વ્યાખ્યાનની શરૂઆત પૂર્વે આપનાની કાળજી જરૂર રહે છે અને તે એટલા માટે કે શ્રોતૃવર્ગ તે માણસના પૂર્વ ચરિત્રના કોઇ પણ મુખ્ય અશથી જાણીતો હોય તો તેમનુ વ્યાખ્યાન સમજવામા

સુગમતા થાય તેમજ લેખક, વાંચકપ્રજા સમક્ષ નવીન આવાગમન કરતો હોય તો તેની પણ પીછાન કરાવનાર કોઇવિદ્વાન્ તેના ગ્રથના આરભમા ઉપોદ્દ્ઘાત લખે છે

પરતુ આ ગ્રથ સબધે લેખક એટલુંજ કહી શકે છે કે મનુષ્યનો પરિચય ખરી રીતે તેના આચારમાં છે, અને જેમનાથી તેમના આચાર જોવાને શક્તિમાન નહિ થઇ શકાય તેમને તેના વિચારથી પણ ઘણોક પરિચય મળી શકે છે કારણ કે, A Key to man is his thoughts, એમ મહાત્મા એમસનનું પણ કહેવુ છે એટલે મનુષ્યના આતરને ઉઘાડવાની ચાવી તેના વિચાર, (નય કે અપેક્ષા કે દૃષ્ટિ) છે

મનુષ્ય જેમ જગતને, તેના આંતરને જુએ છે, તેમ તે પોતાના બાહ્યઆતરને પણ પોતાની રૂચિપ્રમાણે દેખે છે લાલન પોતાને જે અનેક રીતે જુએ છે તેમાંની એક રીત કે દૃષ્ટિ એવી પણ છે કે તે જગતનો દેવાદાર છે આત્માસિવાય જે કઇ તેણે મેળવ્યુ છે તે કર્જે લીધુ હોય તેમ-તે ગણે છે અને તે કર્જ આપવાનો પ્રયત્ન કરવા છતા વ્યાજ પણ પુરૂં આ જન્મમા આપી દેતો સારૂં એવુ તેના મનમા છેલ્લા ૧૫-૨૦ વર્ષથી થયા કરે છે અનેક વિદ્વાનોએ પોતાના ગ્રથોમાથી વિચારરૂપ દ્રવ્ય લાલનને ધીરેલું છે એટલુંજ નહિ પરતુ અનેક વ્યાખ્યાતાઓએ પણ તેમ કરવામા બાકી રાખી નથી ઘણા મોટા નાના ગ્રથકારો અને ભાષણકારોએ લાલનના મનોમન્દિરમા પ્રવેશી ઉચ્ચસ્થાનો પ્રાપ્ત કર્યા છે તો જગતની આત્મપ્રિય માનવ વ્યક્તિઓ યત્કિંચિત્ જે કઇ વ્યાજરૂપે તેમને પાછુ આપે છે તે જમે કરવા પોતાના મનોમન્દિરમા લાલનને પેસવા દેશે અને જે રકમ સાદર તેમની પાસે કરે છે, તેમાંથી તેમના આત્માને જે ઉચિત લાગે તેટલુ ગ્રહણ કરશે એવી આશા રાખે છે

લેખકના માનસિક ગુરૂ[1] મહાત્મા એમર્સન તો લાલનને એક

[1] Intellectual teacher

જગોએ એવી શિક્ષા પણ આપે છે અને તે તેમને ઘણે ભાગે માન્ય છે કે Man does not speak but he exposes him-elf

" માણસ ( માત્ર મૂખે ) બોલતો નથી પરતુ તે કેવો છે તે જગતપાસે પ્રગટ કરી દે છે. " મનુષ્યની ઇચ્છા હોય વા ન હોય તથાપિ તેમા રહેલો આત્મા તેના વિચાર, ઉચ્ચાર[1] અને આચારરૂપે દેખાયા વિના રહેતો નથી[2] તેમનુ આખુને આખુ જીવન તેમના શબ્દ મદિરમા તેમનો સત્ય સ્વરૂપ આત્મા આલેખી રહેલ છે તેનો પ્રત્યેક શ્વાસ અને નિશ્વાસ તેમની પ્રવૃતિના અને નિવૃત્તિનો ડકો પ્રકૃતિ (Nature) રૂપી નોબતપર રાત્રદિવસ વગાડ્યા કરે છે આમ હોવાથી ઘણુ કરી સહજ પણ વિચાર કરનાર વાચકને લેખકના વિચારમાગના નાયકનો પરિચય થવો કાંઇ દુર્લભ લાગશે નહિ

સભામા આપેલા વ્યાખ્યાનો, વર્તમાન પત્રમા લખેલા લેખો, અન્ય વકતા કે લેખકોનાપર કરેલા વિવેચનો, કે અનુમોદનો, જ્ઞાન ચર્ચાઓ, સવાદો, પ્રશ્નોતરો વગેરેનો આ ગ્રથના સંગ્રહ છે અને તે વ્યાજ ભરવાના હેતુથી, મિત્રોના આગ્રહથી ( ઉત્તેજનથી ) તેમજ આત્મશ્લેન ભણિમાતી ઇચ્છાથી જનસમાજ સમક્ષ સાદર કરવાનુ બન્યુ છે

આ ગ્રથમાં આવેલા વિચાર સગ્રહની ઉત્પત્તિ એક પ્રકારે નથી પણ અનેક પ્રકારે છે લાલનને એમ અનુભવ થાય છે કે એક વસ્તુ અનેક ધર્માત્મક છે અને તેથી તે વસ્તુઓ સૌ પોતપોતાના ક્ષયોપશમ પ્રમાણે according to his developement તેને નાના–મોટા સ્વરૂપો દેખાડે છે તથાપિ ગુણદ્રષ્ટિ અને સમદ્રષ્ટિવડે કેટલાક વિષયો[3] આ લેખમને કેમ દેખાય છે અને સામર્થ્ય દ્રષ્ટિવડે કેટલાક પ્રશ્નોનો[4] કેમ નિકાલ થઇ શકે છે, તેનુ આ

---

1 यदायदा मुचति वाक्यवाण तदातदा जातिकुल प्रमाण (પ્રસ્તાવિક ) २ नैनके कटाक्षमें कोइ बात कहगइ (રસિક )

શાસ્ત્ર પણ કહે છે 3 પોતે જ્ઞાન્ મનુષ્યો, જીવો વગેરે

4 Questions, new and old

એક એકત્ર કરેલું પ્રદર્શન હોય તેમ છે

જેમ એક બગિચામાં બગનો હોય, તેમાં દિવાનખાનુ હોય લાયબ્રેરી હોય, સંગ્રહસ્થાન હોય, ગેલેરીઓ હોય, જલો હોય અને તેની આસપાસ કમ્પાઉંડ હોય, તેમ આ ગ્રંથકારની આત્મવાટિકામાં કેટલાક આનુભવિક ( સાહજિક ) Intuitional inspired or original વિષયો છે, કેટલાક આભ્યાસિક Tuitional, કેટલાક મનનાત્મક contemplative કેટલાક પ્રવાસોમાંથયેલા અનુભવ સબંધી, કેટલાક ચર્ચાત્મક, કેટલાક સવાદાત્મક, કેટલાક પ્રશ્નાત્મક કેટલાક પ્રગટ પત્રો opened letters રૂપે આમા ગોઠવાયા છે માટે વાચક વૃદે અનુક્રમણિકામાં તે તે વિષયોના ચિન્હોથી જણાવેલી હકીકત સમજી વાચવા કૃપા કરવી કે જેથી લેખકનો આશય સમજવામા સુગમતા થાય અને ભુલ થાપ ખાવાનો પ્રસગ આવે નહિ

કેટલાક માનવ બાંધવોનુ એમ માનવુ હોય છે કે તમે અમને નવીન શુ આપો છો? કેટલાક એવુ માગનારા હોય છે કે તમે અમને પ્રાચીન શુ અર્પો છો? કેટલાક એવા વિચાર ધરાવે છે કે અમને વ્યવહારૂ જોઇએ, કેટલાક એવુ પણ કહે છે કે નિશ્ચયાત્મક Ideal શુ આપો છો? આ બધા વાચક બાંધવોને કંઇ ને કંઈ આ સંગ્રહમાંથી મળશે એવો સભવ છે

નવીનતા પ્રિયોને-આમાં originality નવીનતા જોઇ-નવીન દ્રષ્ટિએ જગતની પ્રેક્ષા કરતા આનદ થશે મનુષ્યનુ ખિન્ન થયેલું મન કોઇ વેળા પોતાની આસપાસ દેખાતા જગતને કારાગ્રહરૂપે દેખે છે, અને તેમાથી છુટવાના પ્રયત્નોને યથાશક્ત સેવે છે કોઇ વેળા તેજ મન પોતાની ઉન્નત અવસ્થામાં તેને એક નાટયશાળા રૂપે દેખે છે,- ( શાળારૂપે પણ નિહાળે છે ) અને પોતાને તેમા એક વિશ્વરૂપ રગભૂમિમા પોતાનો ભાગ ભજવતો નાટયપાત્ર ગણે છે પરતુ આ વિશ્વ એ બગિચો કેમ છે, મનુષ્ય તેનો નાયક કઇ અપેક્ષાએ, કેવી સ્થિતિએ છે, તેનુ દર્શન આ લેખોમાં વાચકોને કંઇક થશે એવો

સભવ છે તેજ પ્રકારે ભૂતકાલના પ્રિય પાઠકોને પોતાના ભૂતકાળની વિદ્યા વર્તમાનમા કેમ યોજવી તેનો માગ પણ કઇક મળશે

દ્રષ્ટાંત તરીકે—નવિનતા પ્રિય વાચકો જોઇ શકશે કે—

**આનુભવિક વિષયો.**

**વિરોધ કોણ, છ ખ ડને સાધનાર ભરત મહારાજ કે છ દ્રવ્ય ને સાધનાર(અધ્યાત્મ મેળવનાર)આત્મા?** આ વિષયમાં તેમજ **મમત્વત્યાગાનુભવ** આ બન્ને વિષયોમા મનુષ્યનુ મન પોતાની ઉચ્ચ સ્વતંત્ર અવસ્થામા આત્માને કેવો દેખાડે છે, તે જોવામા આવશે

**સ્વાભાવિક[1] શુ અને શુ છે વિભાવિક?**

આ વિષયને વાચતા વાચનાર જોઇ શકશે કે ઉંચને ચડવુ (ascent) એ સ્વાભાવિક અને પડવુ (descent) એ વિભાવિક છે

**કઇ અપેક્ષાએ જગતનો કર્તા આત્મા છે?**

આ જગતનો કર્તા કોઇ ઇશ્વર છે એવુ આપણી પૃથ્વીની માનવ વ્યક્તિનો ધાર્મિક ગણાતો મોટો ભાગ માને છે જગત્ કર્તા ઈશ્વર હોય તો આવાં આવા દુષણો આવે છે એવી નિષેધાત્મક દલીલો-જૈન ધર્મ, બાદ્ધધર્મ અને જડવાદનાળુ સાયન્યસ, તેમજ જેને ઇશ્વરકર્તૃત્વની માન્યતાવાળા નાસ્તિકો ગણે છે તેઓ ઉભી કરે છે, પરતુ માનવપ્રજાનો મોટો ભાગ એ નિષેધાત્મક દલીલોને સમજી શકતો નથી એટલુંજ નહિ પણ જે કઈ સમજી શકે છે તેઓની પણ એવી માન્યતા છે કે અનંત શક્તિવાન્ ઇશ્વરના બધા હેતુઓ માણસ પામી શકે નહિ, અથાત્ અમારે તો ઇશ્વરકર્તૃત્વની માન્યતાજ સાચી છે એવુ તેમને દ્રઢ હોય છે આ ઉપરાંત નવીન કેળવણી પામતા જૈનમાર્ગી, અને યુવાનોને પણ આ માન્યતાના સસ્કાર એટલા બધા મળે છે કે તેમના ધર્મની નિષે

---

૧ આમા સ્વભાવ શબ્દનો પ્રયોગ Conventional વ્યવહારુ અર્થમા કર્યો છે એવુ આ વિષયમા આપેલા ઉદાહરણોમાથી સામાન્ય વાચકો પણ સમજી શકશે

ધાત્મક દલીલને ઘણાજ થોડા જૈન બાળકો સમજી શકે છે ટુંકામાં તેઓ જન્મથી જૈન હોવા છતાં જૈનપ્રજાને મોટો અને ધર્મજ્ઞાનથી વિમુખ ભાગ ઇશ્વરકર્તૃત્વને માનનાર જોવામાં આવે છે

આ સબંધે લેખકને જે વિચાર આવેલા તે વિચારોપર મનન કરતાં કરતાં એમ જણાયું છે કે જે મનુષ્યપ્રજા ઇશ્વરને કર્ત્તા માને છે, તેની વ્યાખ્યા અને જૈનધર્મના ઇશ્વરની વ્યાખ્યા ભિન્ન છે અર્થાત્ જૈનેતરો ઇશ્વર કહે છે તેને જૈનો ઇશ્વર નથી કહેતા પણ કર્મ કહે છે ઇશ્વર તો તેઓ કર્મનો સર્વથા જય કરનારને કહે છે વળી જૈનેતર આર્યપ્રજા ઇશ્વરના બે સ્વરૂપો કલ્પે છે

બ્રહ્મ અને બ્રહ્મા-બ્રહ્માને જગત્ કર્ત્તા અને બ્રહ્મસ્વરૂપ અકર્તૃત્વવાળુ લેખે છે આવી ચર્ચામાં ઉતરવાનું ઇષ્ટ ન ગણી હાલ જૈનપ્રજાને કઇ ઉત્સાહક પગર્દ મળે તેમજ જૈનેતર સાથે સમજુતી કરી શકે તેટલુ બને જૈનપ્રજામાં આવે ત્યાંસુધી એક બીજી પદ્ધતિ અને તે પણ શાસ્ત્રજ્ઞાનના ઉંડા આશયને અનુકુળ એવી સાદર કરી છે એવી આશા રહે છે કે નવીન જૈનપ્રજાને તે બુદ્ધિગમ્ય થઇ શકશે અર્થાત્ આ વિષયમાં હાલ અને પ્રાચીન કાળમાં ઘણેક સ્થળે યોજાયેલી વ્યતિરેક કે નિષેધાત્મક પદ્ધતિનો ઉપયોગ કર્યા વિના અન્વય કે વિધ્યાત્મક પદ્ધતિને યોજી ઘણાક દ્રષ્ટાંતથી એવુ દેખાડવા પ્રયત્ન સેવ્યો છે કે આત્મા પોતાની સ્વાભાવિક કર્તૃત્વદશામાં નિજગુણનો કર્ત્તા છે, પણ વિભાવિક કર્તૃત્વદશામાં જગતનો કર્ત્તા છે અને તે ઘણાક ઉદાહરણો આપી દેખાડેલુ છે

### પાચ અનુવ્રત અને તેની કસોટી.

આ વિષયમાં અનુવ્રતો પણ કેવી સિદ્ધિ ઉત્પન્ન કરી શકે છે અને તે આત્મપરીક્ષા કરવામાં તે કેવી ઉપયોગી છે તે સબંધી પોતાનો અનુભવ જાહેર કર્યો છે

### જૈનધર્મનુ સ્વરૂપ (લાલનને કેવુ દેખાય છે ?)

આ વિષયને વાચતાં વાંચનાર જેવુ જિનભગવાનનું સ્વરૂપ દેખ

છે તેજુજ જિાધર્મનું સ્વરૂપ હાન વિદ્યમાન છે એવુ જોઇ શકશે

**ચડતા આત્મા (to the progressive soul) ને ગુણદ્રષ્ટિવડે બહિરાત્મા પણ કેવો રમણિય દેખાય છે?**

બહિરાત્મા " અધરૂપ " કે " પાપરૂપ " છે એ ખરૂ છે, પરતુ સાપેક્ષ છે એટલે કોઇ અપેક્ષાએ તે અનઘ કે પૂણ્યરૂપ પણ છે અને તે કઇ અપેક્ષા, એ ઉદાહરણો પૂર્વક દાખવી બહિરત્મા શુભ (પુણ્ય) તરફ વળે તો પોતાની ઉન્નતિ કેટલી હદ સુધી વધારી શકે તેની ઉચ્ચમાં ઉચ્ચ સીમા આ વિષયમા લેખકને સ્ફુરી તે જણાવી છે

**દર્શન પ્રકાશ કેવો સુદર છે ?**

આત્મામાં અનેક ગુણો છે અને તેથી આત્મજિજ્ઞાસાના બાળ અભ્યાસીઓને જેમ સૂર્યના પ્રકાશવડે સૂર્યનું જ્ઞાન થાય છે, તેમ આત્માનાજ ગુણવડે પ્રથમ તેના ગુણોનું જ્ઞાન અને તે ગુણોના પ્રકાશવડે આત્માનુ જ્ઞાન થઇ શકે માટે કેટલીક બુદ્ધિગમ્ય યુક્તિ અપેક્ષા પૂર્વક આ વિષયમા દાખવી છે જેમ દર્શનગુણ, તેમ આત્માના જ્ઞાનગુણ, વીર્યગુણ વગેરેપર વિષયો લખેલ પરતુ તેનો સગ્રહ થઇ શકયો નથી આગળપર છપાનાર ભાગોમા બની શકશે તો પ્રગટ પણ થશે

**ઉપયોગ સહિત અને ઉપયોગ રહિત ધર્મક્રિયાના ફળોમા દેખાતો મહદ્ અતર.**

ઉપયોગ સહિત ક્રિયાનો આનદ આમાં દાખવવામા આવ્યો છે

**મુક્તિ ન મળવાનુ એક કારણ.**

આ વિષયમા એવી એક સહજ યુક્તિ જે લેખકને સ્ફુરી તે અને પોતાને તે લાગુ પાડવાનો યત્ન કર્યો અને કરે છે તે યુક્તિ, યુક્તિના કામી જનોને લાભદાયક કઇ થઇ શકે એવા હેતુથી લખી છે અને તે એ કે જેમ ચોરી કરનાર, કે કોઈનું પચાવી પાડનાર, કે લૂટનારને રાજા [illegible] બધનમા રાખે છે અને તેમાથી ચોરી કરેલી [illegible] કરી, જેનો માલ ચોર્યો હોય તેને [illegible]

સુપ્રત કરનારને અને હવે પછી તેની ચોરી નહિ કરવાની અંતઃકરણ પૂર્વક પ્રતિજ્ઞા કરનારાને કેટલાક રાજાઓ બંદીખાનામાંથી મુક્ત કરે છે—અર્થાત્ મુક્તિ આપે છે તેમ શુદ્ધઆત્મા અને તેના શુદ્ધ ગુણ સિવાય, બીજા પાંચે દ્રવ્યો અને તેની વસ્તુઓ હવે ચોરેલ છે લૂંટેલ છે તેને એટલે જેના પર્યાય છે તેને પાછી સુપ્રત નિશ્ચયે કરવામાં આવે અને પોતે પોતાની આત્મસ્થિતિમાં મગ્ન રહે તો મુક્તિ આપોઆપ તેની ભણી દોડી આવે છે

ઉપર જણાવેલા અને તેવા બીજા વિચારો શુદ્ધ આત્માનુભવના છે એમ નહિ પરંતુ મનની ઉચ્ચ અવસ્થાએ થી—ધ્યાન—અવસ્થાથી ઉતરતા સ્વરૂપના છે આત્માનુભવ શબ્દમાં ગુંથવો અશક્ય નથી પરંતુ દુઃશક્ય છે તથાપિ પોતાના ક્ષયોપશમ પ્રમાણે આત્મપ્રિય બાંધવોને અને બ્હેનોને દિગ્દર્શન થાય માટે વિજ્ઞતા પૂર્વક લેખકે પોતાના સહજસમાધિ સવીર્યધ્યાન, સ્વાનુભવદર્પણ દિવ્યજ્યોતિ Gospel of Man વગેરે ગ્રંથોમાં જે આત્માનુભવ કંઈક નાના પ્રકારે જણાવ્યો છે ત્યાંથી જોવું

## મનનાત્મક વિષયો

### (૧) આત્મનિંદા એ ગુણ કે અવગુણ ? અને (૨) પોતાની નિંદા કરવી કરાવવી તેમાં લાભ શો ?

પહેલો વિષય આનંદ માસિકના પ્રથમ અંકની પ્રથમાવૃત્તિમાં અને બીજો વિષય આનંદ [illegible] વપુની જન્મગાંઠ દીન પ્રસિદ્ધ થયેલ છે

આ વિષયોમાં આત્મનિંદા કેટલે અંશે ગુણાવહ અને કઈ અપેક્ષાએ દોષાપાદક છે તેમજ આત્મપ્રશંસા કયે અંશે પોતાને નુકસાન કરનાર અને કયે અંશે લાભદાયક છે તેની સામા દાખવી છે આત્મનિંદા આત્મપ્રશંસા અને આત્મખ્યાતિની સામા દાખવવાનો આ વિષયોમાં પ્રયત્ન સેવ્યો છે

## પરમાત્મા ક્યા મળે ?

આ વિષયમા સ્વયભૂરમણ સમુદ્રે પાણી પોતામાં શોષ્યુ હોત તો તેને સત્વર મળત, અને આટલા ફાંફાં નહિ મારવા પડત, એમ સૂચવ્યુ છે એ સ્વયભૂરમણની દતકથા દ્રષ્ટાંતરૂપે "આન દ"માસિકના એક અ કમા આપેલ, ત્યારપછી તરતજ આ વિષય લખેલ હોવાથી તે દ્રષ્ટાત વાચકોના લક્ષગત હશે એવુ ગણી તે દતકથા છે, એવુ પુન નહી લખેલ હોવાથી ગેરસમજ થવાનો સભવ જેને રહેતો હોય તેમણે પોતાની ખરી સમજ માટે આ વાર્ટિકના કર્ત્તાના સ્વાનુભવદર્પણ નામના પુસ્તકનાં પાનાં ૪૪ માં જોવુ એવી ભલામણ છે.

## મનુષ્ય જન્મ દુર્લભ છે કે અલભ્ય ?

આ વિષયપર મનન કરતા એમ દેખાયુ કે તે અલભ્ય છે, દુર્લભ છે, લભ્ય છે અને સુલભ પણ છે અને તે કોને કોને ? એ અત્રે જણાવવાનું ઉચિત્ત ધાર્યું છે

## મનુષ્ય કેવળ સ્વાધિન છે કે પરાધિન ?

મનુષ્ય પોતે કેવો છે, તેનાપર મનન કરતાં કરતાં તેનુ પરાધિનતાપણું ઘણું દેખાયુ, તેના સ્વાધિનપણાપર મનન કરતાં તે પણ કઇ ઓછુ જણાયુ નહિ ઉભયપર વિચાર કરતાં પ્રારભે મનુષ્ય પરાધિન અને તેમાંથી તે કયે પ્રકારે વિવિધ આલબનોવડે સ્વાધિનતાપર આવતો જઇ સ્વતત્ર થાય છે તે દાખવ્યુ છે એટલુ જ નહિ પરતુ અયોગ્ય પરાધિનતાના કુવામાં જન્મારા સુધી પડી રહેતા, અને અયોગ્ય સ્વતત્રતાનો ફાંકો રાખનાર કયાં અને કેવી ભૂલ કરે છે તે દાખવી, તેને સ્વાધિન કરવામા સ્હાય આપનારાનો વિનય તેણે કેવી રીતે સાચવવો જોઇએ તે સૂચવ્યુ છે, કે જેથી મનુષ્યને સ્વાતત્ર્યનુ ઉત્સાહક પગતુ હાથ લાગે અને પરાધિનતામાથી ઉદ્ભવતુ નિર્માલ્યપણું અને સ્વતત્રતામાંથી ઉદ્ભવતી ઉછૃંખલતા પ્રજાવર્ગમાંથી, ધર્મસસ્થામાથી, શિક્ષણશાળામાથી દૂર થાય એવો Evolutionary ઉન્નતિક્રમ દાખવ્યો છે

## સાંસારિક અને ધાર્મિક જીવનમા કોણ વિજય પામશે?

Who will succeed in life, both Social and Spiritual?

આ વિષય જનશ્વેતાંબર કોન્ફરન્સના ઉત્પાદક લોકપ્રિય શેઠ ગુલાબચંદ ઢઢ્ઢા એમ એ ના પ્રમુખપણા નીચે આપેલ ભાષણ રૂપે છે અને તેનો ગુજરાતી ભાષામા લેવાએલ રીપોર્ટ (જે સમજમાં મળી આવ્યો) અહી આપેલ છે આ વિષયમાં એમ દાખવ્યું છે કે ભૂતકાળ જે મરણ પામેલ છે, તેને જુના ખડેરમા શોધના રાને નહિ અને ભવિષ્યકાળ જે જન્મ્યો નથી, તેને હસાઈ કિ ના સંધી પોતાની ભાવનાને લબાવનાથી નહિ પરતુ અખીલ ભૂતકાળના બાળકરૂપે જન્મેલા અને અખિલ ભવિષ્યકાળના પિતા તરીકે પોતાનો દાવો કરતા આ વર્તમાનકાળમા પોતાનું ધાર્મિક જીવન અને સસારિક જીવન જે સમ્પૂર્ણ રીતે દેખી શકશે તેજ વિજયની વરમાળ પહેરશે એમ દાખવ્યુ છે

---

### આધ્યાત્મિક વિષયો.

1. ૧ કર્મબંધના ચાર પ્રકાર
2. ૨ આપણામા ધાર્મિકજ્ઞાન કેમ વધે?
3. ૩ યોગવિદ્યા
4. ૪ શાંતિનો માર્ગ
5. ૫ જાતિસ્મર્ણજ્ઞાન કેવી રીતે ઉદ્દભવે?
6. ૬ પંચપરમેષ્ટિ ગુણરત્નમાલા
7. ૭ જૈનધર્મનુ મૂળ અને તેવડે સ્વરૂપ પ્રાપ્તિ

આ છેલ્લો આધ્યાત્મિક વિષય રતલામવાસી એક સુશ્રાવકે આપેલા લેખનની પ્રસાદીરૂપે છે આ સાતે વિષયો લાવનને હજી અભ્યાસના છે આ વાટિકામા યોગ્યસ્થાન તેમને પણ આપવામાં આવ્યુ છે

૪ પ્રવાશ અને અવલોકન.

હિંદની જાતને, ધર્મને, દેશને માટે જે જે શિક્ષણીય જણાયુ તે તે નીચેના વિષયોમા દાખ યુ છે

એટલે કે 'સ પવડે જૈનતા, 'સમુદાયમાંથી સમાજ કેમ બની શકે ?'' 'સુસ પફળા' 'યૂરોપીય વિશાળ મતિમાંથી લેવા યોગ્ય શિ ક્ષ' (પાનુ ૮૫ ૧૩૭)' સર્વત્ર સ પની સુશકયતા,' 'પશ્ચિમનો અનુભવ' 'અપુટધન કર્યા છે?' 'પ્રોફેસર ગેરીનો અને જૈન ધમતાન' 'વીરનદીનો ચોપડો ( Satire ) 'પંડિત લાલનનો પ્રવાશ,' પંડિત લાલનથી લડનમાં કરાતા કાર્યો,' આ વિષયો પ્રવાશ અને અવલોકનના વિષયમાં સમાવેશ પામી શકે એવુ જણાય છે

૫ ચર્ચાત્મક વિષયો.

**જૈનમા નવીન પથની ઝાખી અને તેનું સમાધાન.**

૧ આ વિષય મુનીરાજશ્રી ( હાલ આચાર્યશ્રી ) બુદ્ધિસાગરજી મહારાજના લેખપર ચર્ચારૂપે Harmony હાર્મોનીની સહીથી "સાંજવર્તમાન" પત્રમાં આપેલ હતો લાલનના કોઇ લેખ ઘણુંકરી એવા નથી કે તેમા પોતાનુ નામ છેડે ન આપ્યુ હોય, માત્ર આ લેખ અને બીજા બે કે ત્રણ લેખ હશે એટલે કે ગુણાનુરાગી એવી સહીથી એક જૈનધર્મપ્રકાશમા અને ગુણદૃષ્ટિ એવો એક જૈનમા આ સિવાય પોતાનું નામ છૂપાવવાનો પ્રેમ લાલને કર્યો હોય એમ સ્મરણમાં નથી

૨–મુનિરાજ શ્રી શાતિવિજયે કરેલ ચર્ચાનો ઉપસહાર–**મોક્ષ પ્રાપ્તિમા શ્રદ્ધાગુણ પ્રબલ છે કે શાત્યાદિગુણ ?**

આ વિષયમા લાલનનો ક્ષયોપશમ એમ કહેછે કે આત્માનુભવ કે શુદ્ધ સમ્યક્ત્વ પ્રાપ્ત થયાવિના નાના પ્રકારની શુભ ક્રિયા વડે ઉચ્ચગતિઓ જીવ પામે, પરતુ તત્વાર્થ સૂત્રનો ઉપસહાર કરતા **શ્રીમદ્ ઉમાસ્વામી લખેછે તેમ પ્રથમ પ્રશમ ( શાતિ ) પછી સ વેગ,**

પછી નિર્વે, અનુકંપા, અને છેવટે આસ્તિક્ય ઉદ્દભવે તેજ મોક્ષ પોતામાં પ્રગટી નીકળે

આ આસ્તિક્ય તેજ સમ્યગ્દર્શન કે શુદ્ધ શ્રદ્ધા ગણાય આજ નૈસર્ગ સમ્યક્ત્વ મનાય એમ લાનનને લાગતું હતું તેપર આ ચર્ચા મહારાજશ્રી શાંતિવિજય અને લઘુતમ લાનન સાથે ચાલેલ હતી. કંઇક વિશેષ સ્પષ્ટતાની ખાતર અહી જણાવવું જરૂરનું છે કે જીવ ચોરાશી લાખ યોનિમા ભમતાં ભમતાં નદી ગોલકન્યાયે કંઇ વિરમે-થાકે-શાંત થાય ત્યારે પોતાના સબંધી વિચાર કરે એટલે જરા શાંત રહી વિચાર કરે આત્માભિમુખ થાય ત્યારે આત્મદર્શન તરફ વળ્યો સમજાય પછી જેટલો જેટલો વિશેષ વિશે આત્માતરફ તેના ગુણોતરફ દોડ કરે તેટલો તેટલો તેમાં સંવેગ છે એમ મનાય જેટનો જેટલો પરભાવ તરફ નિવર્તે થતો જાય તેટનો તેટલો તેમા નિર્વેદ પ્રાપ્ત થાય આમ કંઇક શાંતિ વડે (પ્રકાશ) પામ્યા પછી એક તરફ સંવેગ (દોડ) વડે આત્માતરફ વધતું જતું વલણ અને નિર્વેદથી પરભાવનો ઉત્તરોત્તર ત્યાગ, આમ ત્રણ અનુક્રમે થાય, ત્યારે જીવમા પોતાના આત્માની પૂર્વાવસ્થા જેમાં કપાયો અવિચ્છિન્ન પણે ચાલતા હતા તે આત્મસ્થિતિપર પોતાને કરૂણા આવે, તેમાથી પોતાને મુક્ત કરવાની તીવ્ર ઇચ્છા જાગૃત જે પ્રશમ કાળે ઉદ્દભવી હતી તેની અપેક્ષાએ નિર્વેદ થતાં વિશેષ સ્ફુરી અનુકમ્પા, કરૂણા ઉત્પન્ન કરાવે, અને આમ કરૂણાજળથી નિર્મળ થયેલો આત્મા, કમના-કપાયના અનંત અનુબંધો ધોવાઇ આસ્તિક્ય એટલે સમ્યગ્દર્શન પામે. વ્યવહારે દર્શન, જ્ઞાન, ચારિત્ર અને નિશ્ચયે દર્શન જ્ઞાન ચારિત્રમા તદ્દાવત છે નિશ્ચયે એ ત્રિપુટિ અનુભવ વિના ન થાય માટે સમ્યગ્દર્શન કે જેવો આત્મા છે તેવોજ અનુભવે અને જેવાં પરપ્રયો છે તેવાં જ્ઞાને દેખે એટલે કે મહારાજશ્રી ઉમાસ્વાતિ સ્વામીએ તત્ત્વાર્થ સૂત્રનો ઉપસંહાર કરતાં ભાષ્યમાં લખેલ છે કે પ્રથમ પ્રશમ, પછી સંવેગ, પછી નિર્વેદ, પછી અનુકંપા અને છેવટે આસ્તિક્ય આત્મસ્વરૂપમાં

અખંડ શ્રદ્ધા થાય તે મોક્ષ પ્રાપ્તિમાં અગ્ર ગુણ ગણાય અર્થાત્ સમ્યગ્દર્શન એ મોક્ષ પ્રાપ્તિનું મૂળ છે તો શાન્તિ કે પ્રશમ તે મોક્ષ પ્રાપ્તિમાં એ મૂળનું પણ બીજ છે

સંવેગ એ હવા, નિર્વેદ એ ગરણી, અનુકમ્પા જલ, આસ્તિક્ય conviction રૂપે થયા, તેમ દર્શન, સમ્યક્ થવા એ ચારે ગુણોની અવલથી પણ અવલ જરૂર છે એમ લાલનને ભાસે છે કોઇ તેમને શાસ્ત્રાનુસારે બુદ્ધિગમ્ય થાય એવી રીતે સમજાવે કે પ્રશમાદિની પ્રથમ જરૂર નથી, શુદ્ધ સમ્યગ્દર્શન તેની પૂર્વે પ્રાપ્ત થાય છે, તો તે શિર્ષે વદ્ય કરી સ્વિકારશે

ઉપર લખેલ વિષયમાં ચર્ચાકાળે લાલનના ક્ષયોપશમ પ્રમાણે તેના વિચારો કેવા હતા તેનું તે માત્ર દર્શન છે, પરંતુ તેથી એમ સમજવાનું નથી કે કોઇ બુદ્ધિગમ્ય કરાવી, તેનાથી બીજે માર્ગે દોરાવે તે લાલન ન સ્વિકારે

**૪ શાશન ઉન્નતિનું મુખ્ય કારણ શું ? આત્મબળ શાસ્ત્રબળ કે બાહ્ય આડંબર ?**

આ વિષય સંવાદરૂપે જૈનપેપરમાં આવેલ છે, તેપરથી સમ્રહિત થયેલ છે આ વિષયની ઉત્પત્તિ, નિચે પ્રમાણે છે

સાહિત્યપ્રિય મહારાજશ્રી વિદ્યાવિજયજીએ એવો એક વિષય આપેલ હતો કે 'શાશન ઉન્નતિનો મૂખ્ય ઉપાય કયો' ? આ વિષયના અનુમોદનમાં લાલને એક વિષય એજ 'જૈન' પેપરમાં આપ્યો હતો પરંતુ તેમના એક પોઇંટપર એટલે ચારિત્ર Character વિષયમાં સહજ મતભેદ થયો હોય એમ સમજાયું એ Character કે ચારિત્ર જેનો સમાવેશ લાલને આત્મબળમાં કરેલ હતો આટલાપરથી આ ઉપયોગી ચર્ચા સંવાદરૂપે જાહેરમાં થાય તો ઘણા જીજ્ઞાસુઓને લાભ થાય એવું સમજી, લાલને પોતાના "સદ્વક્તા" નામના ગ્રંથમાં જે પદ્ધતિથી સંવાદ કરેલ છે તે અખત્યાર કરી, જૈનમાં ઉપનો પ્રશ્ન ઉપસ્થિત કરવા એક ઉપોદ્ઘાત લખ્યો અને ઉપસંહારમાં પોતાનો છેવટનો અભિપ્રાય જણાવવા સૂચ્યું અને બીજા લેખકોને

તે ત્રણ પોઇંટમાના એક પોઇંટ લેઇ પોતાના અભિપ્રાય જણાવવાનું પણ સાથે સાથે પ્રુગ્નોગ્મા જણાયુ ( જુઓ પૃષ્ટ ૨૮૦ ) પરંતુ બન્યુ એવુ કે વીરચંદ ૫ મસી લાનન નામના એક સવાદકે જ્યારે આડમરને મુખ્ય ગણ્યો, ત્યારે એક મુનિમહારાજે આત્મબળને શ્રેષ્ટ દાખવવા મજબુત દલીલો રજુ કરી, અને તે એટલેસુધી કે બીજા ઉભય બળનું ખડન કરી તેને યથાર્થ રીતે ગૌણકરી દાખવ્યા અર્થાત્ જેમ ઉપસહાર કરનારે કરવું જોઇએ તે કામ મહારાજશ્રીએ ઘણીજ સારી રીતે બજાવ્યુ જેથી ઉપસહાર લખવાની એટલીજ જરૂર રહી કે મહારાજશ્રીના વિચાર લઘુતમનાનનને શિર્ષાવદ્ય છે પરતુ એટલુ પણ જણાવવાનો પ્રસગ વિદેશગમનને લઇ મળ્યો હોય એમ જણાતું નથી માટે પોતાની સમતિ મહારાજશ્રીના અભિપ્રાય સાથે એક વાકયતા રૂપ છે અને વિરોધમા જે તેના સબધમાં જણાવવાનું હતું તે પ્રમાણે હાન ટુકામા જણાવી દે છે કે શાસન ઉન્નતિમા ત્રણે બળની અગત્ય છે પરતુ એ અગત્યતામાં આપણા ધાર્મિક બળોનો કેટલો હિસ્સો પ્રત્યેક બળને આપવો તે તેણે પોતાના નિશ્ચયને વ્યવહારમા પ્રવૃતિ આપવા આ પ્રમાણે રચ્યો છે એટલે કે બાહ્ય આડમરનો જે અશ પ્રભાવનારૂપે છે તેનેજ ઉત્તેજન અપવુ અને તેમાં ધાર્મિકબળ Spiritual energy એકદશાશ કે દશ ટકા શાસ્ત્રબળમા ત્રીશ ટકા અને આત્મબળમા સાઠ ટકા ખર્ચ કરવો આમ કરવામા આવે તો લાનનના ધારના પ્રમાણે શાસન ઉન્નતિ કંઇક યોગ્ય થતી ગણાય

ઇન્ચ પ્રશ્નોતર અને ખુલ્લાપત્રો, આ બે શિષક (હેડીગ) નીચે સમાવેશ પામતા વિષયોપર વિવેચન કરવાની વિશેષ અગત્ય નથી, કારણ કે તે પોતેજ ખુ બેખુલ્લા છે

હૃદયના ઉંડા ભાગમાથી સ્ફુરતા વિચારોના અતિવેગને લઇ ભાષણો અને લેખોના તેમને પ્રગટકરતા વિચાર સકલના કે ભાષાની વાકયશૃખલા કોઇ કોઇ જગોએ વાંચક બાધવોને તુટીત

લાગશે અને કોઈક અકોડાઓ તેઓને ઉમેરવા પણ પડશે, એવુ વાચી જોતાં લેખકને પોતાને જણાય છે તથાપિ લેખકને ભરૂસો છે કે આસપાસના વિસ્તારી વિવેચનથી લેખકનો ભાવ વિચારક વાચકોને સમજ્યા વિના રહેશે નહિ

સામાન્ય મનુષ્યોનું મન સંસારકાદવમાથી નીકળી ધ્યાનરૂપ આકાશમા જ્યારે વિચરે છે, ત્યારે તે પોતાની સ્વતંત્રતા અનુભવે છે જે મન સંસારનુ ગુલામ થયેલુ તેજ મન સંસારનુ અધિપતિપણુ ભોગવતું હોય એમ જણાય છે અમેરિકાના અધ્યાત્મિ એમર્સન પોતાને મનની કોઇ ઉચ્ચ અવસ્થામાં નિચે પ્રમાણે ગણે છે

"હું અખિલ બ્રહ્માંડનો, સપ્તઋષિનો અને સૌર્ય વર્ષનો પ્રભુ છુ અર્જુનના હસ્ત (શૌર્ય) નો બૃહસ્પતિના મસ્તક (બુદ્ધિ) નો, બુદ્ધના હૃદય (પ્રેમ) નો, અને કાળિદાસના ક ઠ (કવિતા) નો પ્રભુ છુ"

પરમાત્માને આપણે ત્રિભુવનનાથ તરિકે ઓળખીએ છીએ

સ્વામીરામતીર્થ પોતાને જગતનો બાદશાહ (રામબાદશાહ) મનની ઉચ્ચ અવસ્થામાં સમજે છે એજ રીતે લખક, મનુષ્યોને અને પોતાને છ દ્રવ્યોના એટલે સકળ વિશ્વના અધિપતિરૂપે સમજે છે

અનમત આ કલ્પના છે, એવુ તે સ્વિકારે છે પરતુ એ કલ્પના શાંતિપામતા મનની કોઇ ઉચ્ચ અવસ્થામાથી જન્મેલી છે વસ્તુત છએ દ્રવ્યો પોતપોતાના સ્વભાવમાજ રહે છે. નિશ્ચયથી કોઈ કોઇનો સ્વભાવ છોડતુ નથી તથાપિ આત્મા જ્યારે મનની સાથે એકતા પામે છે, ત્યારે મન નિચ કોટીમા હોય તો પોતાને નિચ સમજે છે, અને ઉચ્ચ કોટીમા હોય તો પોતાને ઉચ્ચ આને જૈનશાસ્ત્રજ નહિ પણ ઇતર આર્યશાસ્ત્રો અને પાશ્ચાત્ય શાસ્ત્રો પણ વ્યવહાર આત્મા Natural Soul ગણે છે

વ્યવહારે હવે જ્યા સુધી તે પોતાના સ્વભાવને અનુભવે નહિ ત્યાં સુધી જે પાપના-વિષયોના-કષાયોના પંજામાં ફસાય તો તે ત્રણે લોકનો ગુલામ છે-દાસ છે-સંસાર કેદી છે, અને તેમાથી

તેને મુક્ત થવાની અગત્ય છે પરંતુ જો તે પુણ્યપથે વદે-સન્માર્ગે વર્તે, સ્વપરના ઉપકારમાં પોતાનું જીવન ગાળે, ક્ષમાદિ ગુણોથી પોતાના મનને સુવાસિત કરે સર્વ આત્માને પોતા સરખા ગણે તો તે મન રૂપ આત્મા સ્વતંત્ર છે મુક્ત છે પરમાં યથાશક્તિ અલિપ્ત રહી તેનું વ્યવહારિક સ્વામીપણું ભોગવે છે.

નિશ્ચયથી જોતા આત્માનું સ્વામીપણું પરદ્રવ્યપર નથી, નથી પરદ્રવ્યનું સ્વામીપણું આત્માપર નિશ્ચયથી આત્મા પર ઉભય સ્વતંત્ર છે વ્યવહારે પરદ્રવ્યનો આત્મા દાસ છે અને વ્યવહારે પરદ્રવ્યનો આત્મા પ્રભુ પણ છે

આત્મા પોતાની અજ્ઞાન અવસ્થામાં-મનની મુંઝવણમાં-માયાના મોહમાં પોતાને આસપાસ રહેલું જગત્ (સર્વ પદાર્થો) દુઃખ આપનાર માને છે પરંતુ જે જે અંશે તે પોતાને સમજતો જાય છે તે તે અંશે તેજ જગત્ તેજદ્રવ્યો-પદાર્થે-પુણ્યના-સુખના સાધન રૂપ લાગે છે-સુખરૂપ લાગે છે અનંતત પાપ એ ખરૂં દુઃખ નથી, નથી પુણ્ય એ ખરૂં સુખ ખરૂં દુઃખ માત્ર અજ્ઞાન છે, ખરૂં સુખ જ્ઞાન છે જેમ પુણ્યપાપ તેમજ બંધમોક્ષ વ્યવહારે ખરા છે તેમ નિશ્ચયથી નહિ

આ પરથી કહેવાનું તાત્પર્ય એ કે આ સમુદ્રમાં આવેલા વિષયો વિશેષ કરીને ગુણ દ્રષ્ટિના સમ દ્રષ્ટિના, શુભદ્રષ્ટિના Optimistic રૂપે છે આત્મસ્વરૂપ વાણીમાં લાવવું દુશક્ય છે, એટલા માટે જાહેર વ્યાખ્યાનો કે લેખોમાં તે સર્વથા ઉતરેલ લેખકથી કવચિતજ થયેલો છે તે ઘણા જે કંઈ આત્મસ્વરૂપ ખ્યાતિ માટે લખાયુ છે તે જોવાની જેઓને જિજ્ઞાસા હોય તેમણે આગળ કહ્યું તેમ સહજસમાધિ સદ્દીવ્યધ્યાન સ્વાનુભવદર્પણ, પરમ યોગિ પચવિશતી, આત્મકુતુક અને Gospel of Man ગોસ્પેલ ઑફ મૅન્ વગેરે લેખકનાં પુસ્તકો વાંચવા

આટના નિવેચન પછી અને લેખકના મનોગમ અવતરણો જે મુખ પૃષ્ટની પછવાડે આપેલાં છે તે જોયા પછી ગ્રંથ સમજવો ઘણુંકરીને કઠિણ નહિ થશે, છતાં કોઈ જિજ્ઞાસુને પૂછવાની અગત્ય જણાય તો તેણે તેનાપર લખવાની કૃપા કરવી પોતાના ક્ષયોપશમ પ્રમાણે તે ઉત્તર આપવા અવસ્ય પ્રયત્ન કરશે અને પોતાની જ્યાં ગતિ નથી, ત્યાં આગન પોતા કરતાં ઉચ્ચ કોટીના વિદ્વાનને —અનુભવિયોને મળી–જાણી ઉત્તર આપશે

૧૪૦–૧૪૨ લઘુતમ

ગુલાલવાડી મુબઇ લાલન

તા ૧૧–૯–૧૪

## વિષયાનુક્રમ

સૂચના—આ આત્મવાટિકામા જે વિષયોનો સગ્રહ કરવામાં આવ્યો છે, તેઓના સાત વિભાગ પડી શકે એમ લાગે છે કેટલાક (૧) આનુભવિક (Intuitional) છે, જેને "આનુ" એવી નિશાનીથી કેટલાક (૨) મનનાત્મક (Contemplative) જેને "મન", કેટલાક (૩) આભ્યાસિક (Tuitional) જેને, 'આભ્યા', કેટલાક (૪) પ્રવાસ સબધી, જેને પ્રવા' કેટલાક ચર્ચાત્મક, (૫) જેને "ચર્ચા" કેટલાક ( ૬ ) પ્રશ્નોત્તર, જેને " પ્રશ્ન ", અને કેટલાક વિષયોનો સગ્રહ ખુલા પત્ર, જેને " પત્ર " એવા ચિન્હોથી જણાવવામાં આવ્યા છે, અને ઉભયનો સમાવેશ થાય ત્યાં બે ચિન્હો પણ કરવામાં આવ્યાં છે વળી ભાષણો અને લેખો તે તે નામોથી ...સા છે

વિષયાનુક્રમ પૃષ્ઠ.

---

# શુદ્ધિ પત્ર,

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૪ | અહિંસા જીવનમા | મનોદર્પણરૂપ અરિસા ભુવનમા |
| ૨૧ | ૧૬ | યોગદષ્ટિ | દોષદષ્ટિ |
| ૪૨ | ૧૬ | હવે આપણે ૭ વર્ષ અને ૭ મહિના પછી જોઇએ | આત્મનિંદા એ ગુણ કે અવગુણ એ વિષય પુન ૭ વર્ષે અને ૭ મહિને |
| ૫૨ | ૬ | દિવા કરતા | દીવાને |
| ૫૮ | ૮ | નકામા. | સકામા |
| ૬૧ | ૧૮ | એકલુંજ | એટલુંજ |
| ૮૦ | ૧૬ | બચ્ચાના | બચ્ચાને |
| ૮૫ | ૧૮ | જનોમા | જૈનોમાં |
| ૯૪ | ૭ | વૃત્તિ | વૃદ્ધિ |
| ૧૧૧ | ૧૧ | આંસારિક | સાંસારિક |
| ૧૧૪ | ૧૬ | મરવાને | મરણને |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૯ | ૫ | મોહોનાલે | મોહનલાલે |
| ૧૩૧ | ૪ | વેચવામાં આવે છે | પાળવાને વેચવામાં |
| ૧૩૪ | | રફ | બધાની તે તરફ |

| | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૧૮ | ખાધુ | વિનાયતની સ્ટીમરપર ખાધુ |
| ૧૪૦ | ૧૮ | જળ | પીવાનુ જળ |
| ૧૪૩ | ૧૨ | વાળની સખ્યાનુ | વાળના સ્થાનનુ |
| ૧૪૪ | ૧૩ | પ્રાય | થાય |
| ૧૪૭ | ૯ | વેનાવતી | કેડાવતી |
| ૧૪૯ | ૧૮ | ઉપનયન | ઉપનય |
| ૧૫૦ | ૧૮ | તેમને | તેમની સાથે |
| ૧૫૪ | ૧૦ | જે | તે |
| ૧૫૮ | ૧૭ | જૈન શબ્દનો | જિન શબ્દનો |
| ૧૭૨ | ૨૦ | અનત ચતુષ્ટય | અનત ચતુષ્ટય |
| ૧૭૮ | ૧૧ | પ્રમોદ વર્તાવે | પ્રમોદે વર્તાય |
| ૧૮૭ | ૪ | સભામાં | સેવામાં |
| ,, | ૭ | ગરમીને પ્રકાશ | ગરમી ને પ્રકાશ |
| ૧૯૮ | ૧૮ | અધ્યાત્મક જ્ઞાન | અધ્યાત્મ જ્ઞાન |
| ,, | ૨૧ | ગુ ર્ંલમે છે કે | ધિનાકૃત વગર ઉપર આ લીટી જોઇએ |
| | ૨૨ | વળી ગુરૂવર્ય આગળ જતા લખે છે | વળી ગુરૂવર્યને આગળ જના લખવાનુ કે |
| ૨૦૭ | ૧૪ | અનુભવ | અનુભવે |
| ૨૪૧ | ૭ | કરે છે | કરે છે |
| ,, | ૧૫ | કમ કરીએ | ધમ કરીએ |
| ૨૪૭ | ૭ | जीनवजण प्रसिद्ध | जिनवयण प्पसिद्ध |
| ,, | ૮ | भावज्जतुमाम्मि पुढवियं | पावजउ सयलपूढवियं |

ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૫૬ | ૭ | જિનસ્વરૂપ | જિનધર્મસ્વરૂપ |
| ,, | ૮ | ને | તું |
| ૨૫૮ | ૧૧ | અતસ્વરૂપ | અતત્સ્વરૂપ |
| ,, | ૧૯ | પુત્ર | પુત્રી |
| ૨૫૯ | ૧૨ | પુત્રની પેઠે | પુત્રીની પેઠે |
| ,, | ૧૩ | કહી શકાય | કેમ કહી શકાય ? |
| ૨૬૦ | ૨ | આટલુ કરી | આટલુ કરી પછી |
| ૨૭૧ | ૧૬ | દેવશીરાઈ તથા | દેવશી તથા રાઇ |
| ૨૭૪ | ૨૦ | લઘુ લેખક | લઘુ લેખ |
| ,, | ૨૬ | વિશેષ છે | વિશેષ છે નહિ |
| ૨૮૧ | ૧૧ | પ્રતિક્રમણ ગર્ભ શાસ્ત્રમા | પ્રતિક્રમણ ગર્ભસૂત્રમા |
| ૨૮૬ | ૩ | કર્યો | કરે |
| ,, | ૪ | થયા છે | થાય છે |
| ,, | ૨૬ | પૂર્વક | પૂર્વ |
| ૩૦૨ | ૧૫ | અશાત | અશાતા |
| ,, | ૨૧ | ગજસુકુમાર | ગજસુકુમાર |
| ૩૦૫ | ૧૮ | ઉપકાર | ઉપકારક |
| ,, | ૨૧ | પુત્ર | પૂર્વે |
| ૩૧૨ | ૧૫ | સાતેકા | સાતએકા |
| ,, | ૧૭ | અભિ વક્તિ | અભિવ્યક્ત |
| ૩૧૪ | ૨૩ | મનપણ | મનપર |
| ૩૧૫ | ૨૪ | ત્રાણુ | તાળુ |
| ૩૧૬ | ૮ | શાતિકમ્પા | શાતિકૃપા |
| ,, | ૨૩ | સાહેબ | ગવનર સાહેબ |
| ૩૧૭ | ૧૪ | સરખ | કુચ્છ સરખા |

| | | | | |
|---|---|---|---|---|
| અશુદ્ધ | | | ના | બ્રહત્ કલ્પમા |
| ,, | ૧૮ | આદુ | મથતે | દીવાળી ક ૫ મથને |
| ૧૫ | ૨૮ | જળ | ના સુત્રમાં | ઉપાસકદશા સુત્રમા |
| ૩૨૭ | ૧૩ | બતર | | બગીવતર |

## આત્માનુભવ.

( ગઝલ )

મને કોઇ કે'તુ જગત ખોટુ,
તેતો મે હવે જાણ્યુ
મને કોઇ કે'તુ જગત સાચુ,
તે પણ મે હવે જાણ્યુ
કદી ખોટુ તો મારે શુ ?
કદી સાચુ તો મારે શુ ?
નથી થાતુ નથી જાતુ,
હુ મા હુ સમાયો છુ
અખડ આ સ્થિર જ્યોતિમા
નથી થાતુ, નથી જાતુ

૧-૧-૧૯૦૦ — લાલન.
લેલીડેલ અમેરીકા.

# લાલન આત્મ ૩૩૫

## જૈન અધ્યાત્મ

---

વિશેષ કોણ ? છ ખંડને સાધનાર ભરત મહારાજ

કે છ દ્રવ્યને સાધનાર આ આત્મા ?

---

વર્તના કરવી હોય તો કાળદ્રવ્ય તેની સેવા કરે છે અને વર્ણ સ્પર્શ રૂપે પુદ્ગળદ્રવ્ય પણ આત્મારૂપી મહારાજાની સેવામા તત્પર રહે છે આમ છ ખંડ આવેલા છે તેને ભરત મહારાજા સાધે છે તો ચક્રવર્તિ કહેવાય છે, તેમ એક અપેક્ષાએ આત્મા તો છ દ્રવ્ય જેમા લોક અને અલોક ભરેલા છે તે છએ દ્રવ્યને આત્મા સાધી શકે છે કોઇ કહેશે છ દ્રવ્યને કયા સાધે છે ? તો જુઓ કે જ્યારે ભરત મહારાજા છ ખંડના રાજાને જીતી લે છે ત્યારે તેને છ ખંડના રાજા જેમ નમન કરે છે, તેમ મનુષ્યમા રહેલો આત્મા જ્યારે તીર્થંકર પદ ધારણ કરે છે ત્યારે આ રાજલોકના સર્વ જીવો પણ શ્રી તીર્થંકર મહારાજરૂપ આત્માને વંદન—નમન કરે છે આમ આત્મા તો છ દ્રવ્યને અને સમગ્ર ચૌદ રાજલોકરૂપી આખા જગતને સાધે છે જ્યારે ભરત મહારાજા તો એક અપેક્ષાએ છ ખંડને સાધનારા ઠરે છે પરન્તુ ભરત મહારાજા જ્યારે છ ખંડની મૂર્છા ઉતારી અહિંસા જીવનમા કેવળજ્ઞાન પામે છે, ત્યારે તેમનો આત્મા છ ખંડ કરતા આખા જગતના છ દ્રવ્યનો રાજાધિરાજ થઇ રહે છે માટે હે જૈનો ! અપેક્ષાએ જોતા તો સર્વસ્વ તમારે વશ છે તમે કોઇને વશ નથી લાલનને આશ્ચર્ય એટલા માટે થાય છે કે છ દ્રવ્યને માનનારા જૈનો પણ ખરા જૈનો ત્યારે કહેવાય કે જ્યારે એ છ ખંડને સર્વદા પોતાને વશ રાખી વર્તે અને જેમ ભરત મહારાજાએ છ ખંડમા મૂર્છા ન રાખી તેમ છએ દ્રવ્યમા મૂર્છા ન રાખી સિદ્ધપદમા સમભાવે યોગ્ય થાય

આખા જગતનો સમાવેશ ફક્ત જડ અને ચૈતન્ય એના બે પદાર્થોમા થઈ જાય છે જડ નિર્બળ અજ્ઞાન અને નિસત્વ છે, ચૈતન્ય સબળ, સજ્ઞાન અને સસત્વ છે આત્મા ચૈતન્ય છે માટે તે સજ્ઞ સવીર્ય સસુખરૂપ છે પુદ્ગલ જડ હોવાથી અજ્ઞ અસુખ, નિર્બળ છે

આત્મા પોતાના **બાહ્ય બળવડે** પોતાની આસપાસ આવેલા જગતના જડ ભાગમાથી પરમાણુઓ ગ્રહણ કરી પશુઓમા સિદ્ધરૂપ

પક્ષિઓમા ભારંડરૂપ, મનુષ્યમા ચક્રવર્તીરૂપ, અને દેવમા ઇંદ્રપણુ પણ મેળવી શકે છે આ પોતાના **આંતર બળવડે** કેવળ પોતાના સ્વભાવમા પોતાના ગુણમા એટલે વીર્યમા રહી મહાન્ વીરરૂપ, મહા તીર્થંકરપણુ પણ પ્રાપ્ત કરી જ્ઞાનરૂપ, મહા સુખરૂપ, મહાશાંતિરૂપ, મહાપ્રેમરૂપ એવુ **પરમાત્મત્વ** પ્રાપ્ત કરે છે

આ જગતમા દૃશ્ય થતી સઘળી ઋદ્ધિ આત્માએજ પ્રાપ્ત કરી છે સઘળા શહેરો સઘળા ગામો, સઘળા દેશો, ને સઘળા ખંડો એ આત્માનાજ બનાવેલા છે

આજે પૃથ્વીનુ પૃથ્વીસ્વરૂપ, જળનુ જળસ્વરૂપ, અગ્નિનુ અગ્નિસ્વરૂપ, વાયુનુ વાયુસ્વરૂપ, વનસ્પતિનુ વનસ્પતિસ્વરૂપ, જંતુનુ જંતુસ્વરૂપ, માછલાનુ મત્સ્યસ્વરૂપ, પક્ષિનુ પક્ષિસ્વરૂપ, પશુનુ પશુસ્વરૂપ મનુષ્યનુ મનુષ્યરૂપ અને દેવનુ દેવસ્વરૂપ એ બધુ આત્માએજ પોતાની પુદ્ગલ પરમાણુઓને પરીણમાવવાની શક્તિ વડે રચ્યુ છે આખા જગતના ભાતભાતના પદાર્થોના રચનારા આત્મા છે આત્માનેજ બળે જડપદાર્થ સજીવ, સબળ સપ્રેમ ભાસે છે, અને જડમા જો આત્માનો અભાવ હોય તો જડ નિસ્તેજ, નિસ્બળ, નિમળ લાગે છે માટે આ વિશ્વને રચનાર કર્તા-સૃષ્ટા તે આત્માએજ છે સૃજ ધાતુનો અર્થ સરજવુ અને છોડવુ એવો બે પ્રકારે થાય છે આત્મા પોતાની બાહ્ય શક્તિ વડે સરજે છે, અને આંતર શક્તિ વડે તજે પણ છે

આમ છતા તે પોતાના નિત્ય સ્વરૂપને જ્ઞાનાદિ સ્વરૂપને છોડતો નથી, કારણ કે જ્ઞાન કે વીર્ય, કે આનંદ એજ પોતે છે અને પોતે પોતાથી છોડાય નહિ, માટે આત્મા પર એવા પુદ્ગલને છોડે છે અને પર એવા પરમાણુઓને જોડે છે

કોઈ એવુ માને છે કે "Man can make a box, can he make a tree" માણસ પેટી બનાવે છે, પરંતુ તે ઝાડ બનાવી શકે ? લેખક ઉત્તર આપે છે કે હા, જ્યારે આત્મા ઝાડરૂપે દેખાય

હેલા આત્માએ આમ પૃથ્વીમાં રહેતા આત્માએ પૃથ્વીને રચી, તેમજ પૃથ્વીમાથી ઘટાદિ બનાવ્યા એ પણ માણસમા રહેલા આત્માએ રચ્યા. આત્મારૂપી ઈશ્વરે પૃથ્વી રચી, આત્મારૂપી ઈશ્વરે ગેહેરા બનાવ્યા, માટે કર્તા તો તે આત્માઓજ છે,

કર્મનો કર્તા પણ આત્મા છે, અને એ કમનડે પશ આદિ નગીર પણ આ માજ રચે છે તેના દેવતાઈ કે મનુષ્યાદિ શરીરો સુદ્ધા કમના રચેલા કહેવાય છે, કર્મો–પણ આત્માજ કરે છે, દેવાદિ ઋદ્ધિ ને ચક્રવર્તીની ઋદ્ધિ પણ આત્માજ ટાસન કરે છે

જેમ એક સુતાર હથિયાર બનાવે, અને પછી હથિયાર વડે પેટી બનાવે તેમ જીવ કરેલા કર્મરૂપી હથિયાર બનાવે, એટલે જડ એવા પરમાણુઓમા પોતાની શક્તિ ફેલાવે એટલે એ પરમાણુઓ શક્તિવાળા થઈ કર્મ બને એ કર્મોવડેજ નાના પ્રકારના શરીર બનાવે, એ શરીરો વડે નાના પ્રકારની રિદ્ધિ પ્રાપ્ત કરે, આ પ્રકારે સર્વ કર્તા આત્માઓજ જણાશે, મનુષ્યાદિ–કે દેવાદિ શરીરોનો ખરો કર્તા કર્મ નથી પણ આત્મા છે કારણ કે એ તો આત્મા પ્રથમ કર્મ બનાવી, પછી મનુષ્યાદિ શરીરો રચે છે, અને જેવા જેવા કર્મ રચે, તેવા તેવા કર્મોથી સારા, નિકૃષ્ટ માગ એવા શરીરો થી શકે

## જન્મ અને મરણ

આત્મા એક ક્રિયા કરે છે ચાલવુ, બોલવુ, કરવુ, લેવુ, દેવુ એ સધી એની ક્રિયા છે તેમ જન્મવુ અને મરવુએ પણ ક્રિયા છે એ ટલે અમર પ્રાપુના પુદ્‌ગલોનો–સંચય કરવો અર્થાત જન્મવુ અને તે પુદ્‌ગલોને અમુક કાળે છોડી દેવા એ કૃતિ પણ આત્માનીજ છે

જેમ સુથાર કે કડીઓ એક ઘર બાંધે, યા તેમા રહે કે તોડ઼ે તો તેમા સુતારમા કે કડિઆમા વસ્તુત ફેરફાર થતોનથી, તેમ શરીરરૂપી ઘર જીવ બાંધે, કે તેમા રહે, કે તેને તોડી નાખે, અર્થાત પાછો થવાને

મરી જાય કે નિરંતરને માટે મરી જાય એટલે પુદ્ગળને સર્વથા છોડી
દે એટલે મોક્ષ પામે તેમાં ટવમાં કંઈ વસ્તુને ફેરફાર નથી થતો
વસ્તુતઃ એટલે નિશ્ચય એની વાત બજામારાખવાની છે આજ પ્રકા
જન્મવું એટલે ઝભ્ભો નવાની પહેરવો અને મરવું એટલે ઝભ્ભા
જૂનો થતા કાઢી દેવો અને ટાઢ ૧ વાર એને ન ક્હેવો તેમાં
હર્ષ શોક શો?

## બાહ્ય શક્તિ અને આંતર્ શક્તિ

જેઈએ તો ટ્રીમાં રહી હીરાપણું ચાહો જોઈએ તો પશુબની
ભા ૯ થાઓ જોઈએ તો મનુષ્યમા ચક્રવર્તી થાઓ અને જોઈએ તો
દેવમાં ઈંદ્ર થાઓ પરંતુ એ બાલશક્તિ દારવના એટલે નાના પ્રકારના
પુદ્ગલો ના તેમાં ભરાના પોતાનું ભાનભૂલે તો એમ સમજવાનું
કે મારામાં આટલી શક્તિ છે કારણ કે પુદ્ગલાદિ થવામાં શક્તિ ન
રવી એ પોતાનો વિભાવ છે સ્વભાવ તો જ્ઞાનાદિ વીર્ય છે, માટે સ્વ
ભાવમાં હોતા શિવ ગતિ પોતે પામે છે અને વિભાવમાં હોતા દેવાદિ
ગ્થિતિ પણ પોતે રચે છે પુદ્ગલનો સ્વભાવ પડવાનો હોવા છતાં પણ
ઉવના ય નાના સ્વભાવે દેવાદિપણું પામ્યો પરંતુ જીવ પોતાના સ્વ
ભાવમાં રહે તો સિદ્ધગતિપણું પામે કારણ કે ૧ ૩ એ એનો સ્વભાવ છે

વિભાવે રહી શરીરાદિ રચવા, અને ઋદ્ધિ મેળવવી એ પ્રયત્ન
સાધ્ય છે સ્વભાવે જ્ઞાનાદિમાં રહી મોક્ષે ચઢી જવાવું એ અપ્રયત્ન
સાધ્ય છે કારણ કે જ્ઞાનાદિ તે પોતે છે અને પોતે તેજ મોક્ષ છે
૫ છે એ બંધન છે ત્યારે ૯ કોણ એ પ્રશ્ન ૯૭ પણ રહે તો તુ
ખરેખર આત્મા છે એને જ્ઞાન છે દર્શન છે ચારિત્ર છે, વીર્ય છે
આનંદ છે સાદિ અનંત છે અરૂપ છે, અને અગુરૂઅલઘુપણું તુજ
છે, આ તારું શુદ્ધરૂપ છે ત્યારે ૯ મનુષ્ય નહિ તેના સ્વભાવે મનુષ્ય
નહિ સ્વભાવ જ્ઞાન સ્વભાવ આનંદ સ્વભાવ વીર્ય છે માટે આ મા
સ્વભાવે રહે એટલે જ્ઞાને, વીર્ય આનંદે હે

## સ્વાભાવિક શુ અને વિભાવિક શુ?

જીવને ચડવુ એ સ્વભાવ છે પુદ્ગલને પડવુ એ સ્વભાવ છે જીવને પડવુ એ વિભાવ છે, પુદ્ગલને ચડવુ એ વિભાવ છે આમ છતા જીવ પડે છે અને પુદ્ગલ ચડે છે જીવ પડે છે એટલા માટે કે તે પોતાના ચડવાના સ્વભાવને અનુસરતો નથી પુદ્ગલ ચડે છે એટલા માટે કે, તે પોતાના પડવાના સ્વભાવને ન અનુસરતા પોતાના વિભાવને એટલે જીવના સ્વભાવને અનુસરે છે

જુઓ, નિગોદવાસી પુદ્ગલ પણ જીવના ઉચે ચડવાના સ્વભાવને અનુસરતા શુભ પરિણામે ત્યાથી નીકળી વ્યવહારરાશિએ એકેદ્રિય, બેઈદ્રી તેરેદ્રી, ચતુરેદ્રી, પચેદ્રી, તેમા પણ મનુષ્ય, દેવતાથી ઉત્તમ, અને તેમા પણ ત્રણે લોકના નાથ, શ્રી તીર્થંકર મહારાજનુ સમચતુરસ્ત્ર સસ્થાનવાળુ, વજ્રઋષભનારાચ સઘયણવાળુ પૂર્ણ આરોગ્યતાવાળુ અને ત્રણે જગતના સકલ જીવને હૃદયગમ થાય તેવુ શરીર બને છે એ રાગી જીવની સ્વાભાવિક ઉચ્ચગતિને લઇને નિગોદનુ હોવા છતા પોતાના પડવાના સ્વભાવને છોડી, જીવના ચડવાના સ્વભાવને અનુસરવાથી ઉચ્ચ ગતિ પામ્યુ છે

તેમ પણ સુમન એટલે પુષ્પના સુગધથી અત્તરપણુ પામે છે રાત્રિ પણ ચદ્રના સગમમા ચાદ્રનાવાળી થાય છે, દિવસ પણ સૂર્યના સગથી મુકુટધારી બને છે તેમ પુદ્ગળ પણ જીવના સ્વભાવને અનુસરવાથી સકળ જગતમા શિરોમણિરૂપ મહા બળવાન્, અત્યત સુદર એવુ શ્રી તીર્થંકર મહારાજનુ શરીરસ્થાન બને છે

તેમ ઘણાજ ઉચ્ચ ગતિ પામેલા જીવો પણ, તે ઉચ્ચ ગતિથી પણ વિભાવને અનુસરવાથી બહિર ભાવને જોઈ તદનુસાર વર્તવાથી નીચ તિર્યંચ-નરક ગતિ પણ પામ્યા છે ને પામે છે

જળમા તુબડુ જોકે માટીથી વીટાએલુ હોય, છતાં તુબડાનો

સ્વભાવ ઉંચે ચડવાનો હોવાથી તે પાણીમા ઉચેજ ચડે છે કૃત્રિમ બળથી નીચે બેસાડવામા આવે છતા ઉચે જવાને જોર કર્યા કરેછ એ જો ઉનટુ વિભાવિક બળ મુકી દઇએ તો તે અપ્રયાસે ઉચેજ ચડશે કારણ કે જીવનો તુમડા પેઠે ઉચે ચડવાનોજ સ્વભાવ છે

જેમ જળનો સ્વભાવ પ્રવાહ જેમ હીરાનો સ્વભાવ ચળકાટ, જેમ અગ્નિનો સ્વભાવ ગરમી-પ્રકાશ તેમ જીવનો સ્વભાવ ઉચે ચડવુ ઉચે ગુણ સપાદન કરવુ જ્ઞાનવાન હોવુ પ્રમાણવાન હોવુ વી ર્યવાન હોવુ સત્યવાન હોવુ એવોછે જુઓ સત્ય કેવુ સહેલુ છે ! જરા પણ ગોઠવણ કે ગુચવાડા કર્યા વિના જેવુ હોય તેવુ પોતાના ક્ષયોપશમ પ્રમાણે બોલવુ તેમા શી મહેનત ? તે છતા માણસ વિભા વિ- અસત્ય છતા તેને લીધે ગુચવાડામા પડી કેટલીક મેહનતમા પડતો અનુભવાય છે સરળ પગે એટલે સત્યથી ચાલવુ સહેલુ છે, પરતુ અવળે પગે એટલે અસત્યથી ચાલવુ વિકટ છે એ સર્વ અનુભવ ગમ્ય વાતછે

આ ઉપરથી સહજ સમજાશે - જીવને મોક્ષ પામવુ એ સરળ છે અને નીચે નિગોદમા પડવુ એ મહા મુશ્કેલછે કારણકે મોક્ષ એ ઉચે છે, નિગો એ નીચે છે અને ઉચે ચ વુ જીવને સ્વાભાવિક હોવાથી સરલછે અને નીચે પ વુ એ વિભાવિક હોવાથી મુશ્કેલછે

વિભાવ અનાદિ કાળનો હોવા છતા છેડાવાળો હોવાથી નાશવત છે સ્વભાવ અનાદિકાળનો હોવા છતા અસીમ-છેડા વગરનો હોવાથી સ ા તન અમર અને શાશ્વત છે

મોહની આદિ કર્મની પ્રકૃતિઓની સ્થિતિ ઘણા કો ક્રોડી સાગ રોપમવાળી છે પણ જીવની અનાદિ અનત સ્થિતિ પાસે તે સ્થિતિઓ એક ઇંચના અનતમા ભાગ જેટલી પણ નથી કર્મના વિભાવિક બ ળના મેરુ જેટલો સમૂહ આત્માના સ્વાભાવિક વીર્ય પાસે એક રતિના દાણાના અનત ભાગે કરીએ તેટલો પણ નથી

અરે ! અંધકારથી છવાએલુ આ અભિન્ન જગત ! આત્માના-

જ્ઞાનના એક અંશ જેટલા પણ ઉદયથી એ મિથ્યા- અંધકાર માત્ર મિથ્યાત્વરૂપી ગુફામાજ સંકોચાઇ ભરાઈ રહે છે

મિથ્યાદિક દુરાચારના ડુંગરો પણ સદાચાર કે શુદ્ધ ચારિત્રરૂપી વજ્રના એક ક્ષણ જેટના પ્રહારથી જમીનદોસ્ત થઇ જાય છે

જુઓ! જીવની વૃત્તિ સુખ તરફ છે, કારણકે સુખ એ સ્વાભાવિક છે તેની વૃત્તિ દુ ખ તરફ નથી. કારણ કે દુ ખ એ તેને વિભાવિક છે પરતુ સુખ સુખમા પણ ફેર છે કેટલાક સુખ નહિ, પણ સુખાભાસ-સુખના આભાસરૂપ હોય છે અને બીજા શાશ્વત અને ખરા સુખ હોયછે સુખાભાસના નામથી લલચાતુ એ પુદ્ગલમા લલચાવાથી બને છે, અને પરિણામે દુ ખરૂપ થાય છે, પરતુ સદા સુખને અવલબતા સુખ સુખ અને સુખજ રહે છે

જીવને પ્રકાશ, જ્ઞાન એ સ્વાભાવિક છે બળ-વીર્ય સ્વાભાવિક છે અજ્ઞાન, અધકાર આળસ વગેરે વિભાવિક છે જરા સરખા જીવના બળથી આ લાલનનુ એકસો બે રતલનું શરીર ઉભુ થઈ જાય છે જરા સરખા પણ જ્ઞાનથી અજ્ઞાન-મિથ્યા ત પોતાના ગણી જાય છે લાલનના સકળ માનવ બધુઓને પણ તેવુજ વિદિત છે

માટે જીવને બળ, વીર્ય, જ્ઞાન, સુખ કે મોક્ષ તરફ જવુ એ સ્વાભાવિક હોવાથી પ્રગટવુ સરળ છે, અને દુ ખાદિ નાશવત હોવાથી વિભાવિક છે, અને તે તરફ જવુ એ વિકટછે પ્રયત્ન સાધ્ય છે અપ્રયાસે સાધ્ય તે તો મોક્ષ છે, અને તે જીવને સ્વભાવે અવલબનાથી આવી મળે છે માટે હે જીવ! તુ તારા સ્વભાવને અનુસર, પુદ્ગળરૂપ વાતન[૧] તુ પણ તારા વિભાવને અનુસર એટલે જીવ તુ સ્વભાવે ઉ-ચેજ ચડીશ આ પ્રકારે સતને આતર્ પૂર્ણાનદ પૂર્વક બહાર પણ પૂર્ણાનદ જ્ઞાનાનુભવે હો-એજ ભાવના

---

૧ નામ કર્મની પ્રકૃતિ માન

## આત્મજ્ઞાનમા પ્રવેશ કરવાનો સહજ ઉપાય

જેમ નકશામા લડન દેખા ડામા આવ્યા પછી લ ન નગર જવુ સગ્ન પડ છે તેમા શાસ્ત્રમા આ મસ્વરૂપ કેવુ છે અને કયા છે તે દેખાડેલુ હોવાથી આત્મ નગર પ લડનનો પ્ર યક્ષ અનુભવ થાયછે જેમ નકશામા લડન દેખાડ્યા પછી આપણે જમીનપર લડન ભણી ગમન કરીએ છીએ તેમ શાસ્ત્રમા આ મા દેખાડ્યા પછી શરી રૂપી જમીન ભણી ગમન કરવુ જોઈએ નગી લ ન પહોચતા પદર દિ અને પ દિવસ થાય છે તેમ આત્મારૂપી નગરી કે શિવપુરીમા પ હોચતા ત્રીશ ઘડી એટલે પ ર સામાયક જેટેના વખત લાગે છે જેમ લડન જતા રસ્તામા જમીન અને પાણી આવે છે, તેમ આત્મનગ રીમા પહોચના વચમા ઈંદ્રિયજન્ય જ્ઞાન અને મનોજન્ય જ્ઞાન આવે છે જ્યારે પાણી અને જમીનને ઓળગીએ ત્યારે લડન નગરીના દર્શન થાય છે તેમ ઈંદ્રિયજન્ય અને મનોજન્ય જ્ઞાનને ઓળગના અનુભવ જ્ઞાન વડે આ મદર્શન થાય છે

**લડન નગરી કયા છે? ઇગ્લાડમા. આત્મપુરી કયા છે? શરીરમા**

લ ન કેવુ છે? હાલ જણાયેલી દુનીનુ તે ા યનગર છે તેમા ૬૫ થી ૭૦ લાખ માણસો વસે છે અને ત્યાના મનુષ્યો દુનિયાના ત્રીજા ભાગ પર રાજ્યસત્તા ચલાવે છે

આત્મજ્ઞાન, દર્શન, ચારિત્ર વીર્ય આનદ સા ય આદિ ગુણોથી શાશ્વત અને સ્વાભાવિક ગુણોનાગો છે અને જે ત્રણે જગતમા પોતાની સત્તા ચલાવે છે, અથાત્ પાતાળમા મધ્ય લોકમા અને સ્વર્ગમા પણ જેનુ સામ્રાજ્ય ચાલે છે, એ આ મા કયા છે? તો પૂર્વ કહ્યુ તેમ શરીરભૂમિમા છે

આજ પ્રમાણે મસાર એ ચક્ર છે તેમા કાર્ણિકા એ વાસના તેના ઉપર વિષયોરૂપ દારેના મૂકેના છે મનરૂપી શુક તેનાપર જઇ બેસે છે અને એ મસારચક્રની વિષયવાસના તરફ જાય છે, અને પોપટની માફક એમ સમજી લે છે કે હુ ફસાયો છુ, હુ પાસમાછુ જેમ પોપટ કારનાને છિ ગાડી ભમતો હતો, તેમ આવિષયોને ઇષ્ટ ગણી ભમે છે પગતુ જો એ પોપટ ત્યાથી ઉડી જાય, તો મુક્ત થાય છે તેમજ મનરૂપી પોપટ વિષયવાસના-રૂપ સમારચક્રની નાયડીપરથી ઉડી જાય, તો તો હાલજ મુક્ત છે કાન નહી, પણ હાલ

વળી એજ* જૈન તત્ત્વસાર પુસ્તકના કર્તા શ્રી સુરચદ્રસૂરિ મર્કટ ભ્રમનુ ઉદાહરણ નીચે પ્રમાણે આપે છે

મર્કટ (વાનરો)ને પકડવા માટે ચણા ભરેલુ એક પાત્ર (વાસણ) મૂકવામા આવે છે ત્યા ચણા ખાવા માટે મર્કટ આવે છે, અને પાત્રમા હાથ નાખી ચણાની મુઠી વાળી કાઢવા જાય છે પણ પાત્રનું મુખ નાનુ હોવાથી મુઠી વાળેલો હાથ નીકળતો નથી ત્યારે મર્કટ કોઇએ પકડેલો ન છતા ભ્રમથી અદરથી પકડ્યો છે એવુ માની ચીચી કરવા લાગે છે એટલે તેને પકડવાવાળા આવી બાધી લે છે પણ જો ભ્રમ રાખ્યા વગર મુઠી વાળેલી છોડી દઇ મર્કટ ચાલ્યો જાય તો બધનમા-ફાસામા આવતો નથી

---

*જૈન તત્ત્વસાર પુસ્તક ૧૯૭૮ મા શ્રી સુરચદ્ર સુરિએ રચેલુ છે વડોદરામા મહારાજ શ્રી કાતિવિજયને વાદવા જતા તેમણે મને કહ્યુ કે આ પુસ્તક અતિ ઉત્તમ છે એનુ ભાષાતર વૈ. મગનલાલ ચુનીલાલે મહુ સરલ ભાષામા કરેલુ છે લાલનને ઇંગ્રેજીમા તેનું ભાષાતર કરવાને મહારાજ શ્રી પ્રેરણા કરે છે એ પુસ્તક અતિ ઉત્તમ છે ભાવનગર આત્માનદ સભાએ તે પ્રસિદ્ધ કર્યું છે અને કિંમત માત્ર રૂ ૦-૨-૦ છે આ પુસ્તક સર્વ ધર્મવાળાઓમા વેચાઈ શકે એવુ છે

આજ પ્રકાર મનરૂપી મર્કટ સંસારરૂપી પાત્રમાં વિષયોરૂપી ચણાને વાસનારૂપી હાથ વડે પકડના જાય છે, અને પોતે તેને પકડીને પોતાને પકડાયલું માને છે પરંતુ જો મનુષ્ય વાસના છોડી દે તો તેની વિવેક બુદ્ધિમાં એવું બળ છે કે પૂર્વ કર્મથી બંધાયલો હોવા છતાં વાસનાથી મુક્ત થવાથી તેના બાહુઓ કર્મને તોડી મુક્ત થઈ જાય છે

## मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।

શાસ્ત્રમાં કહે છે કે આત્મા એ નિરંજન છે મુક્ત છે, જ્ઞાનસ્વરૂપ છે, અને માત્ર મનથી એમ જાણે છે-ભુલે છે કે મને બંધ અને મોક્ષ છે, એટલા માટે ઉપરનું વાક્ય કહે છે કે બંધ અને મોક્ષનું કારણ મન છે એ મનને વશ કરવાની વિદ્યાને યોગ કહું છે યોગ અસંખ્ય છે તેમાં રાજયોગ કે જ્ઞાનયોગ મુખ્ય છે આપણે એટલા માટે એક યુક્તિ કરીએ અને એ યુક્તિવડે જેમ કેટલાકને અનુભવ થયો છે, તેમ જેને જેને એ દૃષ્ટાંત લાગુ પડે, તેણે સ્થિર થઇ અનુભવ કરવો

એજ દૃષ્ટાંત લાલને ઘણાને આપ્યું છે, છતાં મિનજુલ અસર થઇ નથી કારણ કે સઘળાને એકજ ઔષધથી લાભ થતો નથી પ્રકૃતિ કે અધિકારની અગત્ય જોડે યોગાભ્યાસ કરાવાય છે જુદા જુદા ૬૧ જણને અભ્યાસ કરાવતાં માત્ર ૧૪ જણને અનુભવ થયો છે, એમ જણાય છે એક સદ્‌ગૃહસ્થને, લાન l આપ્યા પછી પ્રયત્ન કરતાં આ નીચે લખેલા દૃષ્ટાંત પ્રમાણે સ્થિર થતાં પોતાપર તે લાગુ પાડતાં બહિરાત્માભાવ છુટતાંજ-અપૂર્વ આનંદ સાથે આત્મજ્ઞાન-દર્શન થયું છે માટે એ દૃષ્ટાંત ઉપકારબુદ્ધિથી લખવા લાલનને ગતિનો લગભગ લખતાં લખતાં એક વાગ્યો છે છતાં સબળ પ્રેરણા હૃદયમાં થઇ આવે છે માટે લખે છે

ધારો કે અહીંથી બત્રીસહજાર માઈલ દૂર આકાશમાં એક પારણામાં સુતેલું બાળક આકાશ ભણી નજર કરી હસ્તું જુવે છે સમજો કે એ

બાળક પારણામાં સુતેલુ છે તેનુ નામ કેશવનાન છે પારણું એ મન છે જેમ પારણુ હાલે છે તેમ બાળક કેશવનાન પણ હાલે છે જેમ મન હાલે છે તેમ શરીરરૂપ કેશવનાન પણ હાલે છે પારણુ સ્થિર રાખે તેમ મન સ્થિર રાખ તો તેમાં આવેલ શરીર પણ સ્થિર થઈ રહે છે આ પારણાને એને તેમાં રહેલા બાળકને એટલે શરીરરૂપ કેશવનાનને અને મનરૂપ તેના અંતરાત્માને કોણ જોઈ રહ્યું છે? પોતે જ્ઞાન—જ્ઞાનમાંજ પારણુ અને કેશવનાન છે તેજ જ્ઞાનમાં જ મન અને શરીર છે પોતે જ્ઞાન છે મન જ્ઞાનથી બહાર કેમ જોઈ શકે? મુંબઈથી લંડનમાં શરીર લાલનનું ગયુ કારણ કે મન લાગ્યુ પરંતુ મુંબઈ અને લંડનની વચ્ચે વચ્ચે જ્ઞાન ખાતુ લાલનનુ મન, જ્ઞાનથી, આ માંથી ક્યાં બહાર ગયુ છે? તથી જ્ઞાન તેજ છે અને મન એ જ્ઞાનમાં હોવાથી તેને વશ કરવું તેમાં શુ આશ્ચર્ય છે? તો મારા સ્થાનમાં લેવુ તે મારા જ્ઞાનના હાથમાં છે તો પછી શુદ્ધભાવમાં કેમ ન રાખવું?

ઉપદેશકથી આત્મસ્વરૂપ અચિંત્ય હોવાથી દેખાડી શકાતુ નથી પરંતુ કાંઈક સહાય તો અપાય છે જેમ ધ્રુવનો તારો દેખાડવાને દૂર બીજો તારો દેખાડવામાં આવે છે એ દોરી કે જ્યાં ધ્રુવ ભાગી જોઈ શકે છે ઉપદેશક આત્મજ્ઞાનના જીજ્ઞાસુને કોઈ એવી સ્થિતિપર લઈ જાય છે કે ત્યાંથી જીજ્ઞાસુ પોતેજ પોતાનુ સ્વરૂપ અનુભવી લે છે

પરંતુ નકશામાં જોનાર લંડનને સમજે કે તે અમુક જગાએ છે પણ જોયા વિના અનુભવે નહિ તેમ ઉપદેશકે આપેલુ ઉદાહરણ ઘણાં માણસો સમજે ખરા, પરંતુ પોતાપર લાગુ ન પાડે તો તે અમરરૂપી લંડન નગરીના દર્શન પણ કરવા પામે નહીં માટે દૃષ્ટાંત પ્રતીત થાય ત્યાં સુધી સમજી ધ્યાનમાં લઈ પછી પોતાપર સ્થિર લાગુ પાડવુ એટલે પ્રદેશ સામાયક જેટના નખનમા અનુભવ થશે એવો સંભવ છે

જેમ કોરડાના દાખલા અસરા લાગે પરંતુ જવાબ જણાયો કે આશ્ચર્ય લાગે કે, એટલુ આપણને ન આવડ્યુ? તેમ આત્મજ્ઞાનનો પણ

જેને અનુભવ થયો છે અને થાય છે તેને શાસ્ત્રો એવું નામ આપે છે કે એ સહજ જ્ઞાન છે અને તે સહજ સમાધિ વડે ઉદ્ભવે છે જેકે છે **સહજ,** પણ ઉપાય લાગુ પાડવાની પદ્ધતિ હાથમાં ન આવે ત્યાં સુધી આપણે જોઈએ છીએ કે એ અનુભવ જ્ઞાન માટે રાજાઓ ચક્રવર્તીઓ, અને શ્રીમાનોએ પોતાનું ચક્રવર્તીપણું, રાજપાટ, કુટુંબ, ઋદ્ધિ, સિદ્ધિ સવ છોડયા છે પરંતુ ત્યારે મુશ્કેલીથી તે હાથ આવે છે, અને હૃદયના કમાડ ખુલે છે, ત્યારે તે સર્વને એમજ લાગે છે કે આત્માનુભવ સઘળામાં સરળ છે એ અનુભવ ન થયો હોય ત્યાં સુધી સઘળા શાસ્ત્રો સાધ્યરૂપ એકડાના વિનાના મીંડા-રૂપ છે, પરંતુ જ્ઞાનપૂર્વક સાધનોથી શાસ્ત્રો તે એકડાપર મીંડારૂપ છે

એક બીજુ પણ ઉદાહરણ આત્મજ્ઞાનના જિજ્ઞાસુને ઉપયોગી જાણી અત્રે લખવામાં આવે છે, અને તે આ પ્રમાણે કે

જેમ અક્ષરામાં સ્વર અને વ્યંજન છે, તેમ શરીર અને આત્મા છે ખરું પુછાવો તો અક્ષર રૂપ તો સ્વર છે, કારણ કે તે લબાવતા લબાયા કરે છે જેમકે આ આ આ આ આ આ આ પરંતુ "કા" ને લંબાવીએ તો જરા ક બોલાઈને રહી જઈ, પછી આ આ આ ચાલ્યા કરે છે તેજ પ્રમાણે ખા, ગા કે ઘા લબાવો તો પણ ખ, ગ, ઘ, જરા લબાઈ પછીથી આ આ આજ લબાયા કરે છે તેજ પ્રમાણે આત્મા-જીવ તે સ્વર છે અને ક, ખ, ગ, ઘ, એ શરીરો છે, જે આ રૂપ આત્મામાં બદલાયા કરે છે જેમકે કામાં પણ આ-ખામાં પણ એજ આ-ગામાં પણ એજ આ અને વા મા પણ એજ આ એ આરૂપ તમે-(तत् त्वं असि) અને ક, ખ, ગ, ઘ, એ આ સ્વર બનાવનારથી, તિર્યંચ, દેવતા મનુષ્યોનું રૂપ લે છે, પણ આરૂપ તમે તો તમે કાયમ છો વળી તમે કાયમ-અમર હોવાથી જ્યારે કે તમારામાં હોય ત્યારે તેનો ઉચ્ચાર કા થાય અને કરૂપ ખોડા-નિર્જીવ વ્યંજન-દેહ તે પણ આરૂપ મળતા સજીવ થઈ રહે છે માટે વ્યંજ-

નમા ક, ખ ગ ઘ ને ખોડા અક્ષર કહે છે અને તે ઉચ્ચાર લખાતા સરી પડે છે, માટે નાશવંત છે તેમજ દ્રવ્ય નમાતા–અમરપાડ જાહેર કરતા શરીર તેમાથી સરી પડતા જાય છે માટે તમે સ્વરૂપ–અમરરૂપ જ્ઞાનરૂપ–પ્રકાશ રૂપ–તેજરૂપ પોતાને પ્રતીતિ કરી પછી શાંત રહી નિરોધ વિશેષપદરક સામાયક સુધી એક પણ અન્ય વિચારને પ્રવેશવા નહિ દ્યો તો તમારા સુપુણ્યકર તમે અનુભવ પામશો એજ લઘુતમ લાલનના હૃદયની ભાવના છે

## કઈ અપેક્ષાએ જગતકર્ત્તા આત્મા છે ?

આ કલમ જે વડે લખાય છે તે કોણ લખે છે ? લેખકમા રહેનો આત્મા આમ લખાયાનો કર્ત્તા આત્મા ઠરે છે તેમજ આ લેખણ બનાવનાર પણ આત્મા કારણ કે આત્માએજ સ્ટીલ મનાવી આત્મા એજ હોલ્ડર ઘડ્યુ માટે લેખણનો કર્ત્તા પણ આત્માજ નિર્ણીત થાય છે વળી જે લોખંડમાથી સ્ટીલ બની તે લોખંડના પુદ્ગલ પરમાણુને લોખંડ રૂપે અને જે લાકડામાથી સ્ટીલ બની તે લાકડાના કકડાના પરમાણુને ઝાડરૂપે પણ તેમા રહેના આત્માએજ તે ઉગાડ્યુ આમ આત્મા ઝાડનો, આત્મા લાકડાનો આત્મા હથિઆરાનો અને આત્મા હોલ્ડરનો કર્ત્તા છે તેમ આત્મા લોખંડનો આત્મા સંચાઓનો આત્મા એજ સ્ટીલનો કર્ત્તા છે આ પ્રમાણે લેખણનો કર્ત્તા આત્મા અને લેખણના સાધનવડે લખાતું આ લખાણ તેનો કર્ત્તા તે આત્મા એજ પ્રમાણે આ જગત્ જેમા કોઇ પૃથ્વીરૂપે પાણીરૂપે અગ્નિરૂપે, વાયુરૂપે, વનસ્પતિરૂપે જંતુરૂપે મચ્છાદિરૂપે, પક્ષીરૂપે પશુરૂપે, મનુષ્યરૂપે કે દેવતા રૂપે જે દૃશ્ય થાય છે તે સઘળુ તે તે રૂપમા રહેના આત્માએજ બનાવ્યુ છે લોકો કહે છે કે આ હોલ્ડરનુ લાકડુ

તો સુતારે ઘડ્યુ, માટે તેનો સુથાર કર્ત્તા, પણ ઝાડનો કર્ત્તા તો ઇશ્વર !
જૈન એમ કહે છે કે ઝાડના રૂપે પુદ્ગલને ગોઠવનાર પણ ઝાડમા
રહેલો આત્માજ છે[૧] માટે કર્ત્તા આત્માજ છે

પ્રત્યેક શરીર બનાવનાર આત્મા છે, અને પ્રત્યેક શરીરમા રહી
બીજા અનેક દ્રવ્યોની રચના પણ આત્માજ કરે છે આત્માજ ઇંદ્ર,
ચદ્ર, નાગેન્દ્ર, તીર્થંકર થાય છે આત્માજ કીટ અને તેજ આત્મા પણ
પતગ, પક્ષી, તેજ મનુષ્ય, અને તેજ દેવતા થાય છે માટે કર્ત્તા
આત્માજ છે

આ પુસ્તક જે કાગળનુ બનેલુ છે, આ કાગળ જે કપડાનો બનાવેલો છે, આ કપડુ જે કાપુસનું બનેલુ છે, અને આ કાપુસ જે વનસ્પતિ
છે, તે વનસ્પતિમા રહેલો આત્માજ કાપુસનુ શરીરપણુ રચે છે, પછી મનુષ્યમાં રહેના આત્માએજ ?, સુતર, કાપડ, કાગળ બનાવ્યા, આમ
આત્મા પોતેજ કાપુસ થયો, અને તદનતર નાના પ્રકારની ક્રિયા થઇ
કાગળ કે પુસ્તક થયુ તે પણ કર્યુ, આત્માએજ, માટે કર્ત્તા તો આત્માજ
આત્મા આમ વિદ્વાન્, રાજા, દેવ, ઇન્દ્ર, વગેરેના શરીરો બનાવે છે
તદનુકુલ શરીરો રચી શકે છે આમ બાહ્ય વિશ્વ સકલનો કર્ત્તા નાના
પ્રકારનો આત્માજ છે એ આત્મામા રહેલુ રચન-સામર્થ્ય આત્મામા
સ્વાભાવિક છે, તેમ આત્મા દ્રષ્ટા થવાથી આ નાનારૂપવાળુ જગત્ દૃશ્ય
થાય છે રચના શક્તિ સઘળી આત્માની હોવાથી, તે શક્તિને ઘણા લોક
ઇશ્વર કહે છે, તો તે કહો, પરંતુ જૈનો તો કહે છે, એ રચનશક્તિ
તે આત્માનુ કરેલુ કર્મ-ક્રિયા છે અને એ કર્મના જયરૂપ કાર્ય પણ તે
કરે છે બાહ્ય જગતનુ કારણ કર્મ-ક્રિયા અને તેનો કર્ત્તા તે આત્મા
આમ એક ભાગ તેને ઇશ્વર કહે છે, જેને બીજો વર્ગ કર્મ-ક્રિયા
શક્તિ કહે છે, આત્માની ક્રિયા કે કર્મ જે વડે આ જગત્ દેખાય

૧ મનુષ્ય પેઠે ઝાડમા જીવ છે, અને જીવમા કર્તૃત્વ શક્તિ છે તો
એ કર્તૃત્વશક્તિને કોઇ ઇશ્વર જાણે તેથી શુ થયુ !

છે તે ક્રિયા શક્તિ તે ઈશ્વર સમજવુ, પરતુ એ ક્રિયાશક્તિનો કાબુ તેના હાથમા છે તેનો તે જય કરી શકે છે, તેને ઇશ્વર નહિ પણ પરમેશ્વર કહી શકાય છે

સવ મનુષ્ય પાસે પારસમણિ કયો છે?

એવુ કહેવાય છે કે લોખડી પારસમણિ સ્પર્શ તો તે સુવર્ણ થઈ જાય

આ સસારમા અનેક પ્રાણીઓ અને પદાર્થો આવેલા છે તે સવળી વસ્તુઓ મનુષ્ય પાસે રહેલો ગુપ્તપારસમણિ સ્પર્શ કરે તો તે ઉચ્ચમા ઉચ્ચ સુવર્ણમય થઇ જાય જુઓ માણસના હાથ લાગવાથી લોખડના સ્ક્રુ એવા બન્યા કે તેજ રૂપીએ તોળો થયા તેમ મનુષ્યના સ્પર્શથી લોખડ જેવુ જગત સુવર્ણ-સારાકરવાનુ થઇ જાય છે

## મમત્વ ત્યાગાનુભવ

**ભરત મહારાજ જેમ છ ખડના રાજા છે, તેમ આત્મા છએ દ્રવ્યોનો એટલે આ રાજાઓનો રાજાધિરાજ છે**

એક વખત એક સાધક શ્રી સિદ્ધક્ષેત્રમા આવેના એક વિદ્યાલયના મકાનમા પોતાના સગા સ્નેહો માતાઓ અને સાધવો સહિત પ્રાત કાળે યથાશક્તિ પર વસ્તુમાથી પુદ્ગલ દ્રવ્યમાથી-શરીરાદિમાથી મમત્વ દૂર કરતો હતો ત્યારે જે પરવસ્તુઓ પોતાના આત્મામા પણ-અર્થાત્ જોયેલી, જાણેલી સાભળેલી પણ-ન હોય તેની જણાવા લાગી તેમાથી પણ તેણે પરવસ્તુ-પૌદ્ગલિક જાણી મમત્વ છોડવા માડ્યુ તો તેથી પણ અપૂર્વ વસ્તુઓ જણાવા લાગી તેના આન

દ્રવ્યનો પાર ન હતો વળી વિશેષ વિશેષ પૌદ્ગલિક દ્રવ્યો, તેના સત્તા
ગત ગુણો અને તેના પર્યાયો માલુમ પડવા લાગ્યા તે સર્વને પણ પરવસ્તુ
સમજી—પોતાના સ્વરૂપમાંજ અનુભવ (સોઽહં) રાખનાર આ સાધક
મમત્વભાવ પરમાંથી ખેંચવા લાગ્યો જ્યારે આમ કરતો હતો ત્યારે
**ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાલ,** વગેરે
પોતાથી અલગ પ્રતીત થવા લાગ્યા—પોતાના જ્ઞાનસ્વરૂપમાં—પોતામાં
જણાવા લાગ્યા આ વખતે જે અત્યાર સુધી તેમને નહ પોતે
જણાતો હતો તેને બદલે **ધર્માસ્તિકાયાદિ** પાંચે દ્રવ્યો જાણે જીવ
રૂપ રાજાના રાજ્ય આ મદદની સેવામાં અનુચરો હોયની, તેવા પ્રતીત
થવા લાગ્યા એટલે કે જીવરૂપ રાજાની સેવામાં **પુદ્ગલ-દ્રવ્યો**
જાણે હાજરી પુરતા હોય અને તેમનો હુકમ-આજ્ઞા ઉઠાવવાને હજુ
ઊભા હોય તેમ જણાવા લાગ્યા **ધર્માસ્તિકાય** જ્યારે જીવ-દ્રવ્યને
ચાલવું હોય ત્યારે જીવરૂપ રાજા સાહેબની સેવામાં હાજર થઈ તેને
ચલાવવાનું કામ કરવા મંડી પડ્યો **અધર્માસ્તિકાયરૂપ** અનુચર
જીવરૂપ રાજાને સ્થિર રહેવું હોય ત્યારે સ્થિર રાખવારૂપ સેવા
કરવા લાગ્યા **આકાશાસ્તિકાયરૂપ** અનુચર, જીવરૂપ રાજાને અવ
કાશ આપવા હજુરમાં ઉભો રહ્યો કાલ જીવદ્રવ્યની ક્રિયાને નવી
જુની બનાવવા પ્રયત્ન કરતા જણાવા લાગ્યો આ પ્રમાણે પાંચ
દ્રવ્યો જીવરૂપ રાજાની સેવામાં અનુચર હોય તેમ દેખાવા લાગ્યા
આટલુંજ નહિ પરંતુ જીવ-દ્રવ્ય પોતામાં જ કર્મ-પુદ્ગલોને જોવા
લાગ્યો, અને તેને પણ પર સમજી દૂર કરવા લાગ્યો, અર્થાત્ તેમાંથી
પણ મમત્વ છોડી પોતાના સ્વરૂપમાં અર્થાત્ **જ્ઞાનમાં** મમત્વ રાખવા
લાગ્યો એટલે જાણે અન્ય જીવદ્રવ્યો પણ પોતાની એટલે એ
દ્રવ્યોને જાણનારની—જ્ઞાનસ્વરૂપની આત્માની સેવા કરતા હોય તેમ
ભાસ થવા લાગ્યું આ વખતે શાસ્ત્રગત એક વાત યાદ આવી
**ભરત મહારાજ** છ ખંડના ધણી હતા છતાં તે ભરતખંડના છ
ખંડના માલિક હતા આત્મા-જ્ઞાન પોતે છ દ્રવ્યો જે લોક તથા

અનેક સુધી આવેના છે, તે ૭ દ્રવ્યો પી ૭એ ખ-નો અથાત્ લોકાલોકનો રાજાધિરાજ હોય એમ અનુભવના નાચો વિચાર કરતા ભરતથી પણ વિશેષ અનુભવ પામતો જણાયો આ સુખમા રમતો આત્મા કે જેની સેવા ૭એ દ્ર યો કરી રહ્યા છે, તે આત્મા જ્યના પોતાના સેવકોમાના અધર્માસ્તિકાયની સેવાનુ સુખ ભોગવવાને તેમાજ રહેવા લાગ્યો લગભગ પાચેક મિનિટ તેમા સ્થિર રહેવા લાગ્યો એટલામા તેમાથી જાણે નીકળતો ન હોય તેમ થવા લાગ્યુ એટલે મુમુક્ષુ સાધક શ્રી કુથુજીનની પાસે ફરિયાદ કરવા લાગ્યોકે —

' મન્ કેમ હી ન બાઝે રે।
કુથુજીન મનડુ કેમ હી ન બાઝે

આટના ઉચ્ચાર સાથેની સાથેજ જાણે સમવસરણમા બીરાજમાન શ્રી કુથુનાથ ઉત્તર આપતા હોય તેમ સભળાવા લાગ્યુ કે અધર્માસ્તિકાય આદિ અરૂપી ‹ચોમાથી પણ મનના મમત્વને કાઢી લે તો તે નિજસ્વરૂપમા અવાશે આમ કરતાજ મન તેમાથી પાછુ વાળ્યુ ' અને તે પાછુ નિજાન મા–જ્ઞાનાનદમા રમવા લાગ્યુ

આ ઉપરથી જીજ્ઞાસુને–મોક્ષાભિલાષી સાધકને કહેવાનુ કે પર વસ્તુમાથી મનને દૂર કરશો–મમત્વને ખેચી લેશો તો મન પણ શાન્ત થશે–અને શ્રી કુથુજીન જે ઉત્તર આપી રહ્યા છે તે પણ હૃદય મદિરમા સભળાશે

આ પ્રમાણે કરવાથી એટલે જેની જે વસ્તુ છે તે આપી દેવાથી જીવ પાચે દ્રવ્યોમાથી મમત્વ છોડી દે છે, એટલુ જ નહિ પણ તુ પોતામા પણ રહેલા કર્મ ભાવને પૌદ્ગલિક સમજી તેમા પણ મમત્વ કરતો નથી અને નિજાન મા મહાલે છે આ વખતે શ્રી ઉપાધ્યાયજીએ કહ્યુ છે તેમ સાધક ઉપાધિરહિત થઈ પરવસ્તુ-

ઓમા થઈ પસાર થતા-કર્મ પુદ્ગલમાંથી પસાર થતા-સિદ્ધિ લાઈને શિવમાર્ગની સિદ્ધિ સડક ઉપર ચાલતો હોય એમ જણાય છે

કારણ કે, કહ્યુ છે કે —

જે જે અંગેરે નિરૂપાધિકપણુ
તે તે જાણોરે ધર્મ
સમ્યક્દૃષ્ટિરે ગુણઠાણા થકી
જાવ લહે શિવ શર્મ

# ચડતા-આત્માને.

## ગુણદૃષ્ટિવડે જોતા બહિરાત્મા પણ કેવો રમણીય દેખાય છે?

જેમ જગતમા પદાર્થો અનંત છે, તેમ એ પદાર્થોને જોવાની દૃષ્ટિઓ પણ અનંત છે તથાપિ જેમ મનુષ્યો અનેક હોવા છતાં યુરોપીયન, અમેરીકન, ઇન્ડિયન, જાપાનીસ, ચાઇનીસ એમ પ્રજા વર્ગ પાડીએ તો જાણે કે આ વર્ગજ પડી શકે તેમ દૃષ્ટિઓ અસંખ્ય અને અનંત હોવા છતા પૂર્વ-પુરૂષોએ માત્ર ત્રણ કે ચાર વર્ગમા એ સર્વ દૃષ્ટિઓનો સમાવેશ કરેલો જણાય છે એ દૃષ્ટિઓ યોગ દૃષ્ટિ, ગુણદૃષ્ટિ અને સમદૃષ્ટિ એમ ત્રણ છે સમદૃષ્ટિને કોઈ વળી યથાર્થ દૃષ્ટિમા પણ કોઈ કોઈ લેખકો ગણાવે છે

આત્મા ત્રણ પ્રકારના શાસ્ત્રમા ગણેલા છે બહિરાત્મા અંતરાત્મા અને પરમાત્મા શરીરને આત્મા માને તે બહિરા

જેમ કોઈ મનુષ્ય પુસ્તકને પગ લગાડે તો આપણા જૈનમાર્ગો બાધવો અને ન્હેતો એમ સમજે કે આશાતના થઇ અને જો તેની પૂજા કરવામા આવે તો સમજે કે આરાધના થઇ, કારણ કે પુસ્તક એ જ્ઞાન છે–જ્ઞાનનુ સાધન છે માટે તેની આરાધનાજ કરાય

એજ પ્રકારે કોઈ પ્રભુની પ્રતિમાજીની આશાતના કરે, તો પાપ યુક્ત ગણાય, અને તેનુ પૂજન કરે તો આરાધના ગણાય, કારણ કે પ્રતિમાજી એ પ્રભુરૂપ છે શાસ્ત્ર પણ કહે છે કે "જિનપ્રતિમા જિન સારખી", જિનપ્રતિમા તે શ્રી જિનેશ્વરરૂપ છે આ વાત સત્ય છે સર્વને નિર્વિવાદ છે તેજ પ્રકારે કોઈ માણસ કે પશુનેકોઈ મારે તો આપણે કહીએ કે તેણે જીવને માર્યો અને તેને બચાવે તો આપણે સમજીએ કે જીવને બચાવ્યો આ વાત પણ આપણ સર્વને માન્ય છે

આ દૃષ્ટિએ જોતા પુસ્તક એ જ્ઞાન છે, (જો કે જ્ઞાનનુ ઉપકરણ હોવા છતા ઉપચાર જ્ઞાનજ ગણાય) તોજ તેની આરાધના થઇ શકે છે પ્રતિમાને પ્રભુ ગણાય તોજ તેની પૂજા થઇ શકે છે

---

ઠીક, નહિ તો તેજ સ્થિતિમા રહ્યા કરે છે એટલા માટે બીજી કે સાથેની અપેક્ષા પગ કેવી છે તે બતાવી ગુણ સ્થિરકે બહિરાત્મા વો છે તે જાણી, કયા કયા લાભો આપણે આ માનવદેહમા પામી શકીએ તે દેખાડવા યત્ન કરવો એજ લખનનો આતર્ હેતુ છે તથાપિ ગુણ દૃષ્ટિના પ્રકાશથી અજાણ જનારા કે દોષદૃષ્ટિનેડેજ અધ થઈ ગયેલાને આ વાત સમજાશે અને તેનો સશય સરખો પણ હવે રહેશે નહી આટલા કારણથી જે ગુણદૃષ્ટિ હોય તેને લાભ થાય અને જેની તે દૃષ્ટિ થઈ શકે તેને પણ લાભ પહોચે, એટલા શુભ હેતુથી આ પ્રયોગ કરવામા આવ્યો છે માટે જો તે બુદ્ધિગમ્ય થાય તેમજ જગત્ હિતકારક લાગે તો માન્ય ગણજો એવી પ્રાર્થના છે

અને ક્રી યક પણ તેથીજ થાય છે તેજ પ્રકારે મનુષ્યાદિ શરીરને જીવ ગણ્યાથીજ તેની રક્ષા વગેરે ધમ કાય થાય છે તેજ પ્રમાણે શરીરને આત્મા એમ ગણવાથી આત્મા જ્ઞાનરૂપ હોવાને લીધે તે જ્ઞાનરૂપ થશે જે માણસો શરીરને આત્મા માને છે તે માણસો શરીરગત ઇંદ્રિઓને, અવયવોને અને મનને પણ આત્મા માને છે આમ માનવાથી શરીરને સુવ્ય કરી શકે છે કારણ કે તેઓ માને છે કે અમે આત્માને સુવ અને સુદ્રઢ કરીએ છીએ ઇંદ્રિઓને વિકસિત કરે છે કારણ કે તેઓ માને છે કે અમે આત્માને વિકસિત કરીએ છીએ મનને સબળ સુદ્રઢ, નીતિયુક્ત વિચારયુક્ત કરે છે કારણ કે તેઓ ગણે છે કે મન એ આત્મા છે આ વાત યુરોપસ્થ ઘણા જનોને લાગુ પડશે અને જૈન દ્રષ્ટિમાની ગુણદૃષ્ટિએ આપણે જોઈએ તો આત્મા એ જ્ઞાનરૂપ હોવાથી શરીરને આત્મા માનનાર પણ પાચ જ્ઞાનમાના બે જ્ઞાન એટલે કે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરી શકશે મતિજ્ઞાન ઇંન્દ્રિયોની પટુતાથી (?) વૃદ્ધિ પામે કે તો જે શરીરને આત્મા ગણનાર તે પણ કા આત્મવિકાસ કે જ્ઞાનવિકાસ એટલો નકરે કે મતિજ્ઞાનના ૩૪૦ ભેદને પામે ? અને શ્રુતજ્ઞાન કે બુદ્ધિજન્યજ્ઞાન-સર્વ જગતને યથાર્થ સમજી પોતાનો વિચાર કરી શકે આ પ્રમાણે વિકાસક્રમને માનનારા ( Evolutionists ) જ્ઞાનરૂપ થશે માટે ગુણ દૃષ્ટિથી બહિરાત્મા પાસેથી આપણે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનની પરાકાષ્ઠા પ્રાપ્ત કરી શકીએ એ વાત જૈનોના લક્ષમા આવુ તો જોઈએ જેમ આત્મા જ્ઞાનરૂપ હોવાથી બહિરાત્મા પણ મતિ અને શ્રુતજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે તેજ પ્રકારે આત્મા જ્ઞાનસ્વરૂપ હોવાથી બહિરાત્મા ચક્ષુ દર્શન અને અચક્ષુ દર્શનની પણ પૂર્ણતાએ પહોચી શકે વળી બહિરાત્મા જે શરીરનેજ હુ માને છે તે શરીરને શુભ આચરણે પણ પ્રવર્તાવી ઇંદ્રિયોને

પણ નિયમમા લાવી, મનનો પણ વિજય કરી, ચારિત્ર એટલે Character પણ પોતાની ગુણદૃષ્ટિએ સુધારી શકશે

વળી આત્મા વીર્ય સ્વરૂપ હોવાથી શરીરને આત્મા માનનાર શારીરિક બળમા, મનોબળમા અને નીતિબળમા પણ ઉત્તમોત્તમ થઈ શકશે

આજ પ્રકારે આત્મા પોતે અનંત ગુણવાન્ હોવાથી શરીરને આત્મા માનનાર સંપૂર્ણ નહિ પણ શરીરના, ઇંદ્રિયોના, અને મનના અનેક ગુણોથી વાસિત થઇ, પોતાની ઉન્નતિ કરી શકશે

સ્પષ્ટતાની ખાતર ફરીથી કહેવુ પડે છે કે આત્મા જ્ઞાનસ્વરૂપ હોવાથી માણસને ગુણ દૃષ્ટિ વડે જોતા શિખવાથી તેમને શરીરનુ સારૂ જ્ઞાન થશે અને શરીરનો સદુપયોગ તો તે સમજી શકશે તેજ પ્રકારે આત્મા જ્ઞાનસ્વરૂપ હોવાથી તેમને ઇન્દ્રિયોનુ જ્ઞાન થશે અને તેની શક્તિ તે જોતા જોતા ઘણીજ પ્રાપ્ત કરી શકશે બાહ્ય જગતનુ પણ જ્ઞાન પ્રાપ્ત કરી જોતામા તેનો સદઉપયોગ કરી શકે તેજ પ્રકારે બહિરાત્મને ગુણદૃષ્ટિવાળો મનનુ પણ જ્ઞાન મેળવી તેને કાબુમા રાખી, શુભ વ્યાપાર ધર્મમા પ્રવર્તાવશે માટે લાયક ગુણદૃષ્ટિવડે બહિરાત્માને જોવાની તેજ પ્રકારે શીખવાની ભલામણ કરી શરીરે બળવાન્, ઇંદ્રિયે જયવાન્, મને શુભ અભિમાન્ કરી બાહ્ય જગતનો જય કરી પોતાની બાહ્ય પણ ઉન્નતિ સાધે એમજ થવુ જોઇએ

માટે શરીરની આશાતના કરવી એ જ્ઞાનની, દર્શનની ચારિત્રની, વીર્યની, અશાતના કરવા બરાબર છે, અને તેની આરાધના કરવી એ જ્ઞાન દર્શન, ચારિત્ર અને વીર્યની આરાધના રૂપ છે

વળી લાયક એમ કહે છે કે બહિરાત્માવાળાએ તેમા દોષ દર્શન કરી મન, ઇંદ્રિય, દેહ શરીરાદિનો જય કરવા કરતા, તેને

ઓ તેના કાર્યોને છોડયા છે, અને તેમ કરી અનતરાત્મતત્ન અને પછી પરમાત્મતત્વ પામ્યા છે આ ગુણ દષ્ટિને. માર્ગ ક્રમવાર છે, અને તે બહિરાત્મા એ ને શરીર, ઇંદ્રિય, મનનો ત્યાગ નહિ પણ તેનો જય કરી પછી અતરાત્મા થઇ પરમાત્મા થવાનો માગ છે

જેમ વિષયોમા ફસનારો જયમના નથી તેમ તેથી ભાગ નારો પણ તેનો જય કરનાગ ન કહેવાય જેમ ગત્રુ ા હાથમા ફસાનારો જય કરનારો ન કહેવાય, તેમ શત્રુઓથી ભાગનારો તે પણ તેનો જય કરનારો ન કહેવાય પરતુ તેનો જય કરી, પોતાની શુભચ્છા પ્રમાણે પોતાની ઉન્નતિ તે માગ ચનાવે તેણેજ તેનો જય કરેલો ગણાય.

જેમ સોમન ઝેર છે માટે નિરુપયોગી છે એમ જાણનાર સોમનનો જય કરી શકે નહિ પરતુ સોમનને મારી તેની ભસ્મ કરનારા તેનો ઉપયોગ કરી જાણે તેમ વિષયોથી ડરનાગ વિષયોને જીતનારા કેમ ગણાય ? પરતુ વિષયોમાથી વિષભાગને કાઢી તેનો સદ્ઉપયોગ કરી શકે તેજ જીતનારા-જૈન ગણાય લાલનનો તો ગુણદષ્ટિવડે સર્વત્ર સુઝ છે અને તેથી આ યુક્તિ પણ ગ્રાહ્ય લાગે છે

**વિ વિ ગા** એમ કહેતા કે શરીરને આત્મા માનવાથી એટલે બહિરાત્મભાન ટાળવાથી શરીરનો તો નાશ થાય છે તો સમજવુ કે શરીરનો નાશ નથી પણ પર્યાયાતર થાય છે જેમ માકડીનો નાશ થતા પોચી બની તેજ પ્રકાર શરીરનો નાશ થતા નવીન પ્રકારનુ શરીર બને આવુ મતિજ્ઞાન રહેવાનુ કેમકે શરીરનો નાશ એટલે પર્યાયાતર થવાથી કઈ મતિજ્ઞાનનો નાશ થાય ? તેમ શરીરનો નાશ એટલે પર્યાયાન્તર થવાથી જ્ઞાનનો દર્શનનો આનદનો કઈનાશ નથીથતો

આ પ્રકારે જેમ જ્ઞાનાત્મા દર્શનાત્મા, ચરિત્રાત્મા, વીર્યાત્મા,

તપ આત્મા, ઉપયોગ આત્મા તેમજ યોગાત્મા( મન, વચન, અને કાયા) એ પ્રસશ઼ીય ગણાય

હવે એક કષાય આત્માએ આઠ પ્રકારના આત્મામાએક પ્રકારનો આત્માજ નિંદનીય રહે છે, પરતુ, બહિરાત્મા એ તે શરીરને આત્મા માનનાર માનન બાંધવો મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન વડે તેનો પણ ઘણે અંગે તેઓ જય કરી શકે છે

જુઓ, મતિ જ્ઞાનવડે ક્રોધપર ક્રોધ નથી કરતો, ? માન છોડવાનુ માન નથી થતુ ? માયાને ઠગવાને માયા (સરલતા રૂપી માયા) ન થી કામે લગાડતો ? લોભનો ત્યાગ કરવાનો લોભ નથી વધતો ? કામનો જીતવાની કામના નથી થતી ? મોહને છેતરવાની યુક્તિ નથી આવતી ? આમ ક્રોધના પ્રતિપક્ષી વડે તેનો જય કરી, તે ક્રોધને જીતવાનો ક્રોધ કરવો પડે એવી સ્થીતિએ પણ મતિ જ્ઞાનવડે બહિરાત્મા શુ ન આવી શકે ! પરતુ પ્રયત્ન કરનાર મનુષ્યની તો શુ પણ સર્વ જીવ માત્રની સ્વાભાવિક વૃત્તિ ઉચ્ચે ચડવાની છે પરતુ જેને તે પોતે માને છે, તેમા તે સુધારો કરી ઉપર ચડવાનુ કરે છે પરતુ હાલ હિંદમા કે દુનિયામા એમ ચાલ્યુ છે કે એક પ્રદેશમા પૂર્ણ ઉન્નતિ કર્યા વિના તેને પડતુ મૂકી બીજા પ્રદેશપર મનુષ્ય કુદકા મારવા માટે છે, અને બીજાથી ત્રીજે આથી કુદકાનુ પરિણામ ભૂસકામા, નીચે પડી જવામા, અને અત્યત દુખમય સ્થિતિમા આવે છે જે મનુષ્ય શુભ દષ્ટિને હૃદયમા રાખી ઉન્નતિના માર્ગમા આગળ વધવા પ્રયાસ કરે છે તેને તે સ્વાભાવિક હોવાથી અમલમા મૂકવુ સરળ થઈ પડે છે

સક્ષેપમા જે પોતાને બહિરાત્મા માનશે એટલે શરીરને અને તેના અવયવો અને ઇંદ્રિયોને હુ માનશે તે શારીરિક ઉન્નતિ, અવયવોની દ્રઢતા અને સ્ફુરતી, અને ઇંદ્રિયોની પટુતાપર લક્ષ આપી

એ પ્રમાનના જ્ઞાન મેળવવા વિજ્યી થશે એટલે કે મતિજ્ઞાનના ૩૪૦ ભેદ તથા શ્રુતજ્ઞાનના ૧૪ ભેદ સુધી પોતાની ઉન્નતિ આગળ વ ધારશે હાલ મતિ જ્ઞાનની પટુતા તે પરોક્ષ રીતે અથાત્ બનાવટી ઇંદ્રિયો એટલે ટેલીફોન ટેલીગ્રાફ—ટેલેસ્કોપ વગેરે લગાડી વધારે છે, તેમ નહિ પરંતુ વગર બાહ્ય સાધને પણ વધારશે

જે લોકો મનની સાથે કે અ ત ાત્મા સાથે કે વિવેકની સાથે એ તાનતા કરશે તે physiologically કર્મ પ્રકૃતિ ા નાનથી વધી આગળ અવધિ અને મન પયવ પ્રાપ્ત કરશે

જેઓ આત્મા સાથે એ ાકયતા કરશે તે કેવલ જ્ઞાન પ્રાપ્ત કરશે

જેઓ પૂણ સાથે ઐ ય (harmony) પામ ા પ્રયત્ન કરશે તે અનન્ય પૂર્ણતા પ્રાપ્ત કરશે

## कर्म बधनना चार प्रकार

### ( દુખ—સુખ )

હાલ ઘણા માણસો ઘણા ઘણા પાપ કરતા દેખાય છે, છતા તેઓ સુખી કેમ જણાય છે ?

તેમણે પુણ્યરૂપી બી વાવ્યા હતા એટલે આજ તેઓ તેના સુખરૂપી ફળો ચાખે છે પણ હાલ દુઃખો ને દુ ખ આપી પાપના બી વાવે છે, તેથી ભવિષ્યમા એટલે હવે પછી તેના ફળો તેને દુ ખરૂપ થવાના આમ જે માણસ હોય તે સુખી હોય ના પાપિષ્ઠ હોય તે માણસ **પાપાનુબધી પુણ્યવાન્** ગણાય છે એટલે કે હાલ પૂર્વ પુણ્યને લીધે સુખી છે અને વર્તમાન પાપને લીધે ભવિષ્યમા દુ ખી થશે

કેટલા માણસો ધર્મી હોય છ સારા કામ કરનારા હોય છે

એટલે પુણ્ય કરે છે, તેમ છતા હાલ દુખી કેમ જણાય છે ?

કારણ કે પૂર્વે તે માણસોએ પાપો કરેલા, તો હાલ દુખ ભોગવે છે, તે છતા હાલ સારા કામ કરી પુણ્ય બાંધે છે, તો હવે પછી સુખી થવાના આવા માણસને શાસ્ત્રમા **પુણ્યાનુબંધી પાપી** કહેલા છે, એટલે ભૂતકાળના પાપને લીધે દુખ ભોગવે છે, પરંતુ વર્તમાનના પુણ્ય કાર્યને લીધે ભવિષ્યમા સુખ ભોગવશે

ત્યારે શુ વર્તમાન કાળમા કોઇ માણસ દુખ ભોગવતો હોય, અને તે ભવિષ્યમા પણ દુખ ભોગવે, એવુ પણ થાય છે ?

હા, કેટલાક માણસ પૂર્વના પાપને લીધે હાલ દુખ ભોગવતા હોય, તે છતા હમણા પણ જીવોને દુખ આપતા હોય, તો તે હવે પછી પણ દુખીજ થવાના

એવા માણસને શાસ્ત્રમા કેવા કહ્યા છે ? **પાપાનુબંધી પાપી** એટલે કે, પૂર્વે પાપ કર્યું હતુ, તેનુ ફળ દુખ ભોગવે છે, અને હાલ પાપ કરે છે, તેના દુખરૂપ ફળ ભોગવશે

ત્યારે શુ એવુ પણ બને કે, હાલ સુખી હોય, અને હવે પછી પણ સુખીજ થાય ?

હા, તેમ પણ બને ભૂતકાળમા જીવને સુખ આપી, પુણ્ય બાંધ્યુ હોય, તેથી હાલ સુખ ભોગવે, અને વર્તમાન કાળમા જીવોને સુખ આપી, પુણ્ય બાંધી ભવિષ્યમા પણ સુખ ભોગવે

આવા પુરુષને શાસ્ત્રમા શુ કહે છે ? **પુણ્યાનુબંધી પુણ્યવાન્** એટલે કે, પૂર્વ પુણ્ય કરવાથી હાલ સુખી, ને હાલ પુણ્ય કરે છે, તેથી હવે પછી પણ સુખી થવાના

**સાર**—આના કર્મના ચાર પ્રકારના અનુબંધ થાય છે અનુબંધનો અર્થ એવો બંધ કે, જેનુ ફળ હવે પછી ભોગવાય સારો અનુબંધ હોય તો, હવે પછી સુખો ભોગવાય માઠા અનુબંધ-

તો હવે પછી દુખ ભોગવવા પડે

**૧ પાપાનુબંધી પાપ** એટલે હાલ દુખ ને હવે પછી પણ દુખ
**૨ પાપાનુબંધી પુણ્ય** એટલે હાલ સુખ ને હવે પછી દુખ
**૩ પુણ્યાનુબંધી પાપ** એટલે હાલ દુખ ને હવે પછી સુખ
**૪ પુણ્યાનુબંધી પુણ્ય** એટલે હાલ સુખ ને હવે પછી પણ સુખ

આવા કર્મોથી સંસારી દુખ કાં તો મળે છે, અને કાં તો સુખ મળે છે પરંતુ મોક્ષના **અવ્યાબાધ** સુખ જે આત્માથી છુટેજ નહિ એવાં આત્મિક સુખ મેળવવાને નાશવંત ભોગવવાના સુખો છોડવા જોઈએ એટલે પાપનો અને પુણ્યનો ક્ષય કરી આત્મસ્વરૂપમાં રહેતા શીખવું જોઈએ, અને કોઈ પણ જાતનો **અનુબંધ** પાડવો ન જોઈએ છતાં અનુબંધ પાડવો હોય તો પુણ્યનોજ પાડવો, ને પાપનો તો નહીજ કારણ કે પુણ્યના અનુબંધથી એવું બળ પ્રાપ્ત થાય છે કે કર્મનો ક્ષય પણ કરી શકાય છે

## રૌદ્રધ્યાન બંધ કરવાથી નરકમાં પડવાનું પણ બંધ.

નારકી ને તિર્યંચની ગતિ નીચી છે અને મનુષ્ય ને દેવતાની ગતિ ઉંચી છે

નારકી એ એક એવું સ્થાન છે કે જ્યાં અઘોર પાપના ફળ ભોગવવાને જીવોને મહા મહા દુખો સહન કરવા પડે છે, અને બીજા જીવોને દુખો આપવાથી તે ગતિ પમાય છે

(૧) મોટી મોટી હિંસા કરવાથી, એટલે જીવોને મારી નાખવાથી જેમાં વારંવાર મરણજ થયા કરે, એવા દુખ ભોગવવા પડે, એવી નારકી પમાય છે

(૨) જે મોટા મોટા અસત્ય કે ખોટા બોલવાથી અન્ય જીવોને

નીચ ગતિ છે, જે દુ ખની મોટી મોટી ખાણો જેવી છે, તેમા પડતા બચી જવાય છે

જે જીવો મોટી મોટી હિંસા, મોટા મોટા અસત્ય, મોટી મોટી ચોરી, પરસ્ત્રી કે પરપુરુષ ગમન અને મોટા મોટા લોભ કરે છે અથવા મનમા પણ ચિતવે છે, તેને જિનશાસ્ત્રમા રૌદ્રધ્યાન તા ગણાવ્યા છે ને તેથી નરક ગતિ રૂપ નીચ ગતિમા પડાય છે એમ કેવળીભગવાને જણાવ્યુ છે માટે એવુ કરતા દૂર રહેવુ, તેથી નરક ગતિ રૂપ નીચ ગતિમા પડતા બચાય છે

## તિર્યંચ ગતિ થતી કેમ અટકે?

ઉપર પ્રમાણે નારકી અને તેમા પડતા દુ ખોથી બચવાને માટે જણાવ્યુ હવે અહીં તિર્યંચની ગતિ જે માણસ કરતા નીચી છે તેને અટકાવવાનો ઉપાય જે આપણા હાથમા છે, તે વિષે કહે વામા આવશે નારકીની નીચમા નીચ ગતિ છે ને તેમા તો દુ ખ દુ ખને દુ ખ શિવાય બીજુ કઈ છેજ નહિ પરતુ તિર્યંચની સ્થિતિ નારકી કરતા ઉચી હોવાથી તમા તેટલુ દુ ખ નથી તે છતા મનુષ્યજાતિ કરતા ઘણા દુ ખો છે એટને કે તિર્યંચ જાતિમા દુ ખ ઘણાજ અને સુખ બહુજ થોડુ મેરૂ પર્વત જેટલા દુ ખો અને સરસવના દાણા જેટલુ પણ ભાગ્યેજ સુખ હોય, કારણ કે તિર્યંચની દશા મુઢ છે મન પી ઇંદ્રિય પરિફુટ થઈ નથી તેથી દુ ખોનો ઉપાય મનુષ્યની પેઠે પુરૂષાકારવડે કરી શકતા નથી જો ટાઢથી દુ ખ પામે તો તિર્યંચ એટલે જનાવરો તેનો ઉપાય વિચારી મનુષ્યની પેઠે ઉનના વસ્ત્ર બનાવી કે ઘર બાંધી શકતા નથી પરતુ ટાઢમા ઠરે છે તેઓ વરસાદની શરદીથી બચવાને વિચારી છત્રી પેદા કરી શકતા નથી, કારણ કે, તેઓમા મન નામની ઇંદ્રિય વિચાર કરવાને જેટલી જોઇએ તેટલી સ્ફુરી નથી, તેમજ સખ્ત તડકાથી બચવાને છત્રીનો ઉપયોગ પણ કરી શકતા નથી, પણ તેમને તડકામા સબડવુ કે રખડવુ પડે છે

વળી ગાડામા ઘણોભાર ભરવામા આવે, તોપણ તેમનાથી બોલાતુ નથી પોપટને પાંજરામા પૂરવામા આવે છે, બીજા જનાવરોને પણ બા ધવામા આવે છે, ને તેમના વળી તેમને પીઠે છે ગધેડા ભાર વહન કરે છે તેમને બચાવે કષ્ટ મુગે મોઢે સહન કરવા પડે છે, કારણ કે જેમ મન તેઓમા સ્ફુરેલુ નથી, તેમ વાચા પણ તેમને નથી, કે માણસની પેઠે પોતાના દુખો જણાવી શકે, અને પોતા ના માટે સમજુ માણસના પણ દિલ પીગળાવી શકે એ તો માણસમા પણ થાય હોય, તેનેજ સમજાવી શકે વગી માસાહારી માણસ તેમને મારી નાખે, તોપણ વિયાગને સહન કરવુ પડે છે, અને બીજા વણાજ તિર્યંચ દશાના એવા કષ્ટ છે કે, જો લા દુખો લાખો હોય, તો સુખ ભાગ્યેજ એકાદ હોય, માટે તે દુખી અવ-વસ્થા તિર્યંચની છે તેમાથી બચવાને આપણે શુ કરવુ જોઈએ? ને ધ્યાન દઈ વાચો

પ્રથમ એવી તિર્યંચ એટલે જનાવરના વધા દુખવાળી અવ સ્થા શાથી આવે છે, તેનો વિચાર કરીએ

જે ક્રિયાથી તિર્યંચની દશા આવે છે, તેને શાસ્ત્રમા આર્ત ધ્યાન કહે છે, એટલે ., ..વુ કલ્પાત કરવુ, માથા પછાડવા વિ ગેરે, માટે આર્તધ્યાન ન કરવુ એટલે તિર્યંચની નીચ ગતિમા પડતા બચાવ ।

# मुक्ति न मळवानुं एक कारण

મુક્તિ શબ્દજ આપણને બધનનું સૂચન કરે છે આપણે કાઈક બંધનમા છીએ અથાત્ ઇતર પ્રાણીઓની પેઠે તિર્યંચ નારકી, અને દેવતાઓની પેઠે મનુષ્ય પણ બધનમા છે શાસ્ત્રમા સ્પષ્ટ કહ્યુ છે કે, મોક્ષ કે મુક્તિ તો મનુષ્યજ પ્રાપ્ત કરી શકે છે તે છતા તે કેમ સસારરૂપ બદીખાનામાથી છૂટી શકતો નથી ? તેનુ એકજ સબળ કારણ અહિ સ્થાનમા આવે છે અને તે સબળ કારણ દૂર કરે તો અવસ્ય મુક્તિ થવાનો સભવ છે, એમ લાગે છે

સસાર એક વિશાળ બદીખાના જેવો છે અને જેમ કેદખાનામા ચાર પ્રકારના કેદીઓ હોય છે તેમ આ સસારરૂપ કારાગ્રહમા પણ ચાર પ્રકારના કેદીઓ-બદીવાનો-કારાગ્રહવાસીઓ છે એ ચાર પ્રકારના બદીવાનોમાથી કોઈ કેદખાનાના અધકારમય ભોયરામા રહેવાને યોગ્ય હોય છે, તેમ નારકીના જીવો આ સસારરૂપ કારાગ્રહના ભોયરામાજ અથડાયા કરે છે કેટલાક બદીવાનો જેમ કારાગ્રહમા સખ્ત મજુરીએ વળગાડેલા હોય છે, તેમ તિર્યંચ જીવોને (તમે જુઓ તો ઘોડા બળદ વગેરેને ) સખ્ત મજુરીમા જોડેલા જણાશે વળી કેદખાનામા જેમ બીજાના નાણા નહિ આપનાર આસન કેદખાનામા દેખવામા આવે છે અથાત્ કેદખાનાના અમુક ભાગની તેઓ બહાર જવા પામતા નથી તેમ મનુષ્ય જીવો બીજાના પૈસા નાણા ન આપનારની માફક આસન કેદ એટલે કે ખાનાના કહેવાતા સાકડી મારી તુરગના એક ભાગમા સડે છે એજ રીતે વળી જે રાજાઓને નજરકેદ અમુક ગામમા રાખવામા આવે છે તે ગામથી તેમનાથી દૂર ખસી શકાતુ નથી તેમ દેવતાઓ રાજાની પેઠે નજરકેદ જેવા જણાય છે તેઓ આ નજર કેદખાનામાથી છૂટી મુક્તિ પામી શકતા નથી અહા ! કેદખાનામાથી છુટયા પછી મનુષ્ય ગામમા આવતા પોતાના સગા વહાલાને જાત ભાઇઓને માનવ

આપવોને, મજાના કેટલો સુખી થાય છે તેમ ખરેખર સુખી તો આપણે ત્યારે કહેવાઈએ કે જ્યારે આ સંસારરૂપ કેદખાનામાથી છૂટી આપણા-નિજના આપણા આત્મસ્વરૂપના-આપણા પિતાના ખરેખરા સગા જે જે, મુક્તિ પામ્યા છે-જે સિદ્ધ થયા છે તેઓને ભેટી શકીએ ખરે જેમ કેદખાનામા Dungeon એટલે અંધારી કોટડીમા જે કેદીઓ હોય તેમાથી કોઈએ સારી વર્તણુક ચલાવી હોય તો તેને અંધકારમય ભોયરામાથી બહાર કાઢે છે, અને સખ્ત મજુરી કરનારા કેદીઓ સાથે જોડવામા આવે છે તેમજ નારકી જીવો કર્મના કડવા ફળ ભોગવતા કંઈક સારી વર્તણુક ચલાવે તો તિર્યંચગતિમા મોકલાય છે, તથાપિ કેદખાનાની—સંસારરૂપ કેદખાનાની બહાર મુકવામા આવતા નથી આમ કંઈક સારી વર્તણુક ચલાવવામા એટલે શુભ કર્મ કરવામા આવે તો જુદા જુદા કેદખાનાના રૂમમા-ઓરડામા મુકવામા આવે છે, એટલે તિર્યંચ ભાગમા રાખવામા આવે છે, પણ તેથી કેદખાનામાથી છોડવામા આવે એમ બનતુ નથી પરંતુ આપણાથી મનુષ્યથીજ આ કેદખાનામાથી છુટાય, એમ જૈન શાસ્ત્રનુ કહેવુ છે, તેમ બીજા સર્વ અન્ય શાસ્ત્રોને પણ એજ વાત સંમત છે, તો પછી આપણે મનુષ્ય જુદી જુદી કોટડીયોમા-ઓરડામા ગોંધાઈ રહેવા કરતા મુક્તિ પામીએ, સંસારમાથી છૂટી સિદ્ધ ગતિ પામીએ તેનો શો ઉપાય છે તેનો વિચાર કરીએ આ કલમ, ખડીઓ, શાહી, ટેબલ બોર્ડિંગ, પાલીતાણા, મુંબઈબંદર, હિંદુસ્તાન કે જગત્ તેમજ વસ્ત્ર, કુટુંબ ધન, ધાન્ય, વગેરે વસ્તુઓ કોની છે ? એનો બારીકાઈથી વિચાર કરીએ, તો માલુમ પડશે કે તે પુદ્‌ગલની છે અર્થાત્-તેનો માલેક-ધણી પુદ્‌ગલ છે જેમ સોનાના હાથમા આવેલી વીંટી સોનાની છે, તેનો માલીક સોનુ છે તેમજ સર્વે જડ વસ્તુ માત્રનો માલિક પુદ્‌ગલ છે જેમ વીંટી અને તેનો માલિક સોનુ છે કારણ કે વીંટીને સોનું છોડતુ નથી, તે સર્વે સાથેજ ... શરીર અને પરપુદ્‌ગલ અર્થાત્ જડ

તે પુદ્ગલની છે-અચેતનની છે, આપણી નથી અને તે પુદ્ગલની હોવા છતા આપણે તે લઇ લઇએ છીએ, ચોરીએ છીએ, લુંટી લઇએ છીએ તેથી આ સસારરૂપ કેદખાનામા એ પુદ્ગલની ફરીયાદ સાભળનાર **મોહરાજા** આપણને સસારરૂપ કેદખાનામા આપણી ચોરીના ગુન્હા પ્રમાણમા કેદખાનાના જુદા જુદા ભાગમા એટલે સસારરૂપ કેદખાનાના ભોયરા જેવી અધારી નરકમા સખત મજુરીની કેદ જેવી તિર્યંચ જાતિમા, આસન કેદ જેવી મનુષ્ય જાતિમા અને નજરકેદ જેવી દેવતાની જાતિમા પૂરે છે-ગોંધે છે અને અનેક પ્રકારની આધિ વ્યાધિ, ઉપાધિમા રગદોળે છે માટે જે પરની એટલે પુદ્ગલની છે તે વસ્તુ તેને એટલે પુદ્ગલને આપી દેવામા આવે એટલે તેની ઉપરનુ સર્વથા મમત્વ છોડી દેવામા આવે તોજ સસારકેદખાનામાથી છૂટાય મોક્ષ નગરમા સ્વતત્ર રાજ્ય કરી શકાય

જ્યા સુધી એમ ન થાય અને કેદખાનામા સારી વર્તણુક ચલાવવામા આવે એટલે શુભ કર્મ કરવામા આવે ત્યા સુધી એ તિર્યંચને મનુષ્યના ઓરડામા અને મનુષ્યને દેવતાના ઓરડામા મૂકવામા આવે છે અને ત્યા પણ નઠારી વર્તણુક ચલાવતા પાછો નારકીમા પડી રીબાય છે એટલા માટેજ જેની જે વસ્તુ છે, તેનેજ તે આપી દેવી એજ સસાર રૂપી કેદમાથી છુટી સરલમા સરલ રીતે મોક્ષ માર્ગે જવાનો ઉપાય છે

જેની જે વસ્તુ છે તેની તેજ તે આપી દેવી એટલે કે પૌદ્ગલિક વસ્તુઓ **પુદ્ગલ દ્રવ્યને,** સ્થિતિસહાયક વસ્તુ **અધર્માસ્તિકાયને** ગતિ સહાયક વસ્તુ **ધર્માધસ્તિકાયને,** અવગાહના આપનાર વસ્તુ **આકાશાસ્તિકાયને,** નવીન અને જુના એવી વર્તના તે **કાલને,** આપી દઇને પોતાની સ્વાભાવિક વસ્તુઓમા નિરતર રહેનાર જ્ઞાનાદિ અનત અને અસખ્ય ગુણોને ગ્રહી રહેવુ કારણકે તે ગુણો કોઈ કાળે પણ પોતાને છોડી જનાર નથી કેટ

લાએક લોકો એમ કહે છે કે અમે લુટીએ–ચોરીએ–પરાણી પડીએ તો અમારે આ સસારરૂપ કેદખાનામા રહેવુ પડે પરતુ અમે મનુષ્ય હોઈ જ્યારે ન્યાયાજિત દ્રવ્ય પ્રાપ્ત કરીએ, તો સસારરૂપ કારાગ્રહમાથી કેમ ન છુટીએ ?

માનવબાધવો, અને બ્હેનો ! આ સબધમા **લાલન** આપને એટલુજ કહેવા માગે છે કે ન્યાયોપાર્જિત દ્રવ્ય મેળવતા આપ ઉત્તમ ગતિ એટલે મનુષ્ય ગતિ અથવા દેવતાની ગતિ કદાચ પ્રાપ્ત કરી શકો એ સભવ છે જેને આપણે ન્યાયોપાર્જિત દ્રવ્ય કહીએ છીએ તે પણ કદાચ આપણે ન્યાય થકી ઉપાર્જિત કરેલુ હાય તથાપિ આપણે જેની પાસેથી મેળવીએ, તેણે ન્યાય થકી મેળવેલુ ન હોય તો તે અન્યાયથી મેળવેલુ દ્રવ્ય છે અને આપણે તેને ન્યાયથી મેળવેલુ હોવા છતા અન્યાયોપાર્જિત કરે છે માટે કદાચ એવો શબ્દ લખવો પડે છે વસ્તુત એટલે નિશ્ચયનયે જોતા ન્યાયોપાર્જિત દ્રવ્ય તેજ કહેવાય કે જે પોતાનું સ્વાભાવિક દ્રવ્ય પોતે મેળવે એટલે જડ કે પૌદ્ગલિક વસ્તુઓ પુદ્ગલ મેળવે એટલે પુદ્ગલ એનો માલિક છે એમ પ્રતીત થવુ જોઇએ અને ચૈતન્ય એટલે જ્ઞાન તે જ્ઞાનનો માલિક છે એમ અનુભવવુ તેજ ખરા ખરુ ખરી રીતે ન્યાયોપાર્જિત દ્રવ્ય કહેવાય તથાપિ મોક્ષ ગતિ તો ન્યાયોપાર્જિત દ્રવ્યમા પણ મમત્વ હોય ત્યા સુધી પ્રાપ્ત થાય નહિ–સસાર રૂપ કારાગ્રહમાથી છુટાય નહિ–લોકાલોક પ્રકાશક–આત્મ રાજ્યમા બીરાજાય નહિ

કારણ કે જેને આપ ન્યાયોપાર્જિત દ્રવ્ય કહો છો તે પણ પુદ્ગલ દ્રવ્યની માલીકીનુ છે, અને જે કોઇનુ હોય તેમા **મમત્વ** રાખવુ, અર્થાત્ મારૂં છે એમ માની લેવુ એ બધન છે કેદીઓને જેમ એક કેદખાનામાથી બીજા કેદખાનામા લઈ જાય–કેદખાનાની અદરજ કોઇ સારી જગોમા રાખવામા આવે તથાપિ લાગ્યો એ

ભાગ સકળ કર્મમળ ઉપર અજવાળુ પાડી રહ્યો છે, એવો જ્ઞાનવાન્ આત્મા છે વળી જેના એક દેશનો અનંતમો ભાગ સઘળી કર્મમળનો નાશ કરે છે એવો વીર્યવાન્ આત્મા છે તો શું તે સમગ્ર આત્માની નિંદા ? બસ, આતે કેવો અનર્થ ! આ કેવો અન્યાય ! જેનો જેટલો દોષ તેને તેટલી શિક્ષા નહી, પરંતુ સમગ્રને ! આતે શું કહેવાય ! ખરેખર આ પોતાની (આત્માની) નિંદા કરીનેજ, આત્મા ગુણ-દોષવાન્ હોવા છતા તને દોષવાનજ સમજીને અને જ અગથી તેની નિંદા કરીને ગુણીના ગુણ ન જાણીને-પરંતુ સઘળું દોષમય જાણીને તેની નિંદાથી જાણે જેનો અને આપો આજે હત વીર્ય થયા હોયની એમ જણાય છે માટે ન્યાયતો એ છે કે જેમા જેટલો દોષ હોય અને જ્યારે દોષ હોય ત્યારે તેટલી તેટલી નિંદા ! શુદ્ધ અનાત્મની નિંદા પરંતુ આત્મભાવની નિંદા નહી થવી જોઇએ

**નીતિ વેત્તાને આત્મનિંદા અને આત્મપ્રશંસાના સંબંધમા ઉત્તર** આત્મપ્રશંસા કરતી વખતે આત્માના ગુણો યથાર્થ રાખવવા. અમે એમ માનતા નથી કે હુ મોટો ને તુ નહી તુ પણ દરજ્જે તારામા પણ તે કે બીજા તેવાજ ઉચ્ચ ગુણો છે માટે આત્મપ્રશંસા આ અર્થમા હોય કે તુ મોટો હુ પણ હુ નાનો તુ પણ મારી નિંદા એને માગ અનગુણ અજ્ઞાની, તારી નિંદા એટલે તારા અવગુણ અજ્ઞાની મારી પ્રશંસા મારા શુદ્ધ આત્માની, તારી પ્રશંસા તારા શુદ્ધ આત્માની સાર નીતિ એ છે કે આત્મપ્રશંસા નહિ તેમજ આત્મનિંદા નહિ પરંતુ આત્મખ્યાતિ નહિ પોતાનુ **અભિમાન**, નહી પોતાનુ **અપમાન** પરંતુ પોતાનુ માન પોતાનુ પોતાપણ જેવુ છે તેવુ યથાર્થ રાખવુ પણ હાલ તેમ ન હોવાથી હિંદુસ્થાન હતવીર્ય થએલુ જણાય છે

# पोतानी निंदा करवी के कराववी तेमां लाभ शो समायलो छे ?

આત્મ પ્રસશા ગુણ છે, યા અવગુણ એ વિષય પહેલા મારી તરફથી પ્રકાશમા આવ્યો અને તેમા સિદ્ધ કર્યું હતુ કે આત્મ પ્રશસા એ કઇ અપેક્ષાએ ગુણ છે તેમા જણાવ્યુ હતુ કે આત્મા આઠ પ્રકારનો છે એટલે કે જ્ઞાનાત્મા, દર્શનાત્મા, ચારિત્રાત્મા, વીર્યાત્મા, ઉપયોગાત્મા, તપાત્મા, યોગાત્મા, અને કષાયાત્મા

આઠ પ્રકારના આત્મામા બે છેલ્લા પ્રકારનો આત્મા એટલે યોગાત્મા અને કષાયાત્મા નિદનીય ગણાય, બાકી ૬ પ્રકારે આત્મા પ્રશસનીય ગણાય, એટલે કે યોગાત્મા અને કષાયાત્મા એ બે પ્રકારમાથી જો

---

૧ જૈન માર્ગ પ્રારભ પોથીના ભાગ પહેલાની પ્રસ્તાવનાને અતે લાને લખ્યુ છે કે—

मन्निंदया यदि जनो परितोषमेति ।
नन्वमयत्नजनितो यदनुग्रहो मे ॥

માટે

परिवदतु यथेष्ट मत्समक्ष तिरो वा ॥

જો મારી નિંદાથી કોઈ માણસને સતોષ થતો હોય તો, તે મારા પર વગર મહેનતે કય મોટો ઉપકાર છે માટે તે નિંદા મારી સમક્ષ બોલો કે મ્હારી પૂઠે

આ ઉપરથી કોઈ બંધુએ લખ્યુ હતુ કે કોઈની પાસે પોતાની નિંદા કરાવવી, તે તેઓને પાપમા નાખ્યા બરોબર છે આ બંધુને લાલન પોતાનો આશય વિશેષ પ્રગટ કરી કહે છે કે આ મદર્શનના જિજ્ઞાસુએ પોતાની, રૂપની (પુદ્‌ગલભાવની) નિંદાથી રાજી

યોગ એટલે મન, વચન, અને કાયા એ ત્રણ જ્ઞાનાદિ ૭ આત્મ પ્રકારને સાનુકૂલ હોય તો યોગાત્મા એટલે મન, વચન અને કાયાની પ્રવૃત્તિ પણ વ્યવહારે પ્રસશનીય ગણાય ત્યારે નિંદનીય આત્મા તો માત્ર કષાયા માજ રહ્યા એટલે આત્મ નિંદા માત્ર એકજ પ્રકારે રહી એટલે કષાયની સાથે આત્મા જ્યારે એકરૂપતા પામે ત્યારે તે નિંદનીય ગણાય છે

વાચક વૃંદને આ પરથી સ્પષ્ટ થયુ હશે કે આત્મા આમ સાત પ્રકારે પ્રસશનીય છે અને માત્ર એક પ્રકાર અપ્રસશનીય કે નિંદનીય છે તો આત્મનિંદા એ સઘળા ગુણ નથી પણ અવગુણ છે આ દૃષ્ટિથી જેના આત્મનિંદાને સર્વથા ગુણભરી સમજવી તે ખોટુ છે સમગ્ર આત્મા નિંદનીય નથી, પણ ઘણા ઘણે પ્રકારે પ્રસશનીય છે આ વાત આત્મ જિજ્ઞાસુએ અને શાસ્ત્ર વચનમા વિચાર પૂર્વક શ્રદ્ધા રાખનાર મનુષ્યે ભૂલવી જેવી નથી

આ હું પૂર્વે લખેલ વિષયપર લખ્યા પછી આત્મનિંદા પોતે કરવી કે કરાવવી કે થવા દેવી એમા લાભ કઈ અપેક્ષાએ છે તે હવે આપણે ૭ વર્ષ અને ૭ મહિના પછી જેઇએ

**સ્વભાવ અને વિભાવ**

આત્મા જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય, ઉપયોગ તપ રૂપ હોય ત્યારે તે પોતાની સ્વાભાવિક (Natural) દશામા છે, અને યોગ તથા કષાયની સાથે એક રૂપતા માને ત્યારે વિભાવિક (Imposed by his own ignorance) દશામા છે એ

થવાનુ છે અને પોતાને કે પરને નિંદા કરવાનો હવે વખત ન આવે એવા મન વચન કાયા પ્રવર્તે તેમ કરવુ ઘટે છે આના માટેજ આત્માર્થી જીવ અહર્નિશ પ્રથમ સર્વને તેઓના કરેલા અપરાધને માટે ક્ષમા આપે છે, અને પછી પોતે કરેલા અપરાધની તેઓ પાસે ક્ષમા માગે છે

વિભાવિક દશા નિંદનીય છે, ત્યારે હવે તેની નિંદા કેવે કેવે પ્રકારે થવી જોઇએ, કે તેથી આત્મા નિર્મળ થઈ સ્વભાવ દશામાં વર્તે

કોઇપણ વસ્તુના સ્વરૂપજ્ઞાન વિના, તે વસ્તુ દૂર પણ થઈ શકતી નથી માટે વિભાવ શું છે તે સમજવા આપણે એક બે ઉદાહરણ લઇએ

જેમ કે **લાલન** સાભળે છે કે આ પાણી ઉનુ છે જરા વિચાર કરી જોતા માલૂમ પડે છે કે પાણી ઉનુ વિભાવે કહેવાય, સ્વભાવે નહિ પાણી સ્વભાવે નિરતર ઠડુ છે, પ તુ અગ્નિની ઉષ્ણતાનો સ્વભાવ પોતામા લઈ પોતે વિભાવ પામે છે, અને સ્વભાવે શીતળ હોવા છતા પણ ઉષ્ણ કહેવાય છે, બોલાય છે અને સમજાઈ પણ જાય છે વળી બહુ કાળ વિચાર કર્યા વિના એમ બોલતા મનમા—ચિતમા—હૃદયમા—અને આત્મામા પણ નહિવાર સમજી જઇએ છીએ કે પાણી ઉનુ છે

તેજ પ્રમાણે આત્મા ક્રોધી છે, માની છે, માયાની છે, લોભી છે, કામી છે, મોહી છે, એ પણ વિભાવ દશાએ કહેવાય સ્વભાવે તો શીતળ જળની પેઠે જ્ઞાની છે, દર્શની છે, ચારિત્રિ છે, વીર્યરૂપ છે, તપરૂપ છે, ઉપયોગરૂપ છે એમ યથાર્થ કહેવુ જોઇએ માટે જેમ પાણી ઉનુ નહિ હોવા છતા ઘણા કાળથી અમુક પાણીને આપણે ઉનુ સમજી ગયા છીએ જો કે તે તેવુ છે નહિ તેજ પ્રકારે આત્મા સ્વભાવે કષાયયુક્ત ન હોવા છતા ઘણા કાળથી આપણે આત્માને કષાયવાળો સમજી જઈએ છીએ આ ભ્રાંતિ દૂર કરવાને આત્મનિંદા કરવી કે કરાવવી, થવી કે થવા દેવી, એ ગુણ જણાય છે અને એમ થાય તોજ જે સ્વભાવે આત્મા શુદ્ધ, બુદ્ધ વગેરે છે, તે સ્પષ્ટ જણાઇ આવે ત્યારે હવે—

**કેવી રીતે આત્મમલ ધોવો?**

જે માણસ પોતે પોતાના કપડા નથી ધોતો, તે માણસ બીજા

સામે ધાવરાવે છે તેમ જે માણસથી આત્મા નિંદા ન થતી હોય એટલે પોતાના અવગુણ ન ધોવાતા હોય, તેણે પોતાની નિંદા થતા દેખી લોકો નિંદા કરે ત્યારે રાજી થતા જવું કે મારા પાપ-કષાય-આન રૂપ કાદવ ધોવાય છે હવે એ મન ધોવાના મને આત્માના સાક્ષાત્ જ્ઞાન થશે

તેમજ પોતાને પોતાના દોષો જણાય ત્યારે પોતે નિંદા કરી અતિક્રમણ-પ્રાયશ્ચિત્ત કરી યોગ્ય ગુરૂ પાસે નિવેદન કરી, ખરી હિંમત ( Moral courage ) રાખી પોતે પોતાની જાહેરમાં નિંદા કરી આ બન્ને પ્રકારના યત્નથી જે માણસ નિશ્ચય કરે તો વધારેમા વધારે બે ઘડીમા જ્યાર મુક્ત થાય. જેમ ઉષ્ણ કહેવાતું જળ બે ઘડી પછી તેને હેઠા મૂકું કે પોતાના શીતળ સ્વભાવમા આવી જાય, તેમ બે ઘડી પોતે અને બીજાએ પોતાના શુભ અને અશુભ દોષોની નિંદા કરી કે થતા દીઠી હોય તો પોતે નિર્મળ થઇ રહે અને સમભાવે આવી જાય એટલે આત્માની પરમ શાંતિ પ્રાપ્ત-અરે આત્માનુભવ થાય, નિશ્ચય સમ્યક્ત્વ પ્રગટે અને એટલે પરમાત્મરૂપ થવાના દ્વાર પણ ઉઘડે એ લાભ જણાય છે

## આત્મનિંદા પોતે કેમ કરવી ?

પોતાના કપડા જેમ શુદ્ધ રાખવાની કાળજી પોતાને હોય તેવી બીજાને હોતી નથી માટે પોતાના અવગુણોની પોતે નિંદા કરી ધોઇ નાખીએ, તેવી નિંદા કદી બીજા ન કરી શકે વળી જેટલી ખબર પોતાના અવગુણની પોતાને હોય, તેવી અન્યને ખબર ન હોવાથી તેઓ બિચારા આપણી નિંદા બરોબર ન કરી શકે અને આપણે અવગુણ-મેલ-નિંદા દ્વારા ન ધોઇએ તો તે આપણા પર પણ ચઢતો જાય જેમ શરીર સ્વચ્છ ન રાખવાથી દુર્ગંધ

મારે, તેમ કષાયનો કે વિષયનો મલ પણ જો આત્મામાંથી ધોઈએ નહિ તો તેમાંથી કાળા કોયના જેવા કોવના ધુમાડા નીકળે, પીળો પચક જેવો માનનો કાટ જોવો પડે, કાદવ કીચડ જેવો માયાનો મેલ વળગતો રહે, અને ઉંડી ખાઈ જેવી લોભની દુર્ગંધ નીકળ્યા કરે, માટે પોતે પોતાની નિંદા કરી એ કાદવો થોડા વખતમાં ધોવાનું કરવું એ બન્નેમાં વિશેષ લાભ કારક છે

કેટલાકનું એમ કહેવું છે કે જાહેરમાં પોતાની નિંદા કરવી એ ઠીક નથી જ્ઞાની એમ કહે છે કે ઘણુ કરીને નાહિમતને લઇને માણસ પોતાની નિંદા નહિ કરી શકતો હોય પરંતુ આત્મ દર્શનની ખરી જિજ્ઞાસાવાળાએ તો વિચારવું જોઈએ કે નાહિમત-પણુ આત્માનો વિભાવ છે, કારણકે આત્મા પોતે વીર્ય છે જો પોતાની પાસે કે પરની પાસે પોતાના અવગુણ દૂર કરવાને જોઈએ તેટલી હિંમત પણ બહાર ન આવે, તો પછી અનંત વીર્યનાં દર્શન તો કયાંથી થાય? અનંત વીર્ય પોતેજ છે, અને પોતાના સ્વભાવને જ જુએ છે તો મન પોતેજ દૂર કરવો અને તે પણ હિંમતથી

ખરૂં જોતાં ગમે તે નિંદા કરે, પોતે કે બીજાઓ તો પણ તે પરની, પર વસ્તુનીજ થાય છે જેટલું જેટલું નિંદાય છે, તેમાંનું પોતે કાંઈ નથી પોતે તો તેને દેખનાર-જાણનાર-જ્ઞાન, દર્શન રૂપ છે માટે હિંમતને વળગી રહેવું એક લઘુ બંધુએ કરૂણામાં પુછયું કે અનુભવ જ્ઞાન કેમ થાય?

ઉત્તરમાં જ્ઞાનીને કહ્યું ભાઈ! અનુભવ, નાહિંમતથી બારમે યોજન દૂર છે, એટલુંજ નહિ પણ હિંમતની પાસે પણ નથી પણ હિંમતમાં છે કારણ કે હિંમત તેજ વીર્ય છે અને વીર્ય તેજ આત્મા છે

ગઈ રાત્રે, કે દિવસે, ક્રોધ માન, માયા, લોભ, કામ કે મોહ સેવાયો હોય તેનું પ્રાયશ્ચિત કરવું

આગામી રાત્રી કે દિવસે ક્રોધ, માન, માયા લોભ, કામ, કે મોહ નહિ સેવવાની પબ્લીકની * સમક્ષ પ્રતિજ્ઞા લેવી

ગયા પંદર દિવસ ચાર માસ અને વર્ષમા ઉપર પ્રમાણે અ શુભ મન વચન કાયા વડે જે થયુ હોય તે પબ્લીકને કહી દેવુ

આગામી પખવાડીઉ, ચાર માસ કે વર્ષમા અશુભમન વચન, કાયાથી ન સેવવાની પબ્લીક સમક્ષ પ્રતિજ્ઞા કરવી

આ ભવમા કે ભવોભવમા જે ત્રિકરણે અશુભ થયુ હોય, તેને માટે પબ્લિકની અને પ્રભુની સમક્ષ પ્રાયશ્ચિત કરવુ

આગામી ભવમા અને મોક્ષ થાય ત્યા સુધીના સર્વ ભવોમા મન વચન કાયાથી શુભ ચિતવવા શુભજ ક્રિયા કરવાની પ્રતિજ્ઞા કરવી આમ કરતા અશુભ ધોવાઇ નિર્મળ થવાશે અગર દૂષણો જઈ અનેક સદ્ગુણવાન્ થવાશે

---

* કોઈ એમ ધારે કે પબ્લીકમાં પોતાના દોષ જાહેર કરી હવે તેવા દોષ ન કરવાની પ્રતિજ્ઞા લેવાની શી જરૂર છે, તો તેને સમજવુ કે પોતાની ભૂલ થતા પબ્લીકમા ઘણા માણસો જાણે તો આપણી ભૂલ કે દોષ બતાવનારા ઘણાક મળી આવે અને તેથી આપણી પ્રતિજ્ઞા આપણને સ્મરણ આવતા દોષનુ પ્રાયશ્ચિત કરી સત્વર નિર્મળ થવાય આમ કરતા આતર્ દૃષ્ટિ વિશેષ થતી જશે પોતાના દોષ પોતાને જોતા પણ બહુ આવડી જશે, આત્મ નિંદા કરી તેનુ પ્રાયશ્ચિત આત્મા સાથે લઈ પવિત્ર થવાશે આમ એક તરફ વિશાળ પબ્લીક અને બીજી તરફથી પોતે એમ ઉભયના પ્રયત્નથી દોષ જે માત્ર આગરજ છે તે ધોવાઈ આજ ભવમા નિર્મળ થવાશે અને આત્મ સાક્ષાત્કાર થતા અનંત ગુણ પ્રકટ થઇ જશે

# परमात्मा क्यां मळे ?

જેમ સ્વયભૂરમણ પોતે પાણીનો અખૂટ અગાધ અને અસીમ ખજાનો હતો, અને પાણી જયા ત્યા શોધ્યા કરતો હતો, તેમ આનદ બધુઓ અનતજ્ઞાન, અનતદર્શન, અનત ચારિત્ર, અને અનત આનદમય હોવા છતા બહાર ટુઢે છે

પોતેજ કઇક સદ્વિચાર કરે છે તેથી ધોળા વાદળારૂપે આકાશમા ચડે છે, પરતુ સાસારિક મોહનો એક ઝપાટો આવ્યો કે સદ્ વિચારમય વરાળના બનેલા વાદળા કયાયે ઉડી જાય છે

પરતુ કાયમ ધ્યાનવડે પર્વતની માફક મનને સ્થિર કરી ભાવ સહિત તીર્થાદિમા જુએ છે, તો ત્યા પણ કાઈક મળે છે

પછી શુભ ભાવના ચાલુ રહેવાથી નદીરૂપ થઈ ભાવનાને ક્રિયામા મૂકતા પોતાને જ્યોતિ દેખાય છે, પોતામા મળતા પોતાનુ સ્વરૂપ પણ જણાય છે છેવટે ખબર પડે છે કે, આ સદ્વિચાર અને સ્થિર મન અને શુભ ભાવના અને સત્ ક્રિયા એ મારાજ હતા, માટે આટલા આટલા ફાફા મારી બહાર સ્વયભૂ રમણ સમુદ્રની પેઠે શોધતો હતો તેમ નહિ કરતા પ્રથમ પોતાનીજ શોધ કરી હોત તો જેમ તેને અખુટ પાણી મળે, તેમ આપણા પોતામાજ અનત આનદના સાગરરૂપ પરમાત્મા મળી આવે છે જેમકે કેટલાક વાદળા પર્વતપર જઇ વર્ષે પણ સમુદ્ર ન સમજે કે તે મારામાથીજ ઉપડ્યા છે, તેમ કેટલાક માણસો પર્વતપર તીર્થે જાય, પણ ત્યા જે પરમાત્મા છે, તેજ મારીજ ભાવના છે, તે મારામાથીજ ઉદ્ભવી છે, તેમ ન સમજે તેમ નાની મોટી નદીમા જાય, તોપણ પોતે પરમાત્મા છે, એમ ન જાણે અનત દયારૂપ અહિસારૂપ જળ પોતામા આવતા પોતાનુ સ્વરૂપ જણાઇ રહે, તેમ પોતામાજ પરમાત્મા છે એમ સમજવુ જોઇએ

આગામી રાત્રી કે દિવસે ક્રોધ, માન, માયા, લોભ, કામ, કે મોહ નહિ સેવવાની પડ્ડીકની * સમક્ષ પ્રતિજ્ઞા લેવી

ગયા પંદર દિવસ ચાર માસ અને વરસમા ઉપર પ્રમાણે અ શુભ મન વચન કાયા વડે જે થયુ હોય તે પડ્ડીકને કહી દેવુ

આગામી પખવાડીઉ ચાર માસ, કે વર્ષમાં અશુભમન, વચન કાયાથી ન સેવવાની પડ્ડીક સમક્ષ પ્રતિજ્ઞા કરવી

આ ભવમા કે ભવોભવમા જે વિકલ્પે અશુભ થયુ હોય, તેને માટે પડ્ડિકની અને પ્રભુ ની સમક્ષ પ્રાયશ્ચિત કરવુ

આગામી ભવમા અને મોક્ષ થાય ત્યા સુધીના સર્વ ભવોમા મન વચન કાયાથી શુભ ચિતવવા શુભજ ક્રિયા કરવાની પ્રતિજ્ઞા કરવી આમ કરતા અશુભ ધોવાઇ નિર્મળ થવાશે અગાર દૂષણો જઈ અનેક સદ્ગુણવાન્ થવાશે

---

* કોઇ એમ ધારે કે પડ્ડીકમા પોતાના દોષ જાહેર કરી હવે તેવા દોષ ન કરવાની પ્રતિજ્ઞા લેવાની શી જરૂર છે, તો તેને સમજવુ કે પોતાની ભૂલ થતા પડ્ડીકમા ઘણા માણસો જાણે તો આપણી ભૂલ કે દોષ બતાવનાર ઘણા મળી આવે, અને તે થી આપણી પ્રતિજ્ઞા આપણને સ્મરણ આવતા દોષનુ પ્રાયશ્ચિત કરી સત્વર નિર્મળ થવાય આમ કરતાં આંતર્ દૃષ્ટિ વિશેષ થતી જશે, પોતાના દોષ પોતાને જોતા પણ આવડી જશે આત્મ નિંદા કરી તેનુ પ્રાયશ્ચિત આત્મા સાથે લઈ પવિત્ર થવાશે આમ એક તરફ વિશાળ પડ્ડીક અને બીજી તરફથી પોતે એમ ઉભયના પ્રયત્નથી દોષ જે માત્ર અગારજ છે, તે ધોવાઈ આજ ભવમા નિર્મળ થવાશે અને આત્મ સાક્ષાત્કાર થતા અનંત ગુણ પ્રકટ થઇ જશે

# परमात्मा क्यां मळे ?

જેમ સ્વયભૂરમણ પોતે પાણીનો અખૂટ અગાધ અને અસીમ ખજાનો હતો, અને પાણી જ્યા ત્યા શોધ્યા કરતો હતો, તેમ આનન બધુઓ અનતજ્ઞાન, અનતદર્શન, અનત ચારિત્ર, અને અનન આનદમય હોવા છતા બહાર ઢુઢે છે

પોતેજ કઇક સદ્‌વિચાર કરે છે તેથી ધોળા વા ળારૂપે આકાશમા ચડે છે, પરતુ સાસારિક મોહનો એક ઝપાટો આવ્યો કે સદ્ વિચારમય વરાળના બનેના વાદળા ક્યાંયે ઉડી જાય છે

પરતુ કાયમ ધ્યાનવડે પર્વતની માફક મનને સ્થિર કરી ભાવ સહિત તીર્થાદિમા જુએ છે, તો ત્યા પણ કાઇક મળે છે

પછી શુભ ભાવના ચાલુ રહેવાથી નદીરૂપ થઈ ભાવનાને ક્રિયામા મૂકતાં પોતાને જ્યોતિ દેખાય છે,• પોતામા મળતા પોતાનું સ્વરૂપ પણ જણાય છે છેવટે ખબર પડે છે કે, આ સદ્‌વિચાર અને સ્થિર મન અને શુભ ભાવના અને સત્ ક્રિયા એ મારાજ હતા, માટે આટલા આટલા ફાફા મારી બહાર સ્વયભૂ રમણ સમુદ્રની પેઠે ગોધતો હતો, તેમ નહિ કરતા પ્રથમ પોતાનીજ ગોધ કરી હોત તો જેમ તેને અખુટ પાણી મળે, તેમ આપણા પોતામાજ અનત આનદના સાગરરૂપ પરમાત્મા મળી આવે છે જેમકે કેટલાક વાદળા પર્વતપર જઇ વર્ષે પણ સમુદ્ર ન સમજે કે તે મારામાથીજ ઉપન્ન થયા છે, તેમ કેટલાક માણસો પર્વતપર તીર્થ જાય, પણ ત્યા જે પરમાત્મા છે, તેજ મારીજ ભાવના છે, તે મારામાથીજ ઉદ્‌ભવી છે, તેમ ન સમજે તેમ નાની મોટી નદીમા જાય, તોપણ પોતે પરમાત્મા છે, એમ ન જાણે અનત સ્થાપ્ય અહિંસારૂપ જળ પોતામા આવતા પોતાનું સ્વરૂપ જણાઇ રહે, તેમ પોતામાજ પરમાત્મા છે એમ સમજવુ જોઇએ

## પ્રભુ દર્શન કેમ થાય ?

સાર —જે માણસો પ્રથમ પોતામાં ધ્યાનદ્વારા પરમાત્મા શોધે છે, તેને તે મળે છે જેમ સ્વયભૂ-રમણ સમુદ્ર પોતામાંજ પણી શોધ્યું હોત તો તે મળત

જે માણસ પરમાત્માને બહાર ઢુંઢે છે, તેને પણ પરમાત્મા મળે છે પરંતુ જેમ સ્વયભૂ-રમણ સમુ પોતામાંજ જળી હતું છતાં ઘણા વર્ષ પછી તે નદીરૂપે આવ્યું ? એટલે પોતાના જળની ખબર પડી આવી તેમ બહાર પરમાત્માને ઢુંઢતા ઢુંઢતા થાકી અંતે પોતાનું નીજ સ્વરૂપ જોવા માંડે છે કે ત્યાં મળી આવે છે આમ બને રીતે પરમાત્માનું દર્શન થાય છે

સમુ અગાધ અખુટ અસીમ અનંત છે તેમ જીવ પણ આત્મા પણ અખૂટ અગાધ, અસીમ અનંત છે, જ્ઞાન દર્શન ચારિત્ર સુખથી ભરેલ પરમાત્મા છે પરંતુ જેમ સૂર્યના તાપવડે સમુદ્રના પાણીની વરાળ થાય છે તે વરાળ જોકે જળરૂપ છે, છતાં સમુદ્રના જળમાં જે ખારાશનો ભાગ હતો તે તે વળીમાં નથી તેમ આત્મા તપરૂપે કર્મરૂપી ખારાશ દૂર કરે છે એટલે શુભ ક્રિયારૂપ પોતે બને છે પછી જ્ઞાની દૃષ્ટિ મન ઉપર થાય છે ત્યારે તે પાણી પણ જાણે પોતાને ભાવતું હોય તેમ જણાય છે જોકે તે પણ પોતાનામાંથીજ ચાખ્યું થયું બનેલું છે વળી તેમજ શુભ ધ્યાનરૂપ ઝરણું થઈ તેનીજ સમતારૂપ નિમગ્ન નદી પોતે જ્યાં હતો ત્યાં આવે તો પોતાનું સ્વરૂપ જાણે એમ પરંપરાએ બનતું જાય જેમ સ્વયભૂ-રમણ સમુદ્રનું નિમગ્ન થઈ જાય તેમ સ્વયંભૂરમણ સમુદ્ર જેવો આત્મા પણ બહારના શુભનિમિત્તોનાં નિમિત્ત થઈ પરમાત્મા બની રહે

> જીવ એને કર્મ સહિત આત્મા
> અને કર્મ રહિત આત્મા તે પરમાત્મા

જેમ ખારરૂપ સમુદ્ર તે મીઠો સાગર,
તેમ કર્મ રહિત આત્મા તે પરમાત્મા

પ્રથમ ધ્યાનવડે અને પછી શુકલ ધ્યાનવડે આત્મશોધન કર વાથી પણ પોતાનો આત્મા નિર્મળ થાય છે, ને તેથી પોતે પરમાત્મા રૂપ પોતાને જ ઓળખે છે

**પ્રભુપણે પ્રભુ કેમ ઓળખાય ?**

જેમ ખાણમાથી સુવર્ણ નીકળે છે, ત્યારે તે મૂલ્યવાન સુવર્ણ માટી સાથે મળેલુ હોય છે

તેમ જીવરૂપ અમૂલ્ય સુવર્ણ પણ પ્રાણમાં કર્મરૂપ માટી સાથે ભળેલુ હોય છે

જેમ પ્રયોગથી, માટીથી સુવર્ણ જૂદુ પડાય છે, તેમજ આત્મા યોગવડે કર્મમળથી છૂટો કરી શકાય છે

જેમ માટી સાથે મળેલા સુવર્ણને પ્રથમ પાણીમા પલાળવુ જોઇએ છે તેમ ક્રોધરૂપી કર્મ સાથે મળેલા જીવને ક્ષમારૂપ જળથી પલાળવો પડે છે જેમ સુવર્ણને ચોખ્ખુ કરવાને અગ્નિની આચો દેવી પડે છે, તેમ હું આત્મા, અને આ દેખાય છે તે બધુ અજીવ, એવા તીવભેદ જ્ઞાનરૂપી અગ્નિની આચો આપવી પડે છે, અને તેમ કર્યું તો જેમ અગ્નિની આચોવડે સુવર્ણ વિશુદ્ધ થઈ મૂલ્યવાન કુંદન બને છે, તેમ સર્વત્ર ક્ષમાથી શુદ્ધ થાય છે, અને તીવભેદ જ્ઞાનવડે આત્મા વિશુદ્ધ થાય છે અને તે વિશુદ્ધ આત્મા એજ પરમાત્મા છે જેમ ક્ષાર ભાગ દૂર કરી સચાવડે કેવળ મીઠુ પાણી મેળવાય છે, તેમ ક્રોધ વગેરે જીવમાથી દૂર કરી વિશુદ્ધ આત્મા પ્રગટાય છે અને એ વિશુદ્ધ આત્મા તેજ પરમાત્મા છે

# दर्शन प्रकाश केवो छे?

અધારૂ તમે સર્વેએ જોયુ છે, તેમા આપણને કાઇ દેખાતુ નથી, અને ઘોર અધારામા તો કઇએ ન દેખાય ! આવી રાત્રિના ઘોર અધકારની વેળાએ વગડામા આપણે હોઇએ તો ત્યા ખજવા (ખદ્યોત) ઉડતા માલૂમ પડે છે તેઓની પૂછડીએ જરા વીજળી જેવુ કઇક હોય છે, ને તેનો પ્રકાશ ઝબક ઝબક, કરતા જરા જરા જણાય છે પણ તેથી કાઇ બધુ અધારૂ દૂર થતુ નથી વળી અધારી રાત્રિએ પણ આકાશના તારાઓ ખજવા કરતા વધારે ને સ્થિર પ્રકાશ આપતા જોવામા આવે છે પણ તેપણ બધા અધારાને દૂર કરતા નથી

મહિનાના પદર દિવસ રાત્રિએ ચદ્ર ઉગે છે પણ તે આખા મહિનાની રીસે રાત્રિનુ અધારૂ દૂર કરી શકતો નથી

આખા ચોવીશ કલાકના દિવસના બાર કલાક દહાડાનો સૂર્ય ઉગે છે પરતુ તેનુ અજવાળુ અડધી પૃથ્વીમા પડે છે અને અર્ધી પૃથ્વીમા તો રહી જાય છે એટલા માટે એ સૂર્યનો પ્રકાશ પણ આખી પૃથ્વીપરનુ બધુ અધારૂ એકી વેળાએ દૂર કરી શકતો નથી પણ એવો પ્રકાશ કયો છે કે અધારી રાત્રિએ તેમજ અજવાળી રાત્રિએ, દિવસે અને રાત્રિએ, અમેરિકામા અને હિદુસ્તાનમાં કે આખી પૃથ્વીમા બધે પોતાનુ અજવાળુ પાડી શકે ? એવો પ્રકાશ તે દર્શન પ્રકાશ છે

એ દર્શન એટલે દેખવુ એ આ ઘોર અધારી રાત્રિ છે એમ દેખે છે આ ખજવા રાત્રિના વગડામા ઉડી રહ્યા છે તેને પણ દેખે છે, આકાશમા રાત્રિના તારા અને તારાવાળી રાત્રિને પણ દેખે છે ચદ્રને અને ચદ્રવડે થતી અજવાળી રાત્રિને પણ દેખે છે સૂર્યને

અને તેવડે કહેવાતા દિવસને પણ દેખે છે અને સૂર્ય જ્યા નથી તે ભાગને પણ તે દેખે છે રાત્રિ, દિવસ, અને સર્વ ઠેકાણે દેખનાર પ્રકાશ તે દર્શન છે એવુ દર્શન એ જ આપણો દર્શનગુણ સૂર્યનો પણ સૂર્ય છે કારણ કે સૂર્ય છે એવુ પણ (આપણા દર્શનવડે) જોઈએ છીએ

તે ચદ્રનો પણ ચદ્ર છે, કારણ કે ચદ્રને પણ આપણે દેખીયે છીએ તે દર્શન ખજવાનો પણ ખજવો છે કારણ કે ખજવાને પણ આપણે દેખીએ છીએ ટુકામા કહીએ તો ખજવા, તારા, ચદ્ર અને સૂર્ય પણ થોડો કે વધારે પ્રકાશ આપે છે પણ કોઇ પૂર્ણ પ્રકાશ કરનાર હોય તો દર્શન એટલે દેખવુ તે છે, અને એ દર્શન તે આપણે પોતે છીએ

ખજવા, તારા, ચદ્ર, અને સૂર્ય, એ કુદરતી પ્રકાશ કહેનાય છે આ જગત્ પણ આપણને શાથી દેખાતુ રહ્યુ છે ? આપણા દર્શન ગુણથી રાત્રિએ ભોયરામા કે ગુફામા અજવાળુ કરનાર, જે કુદરતી પ્રકાશ કરનાર ખદ્યોત, તારા, ચદ્ર, અને સૂર્ય તેમ કૃત્રિમ એટલે બનાવટી પ્રકાશ કરનારા દિવાઓ સાથે આપણો દર્શન ગુણ સરખાવીએ કોડિયામા દિવેલનો દિવો કરીએ તો અજવાળુ થાય, પણ નાના ઘરમા, નાની ગુફામા કે ભોયરામા તેનું અજવાળુ પહોચે

- ગ્યાસલેટ-તેલનો દિવો કરીએ તો તેથી મોટા ઓરડામા પણ અજવાળુ થાય, ગ્યાસની બત્તી હોય તો આખા દિવાનખાનામા અજવાળુ થઇ રહે છે

વીજળીની બત્તી પારીસના ઈફિલ ટાવરપર હોયને વીશ માઈલ આસપાસ અજવાળુ પડે, ને તેટલી જગામા અધળે અજવાળુ અજવાળુ થઈ રહે, અને જાણે ચદ્રના અજવાળા કરતા પણ વધારે સખ્ત પ્રકાશ આપનાર કોઈ નવો ચદ્ર ઉગ્યો હોય અને નહી કોઇ

ચાન્દનીમા રાત્રિએ બેઠા હોઇએ તેવુ લાગે, અને હાલના વખતમા શોધખોળોએ રેડીયમ નામની ધાતુનો પ્રકાશ જરાસરખાવીયે આ ધાતુ હોય ત્યા સૂર્યના કરતા પણ વધારે પ્રકાશ થાય, કોઇ નવીન સૂર્ય ઉગ્યા તેમ દેખાય, પરતુ આ પ્રકાશ કરનારા કૃત્રિમ એટલે બનાવટી દિવા કરતા પણ આપણો દર્શન ગુણ સર્વને દેખાડે છે, અને સર્વથી એટલે કુદરતી અને કૃત્રિમ પ્રકાશથી પણ વિશેષ અને ન બુઝાય એવો ખરો પ્રકાશ છે એ દર્શન ગુણ તેજ આપણે છીએ

એ દર્શન ગુણવડે સદા સર્વત્ર આપણા શરીર મન બુદ્ધિ ઇંદ્રિયો, ઘર, કુટુબ, ગામ, દેશ, પરદેશ, પૃથ્વી આકાશ, ચદ્ર સૂર્ય તારા ને નક્ષત્ર એ સર્વ આપણે દેખીયે છીએ ટુકામા આપણા દર્શનરૂપ દર્પણમા આખા વિશ્વનુ પ્રતિબિબ પડે છે, એવુ દર્શન તે જ આપણે પોતે છીએ,

### દર્શન પ્રકાશ સ્વાભાવિક છે, અને કુદરતી પ્રકાશ અને કૃત્રિમ પ્રકાશ વિભાવિક છે.

જેવો દિવો કૃત્રિમ એટલે બનાવટી પ્રકાશ છે, ને તેમા તેલ બત્તી જોઇએ ને તેમાથી જરા તેલ બત્તી, ઓછાં થતાં ધુમાડો પણ નીકળે, ગ્યાસલેટની બત્તી પણ તેલ વિના બળે નહિ, ગ્યાસ લાઇટ પણ કોલસાની ગ્યાસ ખૂટે તો ઝાંખા પડે ગ્યાસ ખુટે તો બત્તી બુઝાઇ પણ જાય વીજળી પણ યત્રવડે ઉત્પન્ન કરવામા ન આવે તો તે ખુટી દીવો બુઝાઇ જાય

રેડીયમ, ધાતુમાથી ઉત્પન્ન થઇ હોય અને બળતા, બળતા ખુટી જાય આમ સર્વ દિવાઓ પ્રકાશ કરે છે પરતુ તેલ, ગ્યાસ લેટ ગ્યાસ વીજળી કે રેડીયમ વિના દિવા બળતા નથી

વળી કોડિયાના દિવાનો પ્રકાશ થોડી જગામા પડે છે પણ

ખજવા કરતાં વધારે, ગ્યાસલેટની બત્તીનો પ્રકાશ તેથી વિશેષ જગામાં પડે છે, અને તે તારાના પ્રકાશ કરતાં થોડી જગામાં પડે છે, છતાં વિશેષ પ્રકાશમાન દેખાય છે ગ્યાસ લાઈટ શુક્રના તારા કરતા આપણને વધારે પ્રકાશ આપતી દેખાય છે વીજળીનો પ્રકાશ આપણને ચંદ્ર કરતા વધારે સારો દેખાય છે આમ કૃત્રિમ પ્રકાશ જોકે થોડી જગામા પ્રકાશ કરે છે, છતા વિશેષ જગામા પ્રકાશ કરનાર કુદરતી પ્રકાશથી વધારે પાસે હોવાથી, વધારે પ્રકાશવાળા દેખાય છે

પણ કોઇ એવો પ્રકાશ છે કે જેમા ધુમાડો ન થાય, જેમા તેલ કે બત્તિ કે ગ્યાસ કે વિજળી કે રેડીયમ એ કઈ ન જોઈએ, ને જે કોઇ કાળે બુઝાય પણ નહિ ? હા, એવો પ્રકાશ તે **દર્શન** છે અને એ દર્શન તે આપણે પોતે છીએ ખજવા, તારા, ચંદ્ર, સૂર્યનો પ્રકાશ જે દેખાય છે, તે તેઓના શરીરનો અને વિમાન એટલે વાહનનો પ્રકાશ છે અને જ્યારે શરીર કે વિમાન ન હોય, ત્યારે તે પ્રકાશ જતો રહે છે, પરતુ આ દર્શન પ્રકાશ તો શરીર હોય, ત્યારે પણ છે, અને શરીર ન હોય, ત્યારે પણ છે, વિમાન હોય, ત્યાર પણ છે, અને ન હોય ત્યારે પણ છે, કારણકે એ દર્શન પ્રકાશ તો શાશ્વત એટલે સદાકાળ આપણી સાથે રહે છે કારણકે **દર્શન** પોતે તેજ આપણે છીયે દર્શન એટલે દેખવુ, અંધારાને પણ દેખે, માટે તે દર્શન કહેનાય એવુ દર્શન તે આત્મા, અને આત્મા તે આપણે પોતે

# उपयोग रहित अने उपयोग सहित धर्मक्रियाना फळोमां देखातो महान् अंतर.

જેમ લુણ વિનાની ખીચડી દિવા વિનાનુ ઘર, સૂર્ય વિનાનો દિવસ ચંદ્ર વિનાની રાત્રિ દેવ વિનાનુ દહેરૂ પતિ વિનાની સ્ત્રી, ધર્મ વિનાનો સમાજ ગુરૂ વિનાનો ઉપાશ્રય સુગંધ વિનાનુ પુષ્પ, તેમ ઉપયોગ વિનાની ધર્મ ક્રિયાઓ લાગે છે

પરંતુ લુણ સહિત ખીચડી કેવી સારી સ્વાદિષ્ટ લાગે, દિવાથી ઘર કેવુ દીપે દેવ સહિત દહેરૂ કેવુ શોભે, સૂર્ય સહિત દિવસ કેવો સુંદર લાગે ચંદ્ર સહિત રાત્રિ કેવી ખીલે પતિ સહિત સ્ત્રી કેવી હસતી હોય સુગંધ સહિત ફુલ કેવુ મઘમઘે તેમ ઉપયોગ સહિત ધર્મ ક્રિયા કેવી સુંદર રમણીય કલ્યાણકારક તથા આનંદપ્રદ હોય !

ઉપયોગ એ શબ્દનુ ચેતન છે જેમ જીવસહિત માણસ મંગળ લાગે છે તેમ ઉપયોગસહિત ધર્મક્રિયા કેવી માંગલિક લાગે ! જેમ સજીવ મનુષ્ય કેટલુ કામ કરે, તેમ ઉપયોગસહિત ધર્મક્રિયા કેટલુ કામ કરે ?

સ્પષ્ટતાની ખાતર કહેવુ જોઇએ કે મહામંગળકારી ધર્મક્રિયા પણ ઉપયોગસહિત હોય તોજ આપણુને મંગળકારી સત્વર થઈ શકે છે નહિ તો કાળાંતરે પણ તે મંગળકારી થાય કે કેમ તે સંશયયુક્ત વાત છે હા, અમંગળકારી તો નહીંજ

એટલુ તો આપણે યાદ રાખવાનુ છે કે ખાલી પ્યાલો મોઢે માંડયાથી ઘટઘટ મોંમાં દૂધ પડતુ નથી અને ક્ષુધા-તૃષા શાંત થતી નથી તેમ ઉપયોગરહિત ખાલી શબ્દોથી ચેતનની ધર્મ જિજ્ઞાસારૂપ અનાદિકાળની ક્ષુધા શાંત થતી નથી

. સેંકડો નહિ પણ હજારો, હજારો નહિ પણ લાખો વાર ચેતન ધર્મક્રિયા રૂપ અમૃત ભોજન કરવા બેસે છે, પરતુ હજી તે ભૂખ્યો અને ભૂખ્યો લાગે છે તેનુ કારણ શુ ? ધર્મ ક્રિયારૂપ થાળી, રકાબી, પ્યાના કે પાત્રોમા ઉપયોગરૂપ અમૃત હજી ચેતનને ખાવા, પીવા મળ્યુ નથી

જેટના પતિક્રમણ, જેટલા સામાયિક, અને જેટલાં પ્રભુ પૂજન થાય છે, તેના દશમે હિસ્સે પણ ઉપયોગ સહિત ધર્મ આ-ચરણ થતા હોય તો પ્રતિક્રમણવડે અશુભ નિવર્ત્ત થઇ ચિત્તવિશુદ્ધિ સૌંદર્યવતી હોય ! કેટલા આ પ્રભુ પૂજનથી પુણ્ય ઉપાર્જનના મેરૂ મેળવતા હોય, કેટલા સામાયિકવડે મોહાધકારને પનાયન કરાવી આત્મદર્શનના ઉજાસમા આનદ મગ્ન હોય !

દાખલા તરીકે પ્રતિક્રમણ રૂપ ઉપયોગ સહિત ધર્મક્રિયા લઇએ અને પ્રતિક્રમણના આણરૂપ તેના ગર્ભ-હેતુની ગાથાનો અહી વિચાર કરીએ–

स्वस्थानादपर स्थान प्रमादस्य वशाद्गतः
तत्रैव क्रमण भूयः प्रतिक्रमणमुच्यते ॥

'**ભાવાર્થ**—સ્વસ્થાનથી (સ્વસ્વરૂપથી) એટલે જ્ઞાનાદિ ઉપયોગથી, પરસ્થાનમા પ્રમાદવશનાથી જવાયુ હોય, તો ત્યા જ એટલે સ્વસ્થાન રૂપ જ્ઞાન, દર્શન, ચારિત્ર, આનદ અને વીર્યાદિમા ઉપયોગવશતાથી' વારવાર લાવવાની ટેવ પાડવામા આવે તો તે પ્રતિક્રમણ કહેવાય અને તેનો કેટલો જ્ઞાનપ્રકાશ થતો હોય, સૂર્યની પેઠે સસારના અધકાર મટાડી જગ ત્મા પ્રકાશ કરતો હોય, કેટલો દર્શનપ્રભાવથી ચદ્રની પેઠે મોહાધ કારને દૂર કરી ચાદની ચારે દિશે પ્રસરાવતો હોય, કેટલો વીર્યબળે નિર્મળતાને દેશવટો દેતો હોય, કેટલો સ્વાનદે દુખના ડુગરના ચૂરા કરી સુખના મેરૂપર સ્થાપિત થયો હોય !

બીજા દાખલા તરીકે ઉપયોગ સહિત ઉપવાસ લઈએ.

कषायविषयाहारत्यागो यत्र विधीयते ।
उपवास स विज्ञेय शेष लघनकं विदु

ભાવાર્થ—જેમાં ક્રોધાદિ ચાર કષાય, પાંચે ઇંદ્રિયોના ત્રેવીશ વિષયો કવલાદિ ત્રણ પ્રકારના આહારનો ત્યાગ થાય છે તેનું નામ ઉપવાસ કહેવામા આવે છે આ પ્રકારે જો ન થએલ હોય તો ત્યાં લાંઘણ કરી છે, એમ સમજવું

હવે ઉપયોગપૂર્વક ઉપવાસ કરવાની ખૂબી થાય છે તે જોઈએ ત્રણ પ્રકારના આહારનો તો ત્યાગ થાય છે એટલે ઓજસ આહાર જે ગર્ભમા લેવો પડે છે તેનો ત્યાગ તેમજ રોમ આહારનો પણ ઘણે ભાગે ત્યાગ હોય અચેત પરિમિત જળથી સ્નાન કરવામા આવે વળી ચરબીવાળા સાબુ ન વાપરવામા આવે તો રોમ આહારથી પણ બચાય છે તેમ કવલ (કોળીઆ) આહારનો પણ ત્યાગ થાય છે તથાપિ પ્રત્યાખ્યાન લેતી વખતે દાન આહારના એટલે કવલ આહારના પ્રત્યાખ્યાન લેનાર દેનાર તે ઉપયોગમા રહે છે હવે ઉપવાસ કરવાનો સાયંટિફિક હેતુ એ પણ હોઈ શકે કે આહારથી કોઈપણ જીવની હિસા થાય છે હિસાથી નિવૃત્ત થતા પોતાની હિસા થતી અટકે અર્થાત્ મરણથી બચાય એમ ન્યાયપુર સર સમજાય છે વળી આહારથી શરીર થયુ છે અને શરીર એ જન્મ છે જન્મ એ મરણ અવસ્ય લાવે છે માટે મરણ દૂર કરવાને જન્મ દૂર થવો જોઈએ અને જન્મ દૂર કરવાને શરીર દૂર થવુ જોઈએ અને શરીર જે આહારમાથી થાય છે તે આહાર દૂર કરવો જોઈએ આત્મા અણહારી છે તો હવે અણહારી રહી પોતાની સાદિ અનત કે અક્ષય સ્થિતિ પ્રાપ્ત કરવી જોઈએ પરંતુ ઉપવાસની વ્યાખ્યામાં જ્યા સુધી વિષયો અને કષાયનો ત્યાગ ન થાય

ત્યાંસુધી એકલા આહારનો ત્યાગ કરવો તેને લાંઘણ કરી કહેવાય છે જેમ કોઇ માણસ પાસે રૂપિઆ માગતો હોય અને તે આપે નહિ તો લોકો તેને ત્યાં પૂર્વે લાંઘવા બેસતા, તેમ ધર્મ પાસે લોકો અમરપણુ માગે છે પણ તે આપતો નથી, તો ખાવાનુ બંધ કરી ધર્મ પાસે લાંઘવા બેસવાથી અમરપણું આવતું નથી પરંતુ ધર્મ એમ કહે છે કે કષાય અને વિષય તેમજ આહારનો ત્યાગ કરો એટલે અમરપણુ આત્માની પાસે રહેવાથી પ્રાપ્ત થશે, કારણ કે ઉપવાસ એટલે આત્માની સમીપમાં નિવાસ વળી એકલા આહારનો ત્યાગ કરવાથી વિષયનો એટલે ખાવાની વૃત્તિનો ત્યાગ નહિ થયો હોય તો, રસત્યાગ નહિ થયો હોય તો અનન્તવારણા-પારણાને દિવસે ખૂબ રસવાળા પદાર્થો એટલે રસેન્દ્રિયનો વિષય વધારે સેવશે અને એક દિવસ આહાર ત્યાગનો થઈ રહ્યો કે પારણાને દિવસ રસવાળા વધારે પદાર્થો લઇ લેવાથી સરવાળે સરખુ થઇ રહેશે કારણકે આહારની ઇચ્છાનો વિષય રસેન્દ્રના વિષયમાંથી ઉદ્ભવે છે તે રસેન્દ્રિનો જય કર્યા વિના ગમે તેટલા આહાર ત્યાગરૂપ ઉપવાસ કરો તો પણ ઉપવાસરૂપે ઉપવાસ થશે નહિ અને તેનુ ફળ શાસ્ત્રોમાં કહ્યુ છે તે પ્રાપ્ત થશે નહિ, માટે રસેન્દ્રિના વિષયનો ત્યાગ કરવા પૂર્વે કષાય, લોભનો ત્યાગ કરવો જોઇએ

અર્થાત્ પ્રથમ સંતોષ, પછી રસેન્દ્રિના વિષયનો ત્યાગ, પછી આહાર ત્યાગ, આમ ત્રણે કરવાથી આપણો આત્મા પોતાના સ્વરૂપમાં-જ્ઞાનદર્શન ચારિત્ર આનંદ વીર્ય આદિ ગુણુમાં રમી અત્યંત આનંદ પામશે આનુ નામ તે આચાર્યશ્રીના કહ્યા પ્રમાણે ઉપવાસ, આત્મગુણો પાસે વાસ આમ ઉપવાસ કરવામાં આવે તો પછી ઇંદ્રિયોપર કે શરીરપર અર્થાત્ મનપર પણ જય મેળવી સંસારનો કંટાળો જઇ મુક્તિસુખનો ઉપવાસાદિથી અહીં પણ આનંદ લેવાય

ત્રીજુ દૃષ્ટાંત ઉપયોગપૂર્વક સામાયિકનુ લઈએ.

समता सर्वभूतेषु सयम शुभभावना
आर्तरौद्रपरित्यागस्तद्धि सामायिक मत ।

**ભાવાર્થ**—પ્રથમ સર્વ પ્રાણીમા સમભાવ એટલે પોતાના સરખા ગણુવા તે આમ થતાજ મનનો સયમ થાય અને સયમ થાય કે મૈત્રી ભાવના સર્વ જીવમા ઉદ્દભવે ગુણે જ્યા ન્યૂન હોય ત્યા કરુણા આવે પણ તિરસ્કાર નહિ કારણકે સમાન છે એટલુજ નહિ પણ મિત્ર છે અને ગુણોમા અધિક હો ત્યા પ્રમોદ થાય પણ દ્વેષ નહિ, કારણ મિત્ર છે આમ થયુ કે જે ધ્યાન થઈ રહેછે તે પણ આર્ત નહિ પણ ધર્મ અને રૌદ્ર નહી પણ શુક્લ આના અભ્યાસ પૂર્વક બે ઘડી સમાયિક એક વખત પણ થાય તો દાન થની વખારો ભરીને સામાયિક કરતા પણ આ સમભાવ સામાયિક વધે ? અને શુદ્ધ શ્રાવકને પગે આપણને ચડાવે ?

## સંપવડે જૈનતા.

લાલન તરફથી જણાવવામા આવ્યુ કે આપણે આપણી શક્તિ નહિ સમજવાથી, જે આપણે વશ હોના જોઇએ, તેને આપણે વશ થઇ રહ્યા છીએ અને તેથીજ કમ કમે કહી જન્મારો પૂર્ણ કરીએ છીએ વળી તેમજ ઘણુઓના મુખથી સભળાય છે અને તેમ મા નવાથી ઘણા આળસુ પણ બનાય છે જો ધારીએ તો તે સહેજમા વશ થઇ શકે તેમ છે માત્ર મન જો સમજે તો પાચ ઈંદ્રિયોરૂપી ઘોડા નકામા થઈ પડે મન સારથી જ્યાસુધી પોતાના વિચાર પ્રમાણે હાકે છે, ત્યાં સુધી તે રથમા બેઠેલો જીવ તદનુકુળ ગમન કરે છે પણ મન વશ થવાથી, ઇંદ્રિયો વશ થાય છે ઇંદ્રિયોના વશથી કુટુબને વશ કરી શકાય છે અને કુટુબ વશ થવાથી સગાઓ વશ થાય છે તેરીજ રીતે જ્ઞાતિ વિગેરેના લોકો વશ થાય છે આ રીતે સર્વ પ્રાણી એક થાય છે અને તેને લઇને સર્વત્ર સપ નજર આગળ તરે છે અને તેથી આખા જગત્ ને જૈન સહેલાઇથી બનાવી શકાયછે

આ માત્ર જ્યાસુધી કહેનારાને કહેવામા અને શ્રોતાઓને સાભળવામા છે, ત્યાસુધી તેનો ફલિતાર્થ આપણે કોઈરીતે નજરે દેખનાર નથી પરતુ જ્યારે ક્રિયામા આનીશુ ત્યારેજ આ વ્યાખ્યાનના પરિશ્રમની સફળતા થશે એ વાત ઉપર દરેક શ્રોતાએ ધ્યાન રાખવાની જરૂર છે અને તેથી કહેનાર અને સાભળનારનો આટલો બધો વખત નકામો ન જાય, અને સર્વે યથાશક્તિ શ્રવણુની સાર્થકતા કરે તો લાભપ્રદ છે

### ઐકયની વખાર અને તેનુ વેચાણ.

( Store of equality and its sale )

આ ત્રણ જગતના પરમાત્માને નમન કરી, આ આપણી સન્મુખ બિરાજેલા તેમના પવિત્ર પુત્રરત્નોને વદન કરી, આપશ્રી આ-

તો પછી જૂદા જૂદા ભાગમા દૂર દૂર વસેલા મનુષ્યો-જેને શાસ્ત્ર સર્વ જીવોમા સર્વોત્તમ ગણેછે એવા મનુષ્યો એકત્ર થઇને શુ નહિ કરી શકશે? જો મનુષ્યો આવા પથરાપરથી પણ ઉદાહરણ લઈ ઐક્ય કરવાનું પણ લે તો આવા સ્થાનો સ્વર્ગીય આવાસો બને અને મનુષ્યો દેવી સૌ ન્દર્યથી નિરૂપમ સુખ ભોગવેજ

૧૮૯૩મા આપણે જેને અનાર્ય કહીએ છીએ-જેને અજ્ઞાન કહીએ છીએ-આપણે જેને ધર્મજ્ઞાનમા બહુ કાચી સમજના માનવો સમજીએ છીએ-તેવા દેશમા અમેરિકન લોકોએ આખુ જગત્ જેને અશક્ય ગણે છે તેવુ એક કાર્ય કર્યુ છે અને જગત્ના પ્રાચીન મહા સત્તાવાળા દયાળુ ધર્મોને પણ શરમાવુ પડે છે, એવુ કાર્ય કરી દેખાડ્યુ છે એ વર્ષમા **અમેરિકા** ખડના એક પ્રખ્યાત નગર **ચિમ** ગોમા જગત્ના તમામ જૂદા જૂદા ધર્મોની એક પાર્લામેંટ મળી હતી ઘણા પરસ્પર વિરૂદ્ધ વિચારવાળા પણ ક્રિશ્ચયન ધર્મના લોકો એકત્ર મળ્યા હતા તે ઉપરાત બૌદ્ધ ધર્મવાળા, મુસલમાન ધર્મવાળા, જૈનધર્મવાળા હિંદુ ધર્મવાળા ઝોરાસ્ત્રીઅસ નામના અસલી ચીન દેશના ધર્મવાળા, લાઓટઝી-સિન્ટોઇઝ વગેરે નવસોને નીસ ધર્મ વાળા એકત્ર થયા હતા અને તેઓના ભાષણો રોજ ૧૨ થી ૧૮ હજાર માણસોએ અગાર દિવસ સુધી સાભળ્યા-અપૂર્વ શાંતિથી સાભળ્યા

જ્યારે અનાર્ય-અજ્ઞાની-પાશ્ચાત્ય અમેરિકન લોકો અને અગ્રેજ લોકો **સર્વ ધર્મ સમાજ** (Parliament of Religions) આખી દુનીયાના ધર્મના ઐક્યથી મેળવી શકે તે વખતે આપણા જૈનો કે હિંદુઓ માત્ર પોતાનાજ ધર્મની કોંગ્રેસ આ મહારાજશ્રીએ ઉપદે શેલા ઐક્યતાના પુણ્ય પ્રભાવે શુ ન મેળવી શકે?

એમજ પિતાના ત્રણ પુત્રો હોય, અને તે એક કપાઉન્ડમા ત્રણ બગલા અને મધ્યમા મહેલ રચી ન રહી શકે? હા એક પુત્રને

ઘણા પુત્રો હોય તથાપિ મહેલમાં રહેનાર મૂળ પુરૂષના એ ત્રણ સગા પુત્રો છે તેમજ આપણે જૈનો દેવ, દાનવ, ચક્રવર્તી એ સર્વેને વંદનીય એવા ત્રણ લોકના નાથશ્રી વીર પ્રભુના ત્રણ આત્મપુત્રો છીએ એક સ્થાનકવાસી, બીજા દિગંબર અને ત્રીજા શ્વેતામ્બર, આમ આપણે ત્રણે જુદા બંગલામા રહેનારા પરંતુ વચમાં આવેલા ટેરિસના મહેલમાં રહી આપણું સર્વ-ત્રણે ભાઇઓને અને તેના પુત્રોને જે સામાન્ય વિષયો છે-તે લઈ ચિકાગોની ધર્મ પાર્લામેન્ટની રીતિએ સુભાષણો, સુચર્ચાઓ કરી આખી જૈન કોમના કલ્યાણનો માર્ગ શું નહિ લઇશું ?

આપણે પણ આપણી ત્રણે સંસ્થાના-અર્થાત્ દિગંબર, શ્વેતામ્બર અને સ્થાનકવાસી વિભાગના-સામાન્ય વિચારો લઇ, સુધારો વધારો સર્વે એકત્ર મળી કરી શકીએ આપણે ત્રણે સંસ્થાવાળા મળી હાલ આખી પૃથ્વીપર સ્હાડા ચૌદ લાખ જૈન કહેવાઇએ છીયે તે બધા આપણે એકજ વીર પરમાત્માના આત્મપુત્રો છીએ સાધુ-સાધ્વીઓ એ આપણા ધર્મ કુટુંબમા મોટા ભાઇ-બ્હેનો મોટેરા હમેશા નાનાને-નાનકાને ઉચ્ચ માર્ગમા-પ્રભુશ્રીએ પિતાશ્રીએ દર્શાવેલા માર્ગમા વર્તન કરાવે છે અને આપણે શ્રાવક-શ્રાવિકાઓ તેમના નાના પુત્રપુત્રીઓ છીએ લૂલા-લંગડા, આંધળા, બહેરા મુંગા વગેરે દુખી પશુઓને જોઇને આપણ સર્વ જૈનોનું હૃદય તેઓને દુખે દુખીયુ થઇ-દયાર્દ્ર બની જાય છે તથાપિ આપણા ભાઇઓમા કોઈ લૂલો-લંગડો કે પાંગળો હોય તેને જોઇને દયાતો આવતીજ નથી એટલુજ નહિ પરંતુ તિરસ્કાર આવેછે આ વાત સાંભળતાજ આપણામાના કેટલાએક બાંધવોને આશ્ચર્ય લાગશે કે એમ કેમ હોય ?

માણ[illegible] ત્યેક વ્યક્તિમા ક્ષયોપશમ પ્રમાણે ન્યૂનાધિક ગુણ-દોષો [illegible] આપણે, જે નીતિમા-વર્તનમા-આચાર લુના લ[illegible] ધ હોય તેના પર દયા કરતા નથી

તિરસ્કાર કરીએ છીએ એક દુખી તો છે તેના ઉપર વિશેષ દુખનો પ્રહાર કરીએ છીયે ! પડયાપર પાટુ મારીએ છીએ ! નહિ બાંધવો આમ નહિ થવુ જોઇએ ! પનાશ્રીના આગમ વચન એ છે કે દુખી-પર દયા પણ તિરસ્કાર નહિ !—તેજોલેશ્યાની સામે શીતલેશ્યા પણ કૃષ્ણ નહિ !! '

એજ પ્રમાણે આપણા બાંધવોમાથી કોઈ પોતાના પુણ્યવડે અને પરાક્રમે વિદ્યાએ, જ્ઞાને ધને કે વૈભવે ચઢીયાતો હોય તો તેની અનુમોદના કરવી જોઇએ પણ તેની ઇર્ષ્યા કરવી નહિ ઇર્ષ્યા કરનારને જેની ઈર્ષ્યા કરેછે તેના ગુણ કે ધન પ્રાપ્ત થતા નથી, અને કદાચ પ્રાપ્ત થાય તોપણ એ ગુણનુ કે ધનનુ સુખ મળતુ નથી, કેમકે ઇર્ષ્યા કરનાર માણસ ક્ષણભર પોતાના હ્રદયભાગમા નજર કરશે તો માલમ પડી આવશે કે ત્યા એક મોટી જ્વાળા લાગી રહીછે, અને તેમા પોતે પોતાના સ્વાભાવિક ગુણો સહિત બળી મરતો દેખાઈ આવશે કારણકે ઇર્ષ્યા આપણે કરીએ છીયે બીજાની પરતુ થાય છે તે આપણા હ્રદયમા ! ઇર્ષ્યારૂપી અગ્નિ ફેકવાને આપણે યત્ન કરીએ પરતુ એ યત્ન ઘણો ખરો આપણો નિષ્ફલ જાય તે. અંગારાની હોળીમા આપણેજ બળી મરીએ છીયે

એજ પ્રમાણે આપણા બાંધવોના ઉચ્ચ ગુણો કે ધન વૈભવ જોઇને આપણે ઇર્ષ્યા ન કરીયે અને રાજી થઇએ એટલે તેની અનુ-મોદના કરીએ તો આપણા હ્રદયમા શાન્તિ રહેછે એટલુંજ નહિ પરતુ અનુમોદનાથી પ્રગટેલા ઉત્સાહવડે થોડીજ વખતમા જે ગુણની કે જે ધનની કે જે વૈભવની અનુમોદના કરી હોય, તેના ગુણ વિગેરે દૈવી સામગ્રી આપણને પ્રાપ્ત થાય છે આપણામાના ત્રણે વર્ગમાથી કોઇનો દોષ જણાય ત્યારે તિરસ્કાર થઈ આવતા તેનાપર કરૂણા થાય, અને કોઈ વર્ગમા અધિક ગુણ જણાય ત્યારે ઇર્ષ્યા ન થતા અનુમોદના કરાય અર્થાત્ દોષવાન્ ઉપર કરૂણા અને ' ગુણવાન્

ઉપર પ્રમોદ ' એ એ કિંમત જો આપ આપો તો પછી આપણા ધરમાર્થી-સમગ્ર જૈન સધમાથી કુસપને દેશનટો મળે કે જગતરટો તે તમે પોતેજ કહો ! અને ઐક્યતા-ધર્મ-ઐક્યતા સર્વ સુખને આ પનારી અને દુ ખોને દુર કરનારી કામધેનુ જેવી ઐક્યતાને આપણે લેવા જવી પડે કે જૈનશાસન રૂપી મહા સૌંદર્ય મહેલને જોઇ તે પોતેજ દોડી આવે ? આટલુ બોલી હુ આ વિષય સમાપ્ત કરૂ છુ

## समुदायमांथी समाज केम बनी शके !

અત્રેના માગરોળ જૈન સભાના હોલમા ' જૈન વકતૃત્વ કળા પ્રસારક સભા ' તરફથી પડિત લાલને **" સમુદાયમાથી સમાજ કેમ બની શકે ?** એ વિષય ઉપર મી મકનજી જુઠાભાઈ મહેતા હાઇકોર્ટ [1]લીડર[1]ના પ્રમુખપણા હેઠળ આપેલુ અગત્યનુ ભાષણ

**પ**ડિત લાલનો પોતાનો વિષય શરૂ કરતા જણાવ્યુ હતું કે આપણામા જે જે ગુણો છે તેમા વધારો કરવાથી આપણે ઘણુ કરી શકીએ તેમ છે આજનો વિષય " સમુદાયમાથી સમાજ કેમ બની શકે છે ? " તે છે જે જગતમા આપણે રહીએ છીએ તેની અદર એટલા બધા વિચારો, એટલા બધા ધર્મો, એટલી બધી પ્રવૃત્તિઓ છે કે માણુસ ગુથાયા વિના રહેતો નથી આ જગતમા મનુષ્ય ગુથાય એમા પણ નવાઇ નથી સસારના જૂદા જૂદા પ્રકારના મનુષ્યો વિગેરેના વર્ણનો વાચવાથી સસાર દુ ખથી ભરેલો હોય એમ આપણુને લાગે છે, અને તેથી જેમ એક રાક્ષસને જોઈને બીહી જઇએ, તેમ તેના સ્વરૂપથી આપણે બીહી જઇએ છીએ આ દુ ખમાથી મુક્ત થવાના જુદા જુદા માર્ગો છે જો એકલાથી દુ ખ મુક્ત ન થવાય તેમ હોય તો સામટાઓ સાથે મળીને પણ સકટ મુક્ત થવાનો પ્રયત્ન કરી શકે છ પ્રમુખ સાહેબે જણાવ્યા મુજબ

[1] હાલ બારિસ્ટર

આપણી સમાજમા જે અવ્યવસ્થા થઇ રહેલી છે તે દૂરે કરવા માટે કેટલાક વિદ્વાન્ માણસોએ ભેગા થઇ જૂદી જૂદી જ્ઞાતીઓના સબધમા વિચાર ચલાવવો જોઇશે દાખલા તરીકે જ્ઞાતીમા લગ્ન જમણવાર કેળવણી ઉદ્યોગો, વેપાર, ધધો એ વગેરેની સ્થિતિ સબધી ન્યાતિના ગૃહસ્થોએ તપાસ ચલાવવી જોઈએ યુરોપાદિ દેશોમા સ્વતત્રપણું છે, અને સ્વતત્રપણાને લીધે માણસ સ્વાશ્રયી રહે છે, પણ માણસે સ્વતત્ર થવા સાથે અરસપરસને મદદ કરવી અને સામાને સન્માન આપવુ સમુચ્ચય ( સમષ્ટિ ) અને વ્યક્તિ બનેનુ સન્માન જળવાય તો ઘણુ સારૂં અને તે ગુણ આપણા લોકોમા છે અને તે ગુણ તે લોકોએ આપણી પાસેથી શીખવો જોઇએ એક માતા પોતાના છોકરાને આગળી પકડી ચલાવે છે, ત્યારે તે ચાલવાની શક્તિ તે બાળકમા હતી, પણ માતાની મદદને લીધેજ તે શક્તિ બહાર આવી હતી તેથી મા તરફ જેટલુ માન રાખીએ તેટલુ ઓછુ છે સ્વાશ્રયનો ગુણ આપણે અંગ્રેજ લોકો પાસેથી શીખવો જોઇએ છીએ, અને સ્વતત્ર વિચાર કરવાનુ બળ મેળવવુ જોઇએ સ્વાશ્રય વિના આપણી કદી પણ ઉન્નતિ થઈ શકે તેમ નથી એ દેશમા ઉન્નતિ પરસ્પર સહાય સાથે રહેવાથી થાય છે હવે આપણે જો ઉન્નત ન થઇ શકીએ તો તેની શોધનમા રહ્યાથી ફાયદો શુ છે ? ભેદ પડવાનુ કારણ અજ્ઞાન નથી પણ જ્ઞાન છે પણ એ જ્ઞાન ભેદનુ જ્ઞાન છે જે જ્ઞાનથી છુટા હોય તે સંધાય તે જ્ઞાન અભેદનુ જ્ઞાન છે જેઓમા ભેદ અને અભેદ બનેનુ જ્ઞાન હોય છે તેઓ હમેશાં સફળ થાય છે અભેદ જ્ઞાનવાળાઓ હમેશાં ભેદનો ભાગી નાખી એક બનાવે છે કુદરતમા હમેશા વિવિધતા હોય છે અને વિવિધતામા રમ્યતા રહેલી છે આપણે tolerance ખામોશપણાનો ગુણ રાખી, વિરૂદ્ધતા બાજુએ મૂકી દેવી જોઇએ સમાજની અદર ફાંટાઓ પડે ત્યારે તે ફાટાઓ નથી પણ ઝાડની શાખાઓ છે, એમ સમજી બેની સાથે અભેદનુ જ્ઞાન રાખવુ.

એટલે કે એકતાની સાથે વિવિધતાનુ જ્ઞાન જોઈએ નેપોલીઅન બોનાપાર્ટે ચોર લુંગાઓને પણ કામે લગાડી દીધા હતા અમે દેરવાસી, સ્થાનકવાસી એમ જુદા જુદા છીએ, પણ જો વીરપ્રભુ અત્યારે દર્શન દે તો સઘળાએ તેને નમી પડે આપણે જૈનો ૧૩, લખ છીએ પણ ૧૩, કરોડ કા ન હોય, પણ તેઓનો સમાજ થઈ શકે છે જૈનોના મૂળ સિદ્ધાંત દયા છે આપણે એક દયા વિશિષ્ટ-સમાજ કે (Humane Society) બનાવી શકીએ જે જે ગુણોની અંદર સોસાયટી બનાવવી હોય, તે તે ગુણની અંદરથી બનાવી શકાય છે અગ્રેજ લોકોમાં જે Organization છે, તેનુ આપણા લોકોમા જોવામા આવતું નથી અગ્રેજ લોકોમા આત્મિક ધર્મ નહિ પણ પોતાની ચોક્કસ ફરજને ધાર્મિક રીતે વળગી રહેવાનો ગુણ છે વ્યક્તિઓના માન અપમાન તરફ નજર નહિ રાખતા કાર્યો કરવા તરફજ પ્રીતિ રાખવાથી હેતુ જલદીથી સફળ થઇ શકે છે મુબઇના વણિકો એક મડળ કરી, જુદી જુદી જાતના રીતરીવાજો વગેરે જોઇ, સહેલથી પાળી શકાય અને જેથી ઉન્નતિ થઇ શકે તેના બેચાર નિયમો રચે તો તેથી લાભ થાય તેમ છે પશ્ચિમ એ એવુ મોહક છે, તેના મોહમા અજા[ ]ન જવાની સાવચેતી રાખવાની છે સોલીસીટરોના સ્થાપક કોર્ટે જડવાથી તેને સ્થાપન કરી છે આપણી શક્તિઓ વડે આપણો ધર્મ પણ આપણે ખીલવવો જોઇએ છે અને તેમ કરવાથી આપણે ઘણુ કરી શકીએ તેમ છે સોસાયટીની અંદર " સર્વ મવતુ છે ' એ સૂત્ર ખાસ લક્ષમા રાખી વેપારના મડળો, ઉદ્યોગના મડળો, વિદ્યાવૃદ્ધિના મડળો વગેરેથી સમાજ આપણાથી અરસપરસ મદદ થઇ શકે
એ લોકોનુ [illegible] નકલ કરવાનું નથી ખોટી નકલ
આપણને [illegible] તેને બદલે આપણે તેઓના
લેવાના [illegible] દરજ્જો કરવા લાગ્યા છીએ,

કેવી રીતની જોઇએ અને તેમા કેવા ધોરણે કામ લેવુ જોઇએ તે વિષે વિચાર ચલાવવો જોઇએ

## ' सुसंपकळा

શ્રી જૈનસમ્યક્ત્વ જ્ઞાનપ્રસારકસભા તરફથી ગઇ પરમ દિને રા ત્રિના શ્રી જૈન એસોશીએશન ઓફ ઇન્ડીઆના હોલમા પંડિત ફતેહચંદ કપુરચંદ લાલનને મી મણીલાલ હુકમચંદ ઉદાણી એમ એ ના પ્રમુખ પણા હેઠળ " સુસંપકળા ' એ વિષય ઉપર એક મનન કરવા યોગ્ય ભાષણ આપ્યુ હતુ પંડિત લાલને ભાષણ શરૂ કરતા જણાવ્યુ કે કુસંપ રૂપી રોગ આપણામા એવો જડ ઘાલી બેઠો છે કે, આપણે સંપની ભાવના વારંવાર ઉપરા ઉપરી ભેરી જોઈએ, અને તે સંપની ભાવના સાથે એક ' ટોનીક ' શક્તિની દવા તરીકે સુસંપની ભાવના જોઇએ અને એ સુસંપ કઇ કળાથી કરવો તે હાલના વખત માટે ઉપયોગી થઈ પડશે એ દવા લાગુ પડે તેને માટે હવા પણ અનુકૂળ જોઇએ અને હાલના જમાના રૂપી હવા હાલમા એવી છે કે આપણા રોગ ઉપરની સુસંપ રૂપી દવાને ઘણી જ માફક થઇ પડે તેવી છે જે પાશ્ચાત્ય દેશો હિંદસાથે સંબંધમા આવ્યા છે, તેઓની ઉન્નતિ એટલી જબરદ છે કે આપણે તેઓની બરાબરી કરી શકીએ તેમ નથી પણ હાલ આપણે માટે વખત ઘણો અનુકૂળ છે આપણા દેશમા હાલ કોળીની કોન્ફરન્સ મોચીની કોન્ફરન્સ ભીલોની કોન્ફરન્સ વીગેરે શુદ્ર ગણાતી કોમોની કોન્ફરન્સો ભરાવા લાગી છે જ્યારે તેઓ સુધારાઓ કરી તે સુધારાઓ અમલમા મેલવા લાગ્યા છે ત્યારે આપણી ઉચી ગણાતી કોમો તેવા સુધારાઓ યા તેના સુસંપમાંનુ કાંઇ કરી શકતી નથી હાલ આપણામા તો જુદા જુદા તડો અને પેટા તડો થવા લાગ્યા છે, અને

કુસપ રૂપી ઉકરડાઓ કેટલેક ઠકાણે વધવા લાગ્યા છે જુદી જુદી ન્યાતોમા મિત્ર મડળો થવા લાગ્યા છે, અને તે મિત્ર મડળો ઐકય બળ વધારી જુદા જુદા સુધારા વધારા કરે છે જ્યારે આપણે યુરોપીઅનોની વાતો વાચીએ છીએ, તે સમયે તેઓના જેવી ઝડપથી આપણે કેમ આગળ વધતા નથી તે વિષે આપણને વિચાર થાય છે પણ આપણામા તેવી પ્રવૃત્તિ હજી થઈ નથી ન્યુયોર્કમા રોજ સખ્યાબધ સભાઓ મળે છે (૯૦થી ૧૦૦) અને દરેક સભામા ગથી ત્રણ હજાર માણસો ભેગા મળે છે અને તે લોકો નોધણુકો લઈને સભામા જે અગત્યનુ કહેવામા આવ્યુ હોય તેની નોધ લઇ લે છે આપણે જાણીએ છીએ કે રેલ્વે ટ્રેનો હમેશા નિયમિત વખતે ઉપડે છે પણ આપણા લોકો બરાબર વખત સર પહોચવાને બદલે અર્ધો યા પોણો કલાક અગાઉ જઇને બેસે છે, એટલે કે તેટલો ટાઇમ ફોગટ નકામો ગાળે છે હવે આપણા જીવનમાથી જેટલો વખત આપણે નકામો ગુમાવીએ તેટલુ મ ર તેટલુ સોનુ ગુમાવીએ તેથી વધારે છે વળી તે લોકોમા ભાષા એક હોવાથી તે લોકો એક બીજાઓના વિચાર જલદીથી જાણી શકે છે અમેરીકામા બફેલો કરીને શહેર છે, ત્યા આગળ હુ જતો હતો જે વેળા શ્યામ વર્ણના યુરોપીઅન ડ્રેસના એક માણસે પછાડેથી આવીને મને પુછયુ કે " કેમ છો ? " હવે એક આપણા દેશીનો સ્વર આપણી પોતાની ગુજરાતી ભાષામા સાભળવાથી કેટલો આનદ થાય છે ! તે કરાચી તરફનો મુસલમાન હતો કુસપથી ઘણા નુકશાનો થયા છે અને થાય છે, તે વિષે કાઇ નહિ બોલતા સપના લાભો વિષે હુ થોડુ ક બોલીશ અમેરીકા મનુષ્ય વેપા કરે, તે રૂઢી થોડા વખમા નિર્મૂળ થઈ જશે અમેરીકા અને ઇગ્લડમા ટ્રસ્ટ અને કપનીઓ થઇ સામાન્ય વેપારીઓને મળી જાય છે અને છુટા છવાયા વેપારીઓનુ ઝાઝુ ચાલતુ નથી. વહેવારમા ધર્મમા અને વેપારમા પથીજ કાર્યો થાય છે જેમ બને તેમ

તફાવત (Differences) ઓછા જોવા અને મળતાપણું (Harmony) વધારે જોવું એ મતલબ છે ત્યારેજો વેગા રચાયા તે વેળાએ હિંદુસ્તાનની અંદર સરજો વહેવાર ચાલવાનો છે, તે દ્રષ્ટિબિંદુથી તે રચવામા આવ્યાં હતા હવે જમાનો ફરવા સાથે આપણે યુરોપ અમેરિકા વગેરે દેશો સાથે સબંધ જોડવો પડ્યો છે અને તેથી આપણે તે શાસ્ત્રો રચવાના હેતુઓ લક્ષમા નાખી તે હેતુઓ પ્રમાણે નવુ જોઇએ

હિંદ કે જેને અન્ય લોકો 'Mother of Religions' 'Mother of Philosophy' ગણે છે ને દેશોમાટે અમેરિકામા એવુ બોલાય છે કે જે લોકમા બધે અને નવ ત્રણ આઓ કરવાનો ચાલ પ્રચલિત હોય તે લોકો નીતિમાન કેમ હોઇ શકે ! આ ઉપરથી તેઓ આપણને ઘણા હલકા ગણે છે હવે આ બાબત તમા આપણે સુધારો કરવો જ રહ્યો છે શાસ્ત્રો મનુષ્યોથી રચાયા છે, અને મનુ યોજના નવા શાસ્ત્રો રચી શકે વિદ્વાનોની કોન્ફરન્સ મેળવી સુધારા કરો સુલભ છ તેને કહુ છુ કે જ્યારે આખા દેશના બલકે આખી દુનિયાના મનુષ્યો જનસમાજના સામાન્ય લાભો માટે અરસ પરસ સુખ દુખમા ભાગ લે બ્રીટીશ રાજ્યના શહેનશાહ જે દુનિયાના ત્રીજા ભાગ ઉપર રાજ્ય કરે છે તેને માત્રએક સ્ત્રી છે જ્યારે આપણા હિંદુસ્તાનના નાના ઠાકોરો અને બીજા રાજાઓ તેઓને એક એકને પાચ પાચ સાત સાત રાણીઓ હોય છે હવે તેઓનો દાખલો આપણે લેવાનો ત્યારે હવે આપણી નતિક ઉન્નતિ કેમ થાય ? તેઓને એક ભાઇનો ફાયદો અને પોતાના દેશનુ કેમ ભલુ થાય તે માટે તીવ્ર ઉત્કંઠા આપણામા તો કોઈ ભાઇ ન્યાત જમાડે ત્યારે આપણે જમવાને તૈયાર પછી ભલે ગમેતો માન કરતા તેનું ઘર ઘરેણે મુકાય હવે આપણે એમ નથી વિચાર કરતા કે કાલે મારે સા વારો આવશે હવે પોતાની શક્તિ કરતા વધારે ખર્ચ ક-

રવો તે કયા સુધી નભી શકે ? આપણે ત્યા બ્રાહ્મણોમા છોકરાને જનોઈ દેવાનો અર્થાત્ વિદ્યાભ્યાસ કરવાનો અને બ્રહ્મચર્ય પાળવાનો સસ્કાર કરવામા એઓ ત્રણસો ચારસો રૂપિયાનો ખરચ કરે છે, છોકરો તે વેળા માત્ર દસ ડગલા ન ગયો હોય ત્યા તો માંગો તેડી લાવે છે, ત્યારે માત્ર ફારસ કરવામાજ રૂપીઆ ત્રણસોનો ધુમાડો જો છોકરો બ્રહ્મચર્ય પાળે અને વિદ્યા ભણે તો તો રૂપીઆ ખર્ચ્યા છે તે સાર્થક, પણ આનો નકામો ખરચ આપણામા લગ્ન પ્રસગે મોટા ખરચો કરવાનો રીવાજ અને દાગીના માગી લાવી પહેરવાનો ચાલ, તે ફારસ નહી તો બીજુ શુ ? લોકો કાઈ ઠગાતા નથી કે તેણે માગીને દાગીના ગળામા નથી ઘાલ્યા કરજ કરીને ખરચ કરવો અથવા ઘર સાફ થઈ જાય તેટલો ખરચ કરવો તે મૂર્ખાઇ નહી તો બીજુ શુ કહેવાય ?

તે (પાશ્ચાત્ય) લોકોનુ સુમ્પ ઘણુ વધારે છે, તે લોકોના ક્રીશ્ચિયન ધર્મનો ફેલાવો ઘણો થયો તેનુ કારણ સુસમ્પ છે આપણામા દિગબરો અને શ્વેતામ્બરો એક બીજાને તોડી પાડવામા રાજી જ્યારે તેઓમા સામાન્ય હિતને વળગી રહી અરસપરસ મદદ આપવામા આવે છે દેરાવાસીઓ પ્રતિમાદ્વારાએ પ્રભુ ભજે અને સ્થાનકવાસીઓ નામથી પ્રભુને ભજે તેમા આપણે મતાતરક્ષમા (Principle of tolerance) રાખવી જોઇએ દિગબરો કહે કે સ્ત્રીઓ મોક્ષે જઇ શકે નહી, જ્યારે શ્વેતામ્બરો કહેકે મોક્ષે જઈ શકે તે નાના મતને માટે લડી પડવુ જોઇએ નહી, પણ મોટુ દીલ રાખી અરસપરસનુ સામાન્ય જોઇ એક બીજાપર પ્રેમ રાખતા શીખવુ જોઈએ દિગમ્બર શ્વેતામ્બર અને સ્થાનકવાસી એ ત્રણેને સામાન્ય રીતે લાગુ પડે તેવા પુસ્તકો લખવા જોઇએ તેની સાથે દિગબર શ્વેતામ્બર અને સ્થાનકવાસી ધર્મના ખાસ પુસ્તકો રચવા જોઇએ પણ ... ની નિંદાનું એક પણ વાક્ય ન હોવુ

એક તરફથી વિનાયતના લોકો જૈન થાય છે, જ્યારે અહેના કોઈ જૈનો દારૂ પીતા લાગે છે હવે આ વખત એવો અનુકુળ છે કે આપણે એક બીજાને મદદરૂપ થઇ શકીએ અને દિગમ્બર, શ્વેતામ્બર અને સ્થાનકવાસી તે દરેક મતનુ એક મળી થવુ જોઈએ અને સાથે સાથે હિન્દુઓ તથા બીજાઓને પણ સામાન્યપણુ ધ્યાનમા લઈ આપણી સાથે જોડવા જોઈએ આપણામા એક બીજામા મળતાપણુ વધે તેના શાસ્ત્રો અને આચાર વિચારો વધવા જોઈએ આજે મે વાચ્યુ કે નાગરોનુ પરિષદ્ મળ્યુ, તેમા એક વિસનગર મળ્યુ અને એક અજમેર મળ્યુ નાગરોના હજારો ભાગ ભેળા મળી માત્ર બેજ ભાગમાજ વહેચાઈ ગયા તે આનદદાયક છે આ જમાનામા એકલા ટકી રહેવાય તેમ નથી અને તે માટે સામાન્ય તત્વોનો જેમ બને તેમ અભ્યાસ કરવો ગમે તો સ્થાનકવાસી હોય કે દેરાવાસી હોય, પણ વીર પ્રભુને માનનારા સધળાઓ મારા બધુ છે એ રીતે ધર્મમાં ઐક્ય થશે તેવી રીતે જુદા જુદા માર્ગોથી ગુણ દ્રષ્ટિથી સપ સાધી શકાશે. સોસાયટીનુ બળ એવુ બધુ છે કે તેની વિરૂદ્ધતા હોય તો આપ જે સાચી વાત જણાય તે પણ કરી શક્તા નથી દરેક સમાજનો ઉદય તેની વ્યક્તિના ઉદય પર રહેલો છે તે વ્યક્તીનો ઉદય તેના આચરણ પર રહેલો છે જ્યારે બાર વરસ પર મારે ઈગ્લાડ જવાની વાત થઇ ત્યારે લોકો મને મારવાને તૈયાર હતા પણ અત્યારે અપમાન પત્રોને બદલે મને માનપત્રો મળેછે અત્યારે સમય એવો છે કે જો ત્યા માસાહાર વીગેરે ન કરવાની શરત એટલે કે માત્ર વેજીટેરીઅન ( વનસ્પતિનો ) ખોરાક લેવાની સઘળી સગવડો સાથે જો દરેકમા વિદ્યાર્થીઓને ભણાવવાનો અને તેઓને ત્યા નાવ લઇજ્જા કરવાનો સઘળો ખર્ચ આપવામા આવેતો ૭૫ ટકા વિદ્યાર્થીઓ હાલ ત્યા જવા તૈયાર થશે તો ન્યાતની સત્તા કયા રહી?

# मनुष्य जन्म दुर्लभ छे के अलभ्य छे ?

## અનેક જન્મોમાથી મનુષ્ય જન્મ કયારે પ્રપ્ત થાય છે ?

જૈન સિવાય અન્ય આર્ય દર્શનીઓ એમ કહે છે કે, જ્યારે જીવના પુણ્ય અને પાપ, એટલે સારા કર્મ અને માઠા કર્મ સમતોલ થાય છે, ત્યારે મનુષ્ય જન્મ આવે છે તેમા એવુ ઉદાહરણ આપે છે કે, એક મીઠાઇ વેચનાર હલવાઇને ત્યા આપણે મીઠાઇ લેવા જઇએ, આપણને તે ચાર " શેર " ચાર શેરની ધારણ કરી ધણીકનાર આપે, પરતુ એવુ કોઇક વખત બને કે ત્રાજવાના એક પલ્લામા ચાર શેર મીઠાઇ મુકે અને બીજા પલ્લામા ચાર શેરનું વજન મુકે એ બે સમતોલ થાય

જો મીઠાઇ ચાર શેરના વજનથી વધે તો કહાડવી પડે અને ઘટે તો નાખવી પડે તેમ પાપ કરતા પુન્ય ઘટે તો મનુષ્ય શરીરથી નીચેના એટલે જનાવર, જીવ, જતુ વનસ્પતિ વીગેરે દેહમા જાય અને પાપથી પુણ્ય વધે તો દેવતા થાય, પરતુ પાપ અને પુન્યનુ વજન બરાબર—સમતોલ વધ્યા વગર તો ભાગ્યેજ રહે એમ છે તો સારા કામ અને માઠા કામ સમતોલ થાય એવો મનુષ્ય જન્મ કોઇકજ વેળા આવે માટે દુર્લભ છે પરતુ—

**જૈનો એમ માને છે કે, પાપથી પુન્ય વધે તોજ મનુષ્ય જન્મ પ્રાપ્ત થાય.**

પૃથ્વી, પાણી વગેરે જીવોમા દુ ખ અત્યત, જતુઓમા એથી ઓછુ, જનાવરોમા સુખ કરતા દુ ખ ઘણુ, મનુષ્યમા દુ ખ કરતા સુખ ઘણું, અને દેવતામા સુખ, આ ઉપરથી જણાશે કે, મનુષ્ય કરતા ઉચે દેવતામા સુખ અને મનુષ્ય કરતા નીચે જનાવર વિગેરેમાં દુ ખ, તથાપિ મનુષ્યમાં સુખ દુ ખ હાજર છે, એટલુંજ નહિ. દુ ખ - ... વધારે છે આમ હોવાનું કારણ ?

જ્યારે માણસને સાતાવેદનીય એટલે શુભ કર્મનો ઉદય વિશેષ હોય ત્યારે મનુષ્ય જન્મ પામે છે અને એ સાતાવેદનીય પુન્ય કર્મનું પરિણામ છે, માટે જૈનો એમ માને છે કે માઠાં કર્મ કરતાં ના। કર્મ કંઈક વધે તોજ મનુષ્યને યોગ્ય કર્મ જીવ પામી શકે આમ કહેવાનું કારણ બીજું એવું છે કે, જાનવરો વિગેરેને વાચા નથી અને મનુષ્યને તે હોવાથી મુખદ્વારાએ વાણી રૂપ નળની મારફતે પોતાનામાં રહેલું જ્ઞાન બીજાને આપી વધારી શકે છે અને પોતાના કર્ણ દ્વારાએ બીજાના વાણી પ્રવાહમાંથી જ્ઞાનને ગ્રહણ કરી શકે છે પણ પશુ વિગેરેથી એમ બનતું નથી, કારણ કે તેને વાણી નથી બીજું મનુષ્યમાં મન સ્ફુરેતું છે તેવું ઇતર પ્રાણીઓમાં સ્ફુરેતું નથી એમ એ વાત સર્વ માનનીય છે અન્યમત પ્રાણીઓ પોતાના રહેઠાણો કે પોતાના માલીક વિગેરેને તેમજ એક બીજાના બચ્ચાંને ઓળખે છે પરંતુ જેટલો વ્યવહાર પોતાની સ્મરણ પેટીમાં રાખે છે તેટલો પશુ આદિથી બનતો નથી માટે મનુષ્ય પ્રાણીઓ મનને લીધે વિશેષ જ્ઞાનવાન હોવાથી સુખના ઉપાય શોધવાને અને શોધેલા ઉપાય વાણીવડે બીજાને જણાવવામાં તેમજ દુઃખની અડચણો દૂર કરવાને સમર્થ હોવાથી તે વધારે સુખી છે એમજ કહેવું જોઇએ અને વધારે સુખ પ્રાપ્ત કરવાને શક્તિમાન છે એમ માનવું જોઇએ આમ જ્યારે માઠા કર્મ કરતાં સારા કર્મ વધે છે, ત્યારે તે મનુષ્યપણું પ્રાપ્ત કરી શકે છે આમ કહેવાથી—

**મનુષ્યપણું દેવતાને અને જાનવરોને દુર્લભ કરી શકે છે પરંતુ મનુષ્યપણું મનુષ્યને પાછું પ્રાપ્ત કરવું તે સુલભ છે**

જૈન દ્રષ્ટિથી જોતાં વિશેષે કરી પશુ આદિ મૂઢ દિશામાં વર્તે તેથી મનુષ્યને યોગ્ય એવા કર્મની ભાવના પણ તેઓ બિચારા ભાગ્યેજ કરી શકે છે આ તો સિદ્ધજ છે કે **જેવી ભાવના તેવો હવે પછી થનારો અવતાર.** આમ પશુ આદિ [દિ]શામાં ડુબેલા હોવાથી જેમ મનુષ્યપણું સહેલાઈથી મેળવી

શક્તા નથી, તેમ દેવતા આદિ વિષયોમા મગ્ન હોવાથી ઘણુંકરી પોતાના ભવિષ્ય જન્મ તરીકે મનુષ્યપણામા આવી શકતા નથી કારણ કે પશુપણામા વિષયાશક્તિનુ ફળ વિષય ભોગ વિશેષ સેવી શકાય છે મનુષ્યમા નહિ આ અપેક્ષાથી જોતા મનુષ્યપણુ જનાવર વિગેરેને પ્રાપ્ત કરવુ દુર્લભ જણાય છે તેમજ દેવતાને વિષયાસક્તિને લીધે અહી આવવાની ઇચ્છા ન થવાથી તેઓ પણ અહી આવી શકતા નથી, માટે દેવતાને પણ મનુષ્યપણુ દુર્લભ એમ શાસ્ત્રમા કહ્યુ છે

ત્યારે મનુષ્યપણુ સુલભ કોને ? મનુષ્યપણું મનુષ્યને ફરી મેળવવુ સુલભ છે કારણ કે મનુષ્યપણામા માણસ ઇદ્રિઓના વિષયમાજ રહે તેમ નથી, પરતુ પાચ ઈદ્રિયો ઉપર એ પાચ ઇદ્રિયોનો રાજા મન તે ધરાવે છે અને એ મનવડે પાચ ઇદ્રિયો કબ્જે કરી શકે છે તેમજ અશુભ કર્મને અટકાવી શકે છે આમ શુભ કર્મના બળવડે માણસ સાતાવેદનીય એટલે સુખની અધિકતાના ઉદયવાળો મનુષ્ય જન્મ પાછો પામે છે ધર્મ ધ્યાન અને શુક્લધ્યાન જૈનમા કહ્યા છે તે પણ ઘણુ કરી મનુષ્ય જન્મમાજ મનુષ્યને આવી મળે છે માટે મને તો એમ લાગે છે કે મનુષ્યપણુ દેવોને અને તિર્યંચ એટલે જનાવરોને પ્રાપ્ત કરવુ દુર્લભ છે પરતુ મનુષ્યપણુ મનુષ્યને મેળવવુ સરખામા સુલભ છે

**માણસ, દેવતા અને જનાવર એ બેઉ કરતા ઉત્તમ છે** આ જગતમા અવલોકન કરીયે તો મોટા મોટા જનાવર જે વાઘ અને સિંહ જેને લોકો વનરાજ કહે છે તેને પણ માણસ વશ કરે છે કેવળ શરીર બળથી સિંહ આદિ પશુઓ જનાવરોમા રાજા જેવા છે પરતુ માણસમા શરીર બળ કરતા ઘણુ જ ઉત્તમ એવુ મનોબળ છે અને તેથી તે સઘળા પશુઓના રાજા સિંહને પણ પોતાના કાબમાં રાખી શકે છે, તો પછી બીજા પશુઓ તો શા હિસાબમાં ?

તોના હાથમા રમકડુ રાખી રમાડે આમ બાનક શરીરે પ્રથમ પરાધીન છે

પછી તે જ્યારે ચાલતા શીખે છે ત્યારે તે પોતાની વહાલી માતાનો હાથ પકડી ચાલે છે કઇક ચાલતા શીખ્યા પછી તેની માતાની આગળી પકડી ચાલેછે એમ કરતા કરતા છેવટે પોતાની માતાની મદદ વિના ચાલતા શીખે છે

હવે આપણે વિચાર કરીશુ તો માલુમ પડશે કે અત્યાર સુધી તે બાળકને ઘરમાથી કઇ વસ્તુ જોઇતી હતી તો તે મા બ્હેન ભાઇ કે કોઇ માણસ મદદ આપતુ ત્યારેજ તે તેને મળતી અર્થાત્ જે કામ તેનાથી ચાલી ન થતુ તે કામ બીજાને ચાલી કરી આપવુ પડતુ એટલે કે તે ચાલવાની ક્રિયામા પરાધીન હતુ હવે તે સ્વાધીનતા પામ્યુ તે ચાલી શકે છે, ઘરમા જ્યા સુધી હાથ પહોચે ત્યા સુધી સ્વાધીનતાએ ગ્રહણ કરી શકે છે, આમ પરાધીનતામાથી ચાલવા સબધી સ્વાધીનતામા આવ્યુ

હવે શુ આ ચલનશક્તિ ચાલવાની ક્રિયા બચ્ચાના માબાપે આપી ? નહિ, એમ નથી ચાલવાની શક્તિ તો તે બાળકના પગમા હતીજ, પરતુ તે પ્રચ્છન્ન-ગુપ્ત—હતી તે શક્તિ પ્રગટ થઇ બહાર આવી

હવે વિચારો કે મા બાપે આ ચલન શક્તિ બાળકના પગમા હોવા છતા તે બહાર આવી શકતી ન હતી તે શક્તિ, પોતાની સહાયથી બહાર આણી બચ્ચાંને આભારી કર્યો નથી ?

જે બાળક ચલનક્રિયાને માટે પરાધીન હમણા નથી પણ અત્યાર સુધી હતુ તે બાળક માતાપિતાની સહાયથી ચલન ક્રિયામા સ્વાધિનતા પામ્યુ, તથાપિ અહી કહેવુ જોઇએ કે પરાધીનતામાજ સુખ માનનારા બાળકો " મા મને તેડને મા મને તેડને, મા મને

તેડને " એમ કરી પોતાની માની કેડે તેડાવી તેડાની પોતે ચાલે નહી, તેથી પગની કસરત વિના પગ પાતળા થઈ ચાલવાને અશકત થઇ પડે છે અને આખરે ઘસાઈ જાય છે

આમ ચલનસ્વતંત્રતા તેમજ વસ્તુ ગ્રહણ સ્વતંત્રતા પ્રાપ્ત થવાથી બાળક પૂર્ણ સ્વાધીનતા પામી જતુ નથી—જેમ કે દુધ, પાણી માટે માતાનો તેમજ ખોરાક માટે માતાપિતાનો આધાર લેવો પડે છે ક્ષુધાનુ દુ ખ મટાડવાને તેમનો આધાર લેવોજ પડે આમ બાળ અવસ્થા પછી કિશોર અવસ્થા પણ પસાર કરી યુવાન થતા જેમ શરીરથી સ્વાધીન થયો તેમ શરીરને પોષક એવા અન્નાદિની પ્રાપ્તિ માટે પણ પિતા–કે વાલીની સહાયથી શીખી સ્વાધીનતા પામે છે, અને પરાધીનતામાથી છૂટે છે આજ પ્રમાણે ટાઢ ને તડકાના સુસવાટ અને ઉકળાટથી બચવાને માટે જોઇતા, જાડા, પાતળા વસ્ત્રો પણ પોતાની સ્વાધીનતાના ઉદ્યોગના ખજાનામાથી પૈસા પ્રાપ્ત કરી મેળવી શકેછે

આમ શરીર સબધી સ્વાધીનતા પ્રાપ્ત કરેછે અને એ **સ્વાધીનતા** પ્રગટ કરવામા જે માતાપિતાએ મદદ આપેલી હોય છે, તેનો તે બાળક–કિશોર–યુવાન સદાને માટે એહસાનમદ કે ઋણી થઈ રહે છે સુપિતા પણ પોતાનો બાળક, સ્વાધીન થયો, પોતે કમાઇ ખાતો થયો, પોતાના પગ પર ઉભવા લાગ્યો–પોતાના પગે ચાલવા લાગ્યો–પોતાનુ બાહુબળ અજમાવા લાગ્યો એ જોઈ–દેખી આનદ પામે છે, પણ ઈર્ષ્યા કરતા નથી–ઇર્ષ્યા કરતા નથી, એટલુંજ નહિ પણ પોતાના કરતા તે વધારે ચઢિયાતો થાય તે જોવા ઇચ્છે છે

## માનસિક સ્વાધીનતા–પરાધીનતા.

આજ પ્રમાણે આપણા વિદ્યાગુરૂ પણ આપણા *પિતા છે—એટલુંજ નહી પરતુ આ વિદ્યાગુરૂ વિદ્યા*

માતાપિતાજ છે કારણ કે માતાપિતાએ કરેલો ઉપકાર તે પણ ગુરૂરૂપ માતા પિતાથી સમજાય છે એટલુંજ નહિ પણ તે ઉપરાંત મનુષ્યનું મુખ્ય સ્થાન શરીર નથી પરંતુ વિચાર છે પૃથ્વી પાણી, અગ્નિ, વાયુ વનસ્પતિ, જંતુ અને પશુ એ ઘણાં શરીરમાં જઈ વસેછે પરંતુ મનુષ્યનું સ્થાન શરીર નથી પણ મન છે મનુષ્ય શબ્દનો અર્થજ **મનન** કરનાર-વિચાર કરનાર એવો થાય છે એ ટલા માટે જે વિદ્યા ગુરૂ શિષ્યને વિચાર કરતા નથી શીખવતા તે ગુરૂ નથી તેમજ જે માણસ વિચાર કરતા નહિ શીખ્યો તે માણસ નહિ, પણ પશુ રહ્યો

આના શરીરની સ્વતંત્રતાવાળા-સ્વાધીનતા વાળા માણસો ઘોડા-હાથી તો શું પણ છેવટે સિંહને પણ તેમના પોતાના વિચાર બળથી પરાધીન કરી મુકે છે હજારો માણસ જેઓ વિચારના નિર્બળ હોય છે અને શરીરમાં બળવાન્ હોય છે તેઓ વિચાર નિર્બળ હોવાથી વિચારબળવાળાના આધીન તો શું પણ ગુલામ થઈ રહેછે

તો વિદ્યાગુરૂ-વિચારગુરૂ-તત્વવેત્તાઓનું કર્તવ્ય છે કે માણસ, જે તેમનું વિચાર બાળક છે તેમને પ્રથમ હાથ પછી આંગળી ઝાલી વિચારરૂપી-મનરૂપી પોતાને પગે ચાલતા શીખવવા, નિરંતર પરાધીન ન રાખવા જેમ સુપિતા પોતાના પુત્રમાં અધિક દ્રવ્ય પ્રાપ્તિ કરવાની શક્તિને પ્રગટ થયેલી જોઈ આનંદ પામે છે, તેમ સુગુરૂએ પોતાના વિચારપુત્રને અધિક સમજુ જોઇ જોઇ રાજી થવું જોઇએ એમ ન કહેવું જોઇએ કે શું તું મારા કરતા વધારે સમજુ થઇ આવ્યો ? પરંતુ વધારે સમજનાર-શિષ્યરૂપ પુત્રને જોઇ સુપિતાની પેઠે હર્ષિત થવું જોઇએ

મારે અત્યારે કહેવું જોઈએ કે શરીરના માતાપિતા તો પોતાની

ફરજ હાલ કઇક બજાવે છે પરતુ વિશેષ ઉપકારી એવા વિશેષ ઉચા દરજ્જાના એવા માતાપિતા, અમને વધારે વિચારવાન્ બનાવના પુસ્તકો ભણાવે છે, પરતુ વિચાર કરતા શીખવતા નથી

તેઓ જેમ નર્સ ફીડીગબોટલમાથી દુધ પીવડાવે છે તેમ અમારા જેવા વિચાર બાળકોને પુસ્તકરૂપી ફીડીગ બોટલમાથી બીજાના વિચારો પાય છે-સમજાવે છે વળી કોઈ એક નર્સ જેમ પોતાના દુધનુ સ્તનપાન કરાવેછે, તેમ કોઇ એકજ વિદ્વાન્ પોતાનાજ વિચારરૂપ દુધ પાઇ અમને કુદરતી દુધના વિચારરૂપી દુધ પાઇ બળવાન કરે છે, પરતુ જેમ ફીડીગ બોટલમાથી દુધ પાનારી નર્સો કરતાં, પોતાનું દુધ પાનારી નર્સો જુજ હોય છે તેમ મનોનર્સરૂપી વિદ્વાન્ તો તેટલા પણ નથી લાખો તો શુ પણ કરોડો વિદ્વાનો માથી પણ એક ભાગ્યે પોતાના વિચાર-તત્ત્વો રૂપી દુધ પાઈ પોતાનાથી વધારે પુષ્ટ બાળકને કરતું હોય

આને લીધે આપણી દુનિયામા તેમા પણ આ હિદુસ્તાનમાં પોતેજ વિચાર કરનાર વિદ્વાનો, પ્રભાવિક ગુરૂવિના કયાથી પ્રાપ્ત થાય ? સવળા બીજાના વિચારરૂપી દુધ પીનારા બાળકો છે પોતાના વિચાર કોઈ કરતુંજ નથી

કોઈ પુસ્તકો વાચી વાચી એટલે પુસ્તકો રૂપી કેડપર બેસી બેસી ફરનારા ખરા વિદ્વાનો નથી, પણ માની કેડમા બેસી ફરનાર બાળકો છે આવા તે શુ પડિત નામને યોગ્ય છે ? આમ મૂળ વિચાર કરનાર ગુરૂ જોઈએ, અને વિચાર કરનાર આપણે થઇએ, એવુ ઈચ્છીએ છીએ કેવળ વિચારરૂપ દુધમા નહી પણ ગુણમા પરાધીનતા છે, તો પછી સ્વાધીનતા કયાથી સભવે ? સદ્ગુરૂનું સ્થાન મન નથી પણ હૃદય છે અને સદ્ગુરૂની શાળા એ શાળા નથી, પણ ગુણનુ ઘર છે ઘણુતો ગુરૂ કહે તેમજ ચાલે છે-ગુણમા

માતાપિતાજ છે કારણ કે માતાપિતાએ કરેલો ઉપકાર તે પણ ગુરૂરૂપ માતા પિતાથી સમજાય છે, એટલુંજ નહિ પણ તે ઉપરાત મનુષ્યનું મુખ્ય સ્થાન શરીર નથી પરંતુ વિચાર છે પૃથ્વી પાણી, અગ્નિ, વાયુ વનસ્પતિ, જંતુ અને પશુ એ ઘણા શરીરમા જઇ વસેછે પરંતુ મનુષ્યનુ સ્થાન શરીર નથી પણ મન છે મનુષ્ય શબ્દનો અર્થજ **મનન** કરનારે-વિચાર કરનાર એવો થાય છે એ ટલા માટે જે વિદ્યા ગુરૂ શિષ્યને વિચાર કરતા નથી શીખવતા તે ગુરૂ નથી તેમજ જે માણસ વિચાર કરતા નહિ શીખ્યો તે માણસ નહિ, પણ પશુ રહ્યો

આના શરીરની સ્વતંત્રતાવાળા-સ્વાધીનતા વાળા માણસો ઘોડા-હાથી તો શુ પણ છેવટે સિંહને પણ તેમના પોતાના વિચાર બળથી પરાધીન કરી મુકે છે હજારો માણસ જેઓ વિચારના નિર્બળ હોય છે અને શરીરમા બળવાન્ હેય છે, તેઓ વિચાર નિર્બળ હોવાથી વિચારબળવાળાના આધીન તો શુ પણ ગુલામ થઇ રહેછે

તો વિદ્યાગુરૂ-વિચારગુરૂ-તત્વવેત્તાઓનુ કર્તવ્ય છે કે માણસ, જે તેમનુ વિચાર બાળક છે તેમને પ્રથમ હાથ, પછી આગળી ઝાલી વિચારરૂપી-મનરૂપી પોતાને પગે ચાલતા શીખવવા, નિરંતર પરાધીન ન રાખવા જેમ સુપિતા પોતાના પુત્રમા અધિક દ્રવ્ય પ્રાપ્ત કરવાની શક્તિને પ્રગટ થયેલી જોઈ આનંદ પામે છે, તેમ સુગુરૂએ પોતાના વિચારપુત્રને અધિક સમજુ જોઇ જોઇ રાજી થવુ જોઇએ એમ ન કહેવુ જોઇએ કે શુ તુ મારા કરતા વધારે સમજુ થઇ આવ્યો ? પરંતુ વધારે સમજનાર-શિષ્યરૂપ પુત્રને જોઇ સુપિતાની પેઠે હર્ષિત થવુ જોઇએ

મારે અત્યારે કહેવુ જોઈએ કે શરીરના માતાપિતા તો પોતાની

ફરજ હાય કંઇક બજાવે છે પરતુ વિશેષ ઉપકારી એના વિશેષ ઉચ્ચા દરજ્જાના એવા માતાપિતા, અમને વધારે વિચારવાન્ બનાવવા પુસ્તકો ભણાવે છે, પરતુ વિચાર કરતા શીખવતા નથી

તેઓ જેમ નર્સ શીશીગબોટલમાથી દુધ પીવડાવે છે તેમ અમારા જેવા વિચાર બાળકોને પુસ્તકરૂપી શીશીગ બોટલમાથી બીજાના વિચારો પાય છે-સમજાવે છે વળી કોઈ એક નર્સ જેમ પોતાના દુધનુ સ્તનપાન કરાવેછે, તેમ કોઇ એકજ વિદ્વાન્ પોતાનાજ વિચારરૂપ દુધ પાઇ અમને કુદરતી દુધના વિચારરૂપી દુધ પાઇ બળવાન કર છે, પરતુ જેમ શીશીગ બોટલમાથી દુધ પાનારી નર્સો કરતાં, પોતાનુ દુધ પાનારી નર્સો જુજ હોય છે તેમ મનોનર્સરૂપી વિદ્વાન્ તો તેટલા પણ નથી લાખો તો શુ પણ કરોડો વિદ્વાનો માંથી પણ એક ભાગ્યે પોતાના વિચાર-તત્ત્વો રૂપી દુધ પાઈ પોતા નાથી વધારે પુષ્ટ બાળકને કરતુ હોય

આને લીધે આપણી દુનિયામા તેમા પણ આ હિદુસ્તાનમાં પોતેજ વિચાર કરનાર વિદ્વાનો, પ્રભાવિક ગુરૂનિના કયાથી પ્રાપ્ત થાય ? સઘળા બીજાના વિચારરૂપી દુધ પીનારા બાળકો છે પોતાના વિચાર કોઈ કરતુંજ નથી

કોઈ પુસ્તકો વાચી વાચી એટલે પુસ્તકો રૂપી કેડપર બેસી બેસી ફરનારા ખગાવિદ્વાનો નથી, પણ માની કેડમાં બેસી ફરનાર બાળકો છે આવા તે શુ પડિત નામને યોગ્ય છે ? આમ મૂળ વિચાર કરનાર ગુરૂ જોઈએ, અને વિચાર કરનાર આપણે થઇએ, એવુ ઇચ્છીએ છીએ કેવળ વિચારરૂપ દુધમા નહી પણ ગુણમા પરાધીનતા છે, તો પછી સ્વાધીનતા કયાંથી સભવે ? સદ્‌ગુરૂનું સ્થાન મન નથી પણ હૃદય છે અને સદ્‌ગુરૂની શાળા એ શાળા નથી, પણ ગુણનુ ઘર છે ઘણાતો ગુરૂ કહે તેમજ ચાલે છે-ગુણમા

પરાધીન છે પોતાના ગુણરૂપ પગવડે તેઓથી ટટાર ઉભા રહેવાનું નથી.

સદ્‌ગુરૂએ આપણને પગે ચાલતા શીખવવું જોઈએ જેમ બાપ પોતાના પુત્રને પોતાના જેવો કરે છે કે જેથી તે પુત્ર તેના સમાન સ્વાધીન થયા પછી પોતે પિતા થાય-પિતા જેવો થાય એ ટલે પોતે પણ પુત્રનો બાપ થાય અહી પૌત્રને જોઈ પિતા વધારે રાજી થાય છે પરતુ ગુરૂતો પોતાના જેવા કરતા નથી અને પોતેજ સ । ગુરૂ બની રહે છે

આજ પ્રકારે રાજા એ પિતા છે અને પ્રજા એ પુત્ર છે તો રાજાએ પ્રજાને-રાજા બનાવવી જોઇએ જો તે એમ નહી કરેતો તેના છોકરાના-તેમની પ્રજાના રાજ્યરૂપી પગ ઘસાઇ જશે-રાજ્યદ્વારી પગ ઘસાઈ જશે પરતુ રાજા પ્રજા રાજ્ય કરવા સમર્થ થતી જોઇ ખુશી ન થાય તો તે રાજા એ રાજા નથી-પણ આપખુદ-જુલ્મી પોતાના પુત્રની ઈર્ષ્યા કરનાર હોઇ તે કુરાજા છે તેમ જે રાજાએ શીખવ્યુ તેનો ઉપકાર આ જન્મ તો શુ પણ જન્મો જન્મ ન ભૂલવો જોઇએ

## ઉપસહાર.

| | |
|---|---|
| શરીર પિતાએ-શરીર સમાન<br>વિચાર પિતાએ-વિચાર સમાન<br>સદ્‌ગુરૂ પિતાએ-સદ્‌ગુરૂ સમાન | પુત્રોને<br>કરવા<br>જોઇએ |

આજ પ્રમાણે સઘળી કળામા થતુ ઘટે એટલુજ નહી, પણ પોતાથી અધિક બળવાન્ શરીરવાળા વિચાર બળવાળા અધિક ગુણવાળા બનાવવા જોઇએ કારણ કે—

### सर्वतो जयमाकांक्षेत्पुत्रात्शिष्यात् पराजय

સર્વ કોઇનો જય કરવો-પરતુ પુત્રને અને શિષ્યને તો એવા કરવા કે આપણે તેનાથી હારી જઇએ

જેમ પુત્ર સ્વાધીન થતા પિતા વાનપ્રસ્થ ( retired ) થાયછે, જેમ શિષ્ય સ્વાધીન થતાં ગુરૂ વાનપ્રસ્થ થાય છે, જેમ પ્રજા સ્વરાજ્ય ચલવે છે કે રાજા રીટાયર્ડ-વાનપ્રસ્થ થાયછે, તેમ મનુષ્ય સ્વાધીન થતા-અર્થાત્ ઇશ્વિર થતાં ઇશ્વિરે રીટાયર્ડ થઈ પરમેશ્વર થવા અન્ય વિશ્વનુ પ્રભુત્વ પ્રાપ્ત કરવા જવુ જોઈએ સ્વાધીન કરનાર નિરતર સ્વાધીન થતો જાયછે, પરાધીન રાખનાર વિશેષ પરાધીનતામાં ઉતરી પડેછે

# યુરોપી વિશાળમતિમાંથી લેવા યોગ્ય શિક્ષણ.

(યૂરોપની બીજી મુસાફરીમાથી શુ શુ પ્રાપ્ત કર્યું તેનો અનુભવ અને તેમાથી આપણે લેવાનો સાર, તે સબંધી પંડિત લાલને માગરોળ સભામા શ્રી મુબાઇ માગરોળ સભા તરફથી પોતાનુ પાચમુ વ્યાખ્યાન શેઠ પ્રેમચદ મેનાભાઇના પ્રમુખપણા નીચે આપ્યુ હતું સ્ત્રીઓને માટે પણ ગોઠવણ રાખવામા આવી હતી )

વ્યાખ્યાનની શરૂઆત પહેલા પંડિત લાલને જણાવ્યુ કે કેટલાક ઉત્સાહી બંધુઓ તરફથી એવી માગણી કરવામા આવી છે કે જે જે મુદ્દાઓ ભાષણમા જાહેર કરો, તે તે મુદ્દાઓ પાસના આકારમા એક વર્ગ કાઢી શીખવો તો બહુ સારૂ, તો તેમા દાખલ થવા ઇચ્છીએ છીએ

આ દરખાસ્તને લાલને અનુમોદન આપ્યુ હતુ અને આવતી સભામાં જે બાંધવોને તેમા દાખલ થવુ હોય તેના નામ લખવામા આવશે, એવુ જણાવવામા આવ્યુ હતુ

આપણી સાસારિક અને પારમાર્થીક સ્થિતિ પરસ્પર સહાયક

થઇ આપણી સમગ્ર અભિવૃદ્ધિ કેમ થાય તે સબધી જે જે વિચારો મારા બધાયા છે, તે આપની સમક્ષ રજુ કરવામા આવશે આપ તેઓના પર ઉહાપોહ કરી નિર્ણય થયા પછી મૂળ હેતુને વળગી દેશ કાળ પ્રમાણે અનુકૂળ પ્રવૃત્તિ કરશો તો ખચીત તમને અપૂર્વ લાભ થશે એમ લાલન તરફથી જણાવવામા આવ્યુ હતું

પૂર્વની સભામા જણાવ્યા પ્રમાણે બાકી રહી ગયેલા પ્રશ્નોના લખાઈ આવેલા પ્રશ્નોના ઉત્તર આપતા લાલને જણા યુ હતુ કે કોઇ પણ સભા કે સમાજનો મૂળ ઉદ્દેશ તેની ભાવના ઉપર હોય છે. તે ઉદ્દેશ એક કે બે દિવસમા સિદ્ધ થતો નથી છતા તે ઉદ્દેશની પ્રવૃત્તિમાં આપણી ક્રિયા કેટલે અશે આવી છે અને હવે કેટલું ચ ડવાનું છે, તે નક્કી જણાઇ આવે તો તે સભામા દાખલ થવામા લાભ છે એમ લાલન પોતાને માટે વિચાર રાખે છે ત્યાર પછી ભાષણનો મુખ્ય વિષય હાથ ધરવામા આવ્યો હતો

## વિષયનો પ્રારભ

નવા સુખની પ્રાપ્તિ કરવાને કોઇ પણ કોમની બગડેલી કે દુખી સ્થિતિ સુધારવાને તેમની સુખી સ્થિતિ કાયમ રાખવાને વિચારો કરવાની પ્રથમ આવશ્યકતા છે

ઉદાહરણ તરીકે માણસે પ્રથમ ત્રણ પ્રકારના વિચારો કર્યા ખાવાની ઇચ્છા ઉત્પન્ન થતા તેણે ખાવાના પદાર્થો મેળવવા માડયા, ખેતી વગેરેની શોધ તેથીજ ઉત્પન્ન થઇ ટાઢ તડકામાથી બચવાની ઇચ્છામાથી ઉત્પન્ન થએલ વિચારોએ ચામડા પછી ઝાડોની છાલ પહેરવાનું શોધવા માડ્યુ અને છેવટે ઉનના સુતરના અને રેશમના કપડા શોધાયા આશ્રય લેવાની ઇચ્છામાથી ઉત્પન્ન થએલ વિચારે પ્રથમ પર્ણકુટી, પછી મઢુલી પછી ઝુપડી, પછી ઝુપડું, પછી ઘર બગલા અને મેહેલ ઉત્તરોત્તર બનાવ્યા એટલે કે પહેલે જે

બનાવ્યા તેથી વિશેષ વિશેષ સગવડવાળા આશ્રયો બનાવ્યા, અને હવે હવામાં રહેવાના વિમાનો પણ બનાવવાની તૈયારીઓ યૂરોપ, અમેરિકામા જોશભેર ચાલી રહી છે

આ ત્રણે પ્રકારના દષ્ટાત ઉપરથી જણાશે કે માણસે પ્રથમ વિચાર કર્યો પછી તે વિચાર જેમ જેમ ચડતો ગયો, તેમ તેમ તેના ખાવાના પદાર્થોમા, ઓઢવાના વસ્ત્રોમા, અને રહેવાના સ્થાનોમા સુધારો, વધારો થતો ગયો છે અને હજી પણ સુધારો વધારો સુધરેલા દેશોમા અભિવર્ધક વિચારો વડે ચાલી રહ્યો છે

છવમા જ્ઞાન અનત છે, શક્તિ અનત છે, માટે એ જ્ઞાન વડે પ્રોગ્રેસીવ-Progressive (અભિવર્ધક) વિચારો કરીને અડચણો દૂ કરવી એટલુ જ નહિ પરતુ સુખાભિવૃદ્ધિ પણ કેમ થાય તેના વિચારો ખોળી કાઢના

આ ઉપરથી જણાશે કે વિચાર ચડતા આપણો ઉદ્દેશ ચડશે, આપણો ધમ ચડશે, આપણી કોમ ચડશે અને વિચાર પડતા સર્વે પડશે હાલ વિચાર છે ત્યા સ્થિર રહ્યા, તો તે સ્થિતિમા સ્થિર રહેવાશે માટે અભિવૃદ્ધિના ઇચ્છક દેશે વિચારો કરવાની કળા પ્રાપ્ત કરવી એ પ્રથમ જરૂરુ છે

જેમ પૂવકાળમા આપણા પૂર્વજો વિચાર કરતા હતા અને દેશમાં ધમમા, કળા ઉદ્યોગમા નાના પ્રકારની અભિવૃદ્ધિ કરતા હતા, તેમ પશ્ચિમની દુનિયા એવો ખ્યાલ આપે છે કે વિચારોવડે આપણે પોતાની અભિવૃદ્ધિ કરી શકીએ છીએ

માત્ર કોલરની અદર પોતાનુ બટન નાખતા એક જણને બહુ મહેનત પડતી હતી તેથી તેણે એક સાધારણ હુક (hook) શોધી કાઢયો, આથી તે માણસે પોતાનો ટાઇમ બચાવ્યો, ત્યાના હજારો લોકોનો ટાઇમ બચાવ્યો, અને પોતે કરેલી શોધને માટે પેટટ મે

થઇ આપણી સમસ્ત અભિવૃદ્ધિ કેમ થાય તે સબંધી જે જે વિચારો મારા બંધાયા છે, તે આપની સમક્ષ રજુ કરવામાં આવશે આપ તેઓના પર ઉહાપોહ કરી નિર્ણય થયા પછી મૂળ હેતુને વળગી દેશ કાળ પ્રમાણે અનુકૂળ પ્રવૃત્તિ કરશો તો ખચીત તમને અપૂર્વ લાભ થશે એમ લાલન તરફથી જણાવવામાં આવ્યું હતું

પૂર્વેની સભામાં જણાવ્યા પ્રમાણે બાકી રહી ગયેલા પ્રશ્નોના લખાઈ આવેલા પ્રશ્નોના ઉત્તર આપતાં લાલને જણાવ્યું હતું કે કોઇ પણ સભા કે સમાજનો મૂળ ઉદ્દેશ તેની ભાવના ઉપર હોય છે તે ઉદ્દેશ એક કે બે દિવસમાં સિદ્ધ થતો નથી પણ તે ઉદ્દેશની પ્રવૃત્તિમાં આપણી ક્રિયા કેટલે અંશે આવી છે અને હવે કેટલું ચલાવાનું છે, તે નક્કી જણાઇ આવે તો તે સભામાં દાખલ થવામાં લાભ છે એમ લાલન પોતાને માટે વિચાર રાખે છે ત્યાર પછી ભાષણનો મુખ્ય વિષય હાથ ધરવામાં આવ્યો હતો

## વિષયનો પ્રારંભ.

નવા સુખની પ્રાપ્તિ કરવાને, કોઇ પણ કોમની બગડેલી કે દુખી સ્થિતિ સુધારવાને તેમની સુખી સ્થિતિ કાયમ રાખવાને વિચારો કરવાની પ્રથમ આવશ્યક્તા છે,

ઉદાહરણ તરીકે માણસે પ્રથમ ત્રણ પ્રકારના વિચારો કર્યા ખાવાની ઇચ્છા ઉત્પન્ન થતાં તેણે ખાવાના પદાર્થો મેળવવા માંડ્યા ખેતી વગેરેની શોધ તેથીજ ઉત્પન્ન થઇ ટાઢ તાપથી બચવાની ઇચ્છામાંથી ઉત્પન્ન થએલા વિચારોએ ચામડાં પછી ઝાડોની છાલ પહેરવાનું શોધવા માંડ્યું અને છેવટે ઉનના સુતરના અને રેશમના કપડાં શોધાયા આશ્રય લેવાની ઇચ્છામાંથી ઉત્પન્ન થએલ વિચારે પ્રથમ પર્ણકુટી પછી મઢુલી, પછી ઝુંપડી, પછી ઝુંપડું, પછી ઘર બંગલા અને મેહેલ, ઉત્તરોત્તર બનાવ્યા એટલે કે પહેલે જે

આપણો દેશ હાલ મોટે ભાગે વિચાર શૂન્ય થઇ ગયો છે એટલુ જ નહિ પણ પૂર્વે કરેલા આ દેશના મહાન્ પંડિતોના વિચારોને પણ આપણે ખોવા માડ્યા છે હાલ પાશ્ચાત્ય દેશ વિચાર કરતો આગળ વધ્યો જાય છે, છતા વિચાર કરવાની ટેવ આપણે ગ્રહણ કરતા નથી, એ આપણી પડતીનું મુખ્ય કારણ છે એ કારણને દૂર કરવાનો વિચાર કરવો અને પછી દેશની ચડતીના વિચારો પણ કરતા જવા જોઇએ

## આપણી હાલ ચાલતી પ્રવૃતિઓ કેવી છે !

કોઇ પ્રણ સમજુ માણસ એમ નહિ કહેશે કે આપણુ તે સર્વસ્વ ખરાબ અને પશ્ચિમ દેશનુ તે સર્વસ્વ સારૂં જે બીજાનું જોઇ મોહ ન પામતા હોય, પણ જેઓને જ્ઞાનવડે નાના પ્રકારના ચડતીના વિચારો સુઝતા હોય, તેના માણસો પૂર્વે પશ્ચિમની પ્રવૃતિઓમા સારૂં જોઇ શકે તે તથાપિ વિચાર શૂન્ય થવાથી કે હેતુ વિનાની પ્રવૃતિથી શુ બને છે તેને માટે એક બે ઉદાહરણ અત્રે આપીશ

ગુજરાતના લંડન (અમદાવાદ) તરફ લાલન ગયો હતો જેમ આખી દુનિયાનું મુખ્ય નગર લડન છે, તેમ જૈનોમા કોનઝરવેટીવ (સ્થિતિ ચુસ્ત) લોકોનું મુખ્ય નગર આ જણાય છે, આમાં બધા જુની પ્રવૃત્તિવાળા છે અને તેઓ દેશ કાળને અનુસાર ફેરફાર ભીજ કરતા એમ કહેવાય. એમત હેતુ નથી હેતુને ભૂલી જતાં પ્રવૃત્તિ કોઈ વખતે કેવી થાય છે, તેના અનેક દૃષ્ટાંતોમાંથી એક બેની અગત્ય જણાય છે

આપણા જૈન લોકમાં સત્તર ભેદી પૂજા ભણાય છે ત્યારે કેટલાક લોકો અઢારમી પૂજા એટલે પૂજા પછી જમણ કરે છે કેટલાક નહિ પણ ઘણાક ઓ પણ જેનામા આવેલા છે કે સત્તર પ્રકારની

જાવવા પામ્યો. આ બધુ શાથી થયુ ? વિચાર કરવાથી બ ધુઓ ! એ વાત ખાસ અગત્યની છે કે કોલરને બટન લગાડવાથી કઠિણતાને લઈને કટાળી તેને ફેકી ન દીધો પરતુ વિચાર કર્યો તેમ દુ ખથી-કષ્ટથી હારી ન જતા દુ ખને-કષ્ટને હઠાવવાનો પ્રથમ વિચાર કરતા શીખવુ અગત્યનું છે

## નાશ પામેલી વસ્તુને ફરીથી ઉત્પન્ન કરવાની શક્તિ વિચારમા છે

વિચારનુ આયુષ્ય વસ્તુના આયુષ્યથી વધારે હોવાથી, વિચારવડે તે વસ્તુ પ્રાપ્ત ફરીથી કરી શકાય છે

જેમ ચિકાગો નગર અમેરિકામા અને લડન ઇગ્લાંડમા મોટા આગમા બળી ગયા હતા પરતુ લોકોના મનમાં તે કાયમ હતા તેથી, તેજ સ્થળે આજે બળી ગયેલા ચિકાગો અને લડન ફરીથી બિરાજી રહ્યા છે

લાલન એક આનાની ટોપી પહેરતો હતો, તે ટોપી ફાટી જવાથી ત્રણ આનાવાળી તેમાથી દશ આનાવાળી તેમાથી રૂપિયા વાળી તેમાથી બે રૂપિયાની પાઘડી તેમાથી હાલ સાડાચાર રૂપિયાની અને હવે તેનાથી પણ વિશેષ પહેરશે એ બધુ વિચાર કરવાની અભિવૃદ્ધિનુ કારણ છે જેમ મહિને ચાર આના પછી આઠ રૂપિયા પછી સાડા નવ રૂપિયા પછી પચીશ પચાશ, પોણોસો, સવાસો રૂપિયા વિચાર અભિવૃદ્ધિથી લાલન કમાય છે તેમ જગતના માણસો તેને માટે નાના પ્રકારનાં અન વસ્ત્ર સ્થાન વાહન પણ શોધવાના વિચાર કરી રહ્યા છે આ ઉપરથી આપણી વ્યવહાર ઉન્નતિના કારણોનો પાયો વિચાર કરવો એ છે તેજ પ્રકારે ધર્મના અ ય માર્ગો આપણે જોઇએ છીએ તે પણ સાધુ પુરૂષોના વિચારોમાથી ઉદ્ભવ્યા છે

આપણો દેશ હાલ મોટે ભાગે વિચાર શૂન્ય થઇ ગયો છે એટલુંજ નહિ પણ પૂર્વે કરેલા આ દેશના મહાન્ પંડિતોના વિચારોને પણ આપણે ખોવા માન્યા છે હાલ પાશ્ચાત્ય દેશ વિચાર કરતો આગળ વધ્યો જાય છે, છતા વિચાર કરવાની ટેવ આપણે ગ્રહણ કરતા નથી, એ આપણી પડતીનું મુખ્ય કારણ છે એ કારણને દૂર કરવાનો વિચાર કરવો અને પછી દેશની ચડતીના વિચારો પણ કરતા જવા જોઇએ

## આપણી હાલ ચાલતી પ્રવૃતિઓ કેવી છે !

કોઇ પણ સમજુ માણસ એમ નહિ કહેશે કે આપણુ તે સર્વસ્વ ખરાબ અને પશ્ચિમ દેશનુ તે સર્વસ્વ સારૂં જે બીજાનું જોઇ મોહ ન પામતા હોય, પણ જેઓને જ્ઞાનવડે નાના પ્રકારના ચડતીના વિચારો સુઝતા હોય, તેવા માણસો પૂર્વ પશ્ચિમની પ્રવૃતિઓમા સારૂં જોઇ શકે ? તથાપિ વિચાર શૂન્ય થવાથી કે હેતુ વિનાની પ્રવૃતિથી શું બને છે તેને માટે એક બે ઉદાહરણ અત્રે આપીશ

ગુજરાતના લંડન (અમદાવાદ) તરફ લાલન ગયો હતો જેમ આખી દુનિયાનું મુખ્ય નગર લંડન છે, તેમ જૈનોમાં કોનઝરવેટીવ (સ્થિતિ સુરત) લોકોનુ મુખ્ય નગર આ જણાય છે, આમા બધા જુની પ્રવૃત્તિવાળા છે અને તેઓ દેશ કાળને અનુસાર ફેરફાર નથીજ કરતા એમ કહેવાનો એકાંત હેતુ નથી હેતુને ભૂલી જતાં પ્રવૃત્તિ કોઈ વખતે કેવી થાય છે, તેના અનેક દૃષ્ટાંતોમાથી એક બેની અગત્ય જણાય છે

આપણા જૈન લોકમા સત્તર ભેદી પૂજા ભણાય છે ત્યારે કેટલાક લોકો અઢારમી પૂજા એટલે પૂજા પછી જમણ કરે છે કેટલાક નહિ પણ ઘણાક એમ પણ જોવામા આવેલા છે કે સત્તર પ્રકારની

જોયા છે, પણ વિવાદમાથી-વિખવાદમાથી વેર વધવા સિવાય બીજો અત આ યે નથી તેનુ કારણુ માન એટલુંજ કે તેઓ એક નયે જોનારા છે પણ જૈનદર્શન તેવુ નથી તે સાગર છે, તેથી સાગરમાં જેમ નદીઓ વહે તેવી રીતે બધા દર્શનરૂપી નદીઓ જૂદે જૂદે માર્ગે થઈ સાગરમાં મળેછે તેમ જૈનદર્શન કહે છે કે બધાઓ આવો! બધાને માટે અમારે ત્યા આશ્રયસ્થાન છે ' બધી બાજુ જોવાની શક્તિ જૈનદર્શનની છે આપણામા તત્ત્વજ્ઞાનીઓની ખોટ છે શાસ્ત્રમાં બધુ છે, દોલત આપણને મળી છે, પણ તેનો ઉપયોગ કરવા કરે છે આપણે તે સમજતા નથી સાત નયનુ જ્ઞાન મેળવવાને વ્યાકરણ અને ન્યાય શીખવુ જોઇએ પણ તેમાં એકલી ગોખણપટ્ટીની પદ્ધતિ-ચાલે અને વીશ વરસે તેનુ કાંઇક જ્ઞાન થાય તેથી એ પદ્ધતિ હાલ આપણને જોઇએ તેવી લાભકારક નથી તેમજ હવેની પ્રજા ખામોશવાળી છે, તેથી તેને સુધરેલી પદ્ધતિની જરૂર છે, તેમાં બધા દર્શનના તત્વોની નયની અપેક્ષાથી ખૂબી જાણી લેવી પણ પોતાનુ પકડીને વિખવાદમા ઉતરવુ નહિ, કારણ તેથી વિરોધ ઓછો કરી શકાયો નથી પણ વિવાદથી ઉનરો વધ્યો છે નયની અપેક્ષાથી બધાની સત્યતા જોઇ લેવી, એ પ્રમાણેની શિક્ષણ પદ્ધતિ જોઇએ

---

## જૈનધર્મ સાથે આપણો સંબંધ

આજનો વિષય કેવો છે તે ઉપર આવતા જણાવીશ કે આપણી સ્થિતિ કેવી છે તે જ્યારે આ વિષયને છેડે આવીશુ ત્યારે જણાશે

જૈન એસોસીએશન ઓફ ઇન્ડિયાને અઢાર વર્ષ થયા પાઠશાળાઓ, બનારસ પાઠશાળા કોનફરન્સ વગેરે સ્થપાયાંને ચાલુ થયા અને યશોવિજય પાઠશાળાથી તો મને એવી આશા ઉત્પન્ન થઇ હતી કે આપણે હવે યશોવિજયજી જેવા ઘણા યશોવિજયજી બનાવીશુ

જિનેશ્વર હવે તેજ થયા કે જેણે સર્વ શત્રુને જીત્યા છે! કર્મને પણ જીત્યા છે! આપણે ત્યારે કર્મને પણ જીતનાર થવું જોઇએ, જૈનને તો આત્મબળની ખબર હોવીજ જોઇએ

## ઈશ્વર સાથે વાત

એક અંગ્રેજ ગ્રંથકાર કહે છે કે આગળના વખતમાં લોકો ઈશ્વર સાથે વાત કરતા હતા અને હાલ આપણે તેઓના હાડકા સુંઘીએ છીએ એ હાડકા સુંઘવાનું કામ પણ સારૂં છે કેમકે તે હાડકાં પણ કહે છે કે તમે પણ ઈશ્વર સાથે વાત કરી શકશો ત્યારે શા માટે તેઓને સુંઘીને ઈશ્વર સાથે વાત કરવાની શક્તિ નહિ મેળવવી? અનંત ગુણાનુબંધી આત્મા કોની પાસે નથી? દરેક પાસે છે, અને તે સાથે સાધનો પણ છે શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે આજ આ પંચમ કાળમાં ઈશ્વર જ્ઞાન મેળવી શકયા છે, તો આપણે પણ કેમ નહિ મેળવી શકીએ ભેદ ભાવ ન રાખતા સર્વને પોતાના જેવા કરવા ઇચ્છનાર ઈશ્વર બનાવે છે તે માટે આત્માને ઓળખો **વીર** ભગવાન્ પોતાના સાથી મોટા શિષ્યને મોક્ષ આપી શકયા ન હતા પણ તેમને પોતાનો આત્મા ઓળખતા મોક્ષ તરતજ પ્રાપ્ત થયું એ માટે પુસ્તક કે બીજી વસ્તુપર આધાર રાખી બેસી ન રહો ને પુસ્તકના અભ્યાસ કરતા મૂળ સાધનને શોધી કાઢો ને તે સાધન તમે પ્રાપ્ત કરો, ત્યારે તમે પણ ઈશ્વરની સાથે વાત કરી શકશો હાલ આપણે જૈનધર્મ સાથે કેવો સબંધ છે તે આ ઉપરથી જણાશે

## વ્રતથી થતા ફાયદા

વ્રત લેવાથી ઘણા ફાયદા થાય છે એક બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનાર એક ઈંદ્રિયના વિષયનો ત્યાગ કરે છે, પણ તેથી તે સ્ત્રીનો ત્યાગ કરી, આખી દુનિયાની સ્ત્રીઓને બ્હેન માફક ગણે છે આથી તે અર્ધા સંસારથી મુક્ત થાય છે સ્ત્રીથી મુક્ત થતા તે બીજી ઇંદ્રિયોના સુખ તરફ પણ લક્ષ ન આપતા તે-

પણ ઠેકાણે નથી તે સગનડો પૂજાને માટે કરવામાં આવી હતી મુખ્ય પૂજા હતી ને સાથે સાથે નહાવાનું હતું પણ હમણાં કોઈને પૂછીશુ કે કયા ગયો હતો? તો કહેશે કે **નહાવા ગયો હતો.** આપણે આપણી ધર્મ પુષ્ટિ એ રીતે વધારતા નથી પણ ઘગડીએ છીએ આપણો હાનનો સબધ આવો છે તેમાં સુધારો થવો જોઈએ અને ધર્મ મુખ્ય થવો જોઇએ **લીંગાયતો કોણ છે!** લીંગાયતો કોણ છે તે તમે જાણો છો? અગીઆરમે વર્ષ પૂર્વે પાડય રાજાના વશમા કુબ્જ પાડય નામે રાજા તે વશનો છેલ્લો રાજા થયો થયો તે દક્ષીણ દેશમા જૈનધર્મી રાજા રાજ્ય કરતો હતો તેને અમુક દર્દ થતા તે કોઇ મટાડી શક્યુ નહિ પણ એક શિવ ધર્મીએ તે મટાડયુ આથી તેણે સર્વ જૈન દેરાસરોનો નાશ કરી તેની જગ્યાએ શિવાલયો બાંધના હુકમ કર્યો ન પોતાની પ્રજાને શૈવ ધર્મ અંગીકાર કરા યો દક્ષિણમા રહેતા લીંગાયતો અસલ જૈન હતા, હજી પણ તેઓ ઘણા જૈનના આચાર પાળે છે, તેઓ પોતે અગાઉ જૈન હોવાનું કબુલે છે, આ રાજાને ધર્મ વહાલો હતો કે દેહ સારૂં થવાનું વહાલુ હતું? શુ આપણામા વૈદક શાસ્ત્ર નથી? વૈદ્ય પ્રભુરામ જીવણરામ જેવાએ સારગધર જેવા વૈદ્યકથનો અભ્યાસ કરેલો. તે સારગધર કોણ હતો! તે જૈન હતો ગોરજીઓ તમારા વૈદકજ્ઞાનને ટકાવી રહ્યા છે શુ તેઓ વૈદ્યકના ધધા કરતા કરતા જૈન ધર્મની રક્ષા કરતા નથી? તેઓએ ઘણુ કર્યું છે અને હજી કરી શકશે આપણને જે જિનેશ્વરે નહિ કરવા કહ્યું છે તેને જોર આપીએ છીએ આપણે આપણા 'હું' આત્માને જોર આપવાને બદલે કર્મને પ્રધાન પદ આપી કહીએ છીએ કે શુ કરીએ? કર્મની ગતિ! પણ શા માટે કર્મનુ એટલુ બધુ જોર માનોછો? શામાટે તમો તમારા પુરૂષ ભાગને સર્વ શક્તિમાન માનતા નથી? શા માટે વીર પ્રભુના શત્રુને તમે સમર્થ પદ આપો છો? જે પ્રભુના શત્રુઓ તે આપણા પણ શત્રુઓ પ્રભુ આપણા સેનાપતિ છે આપણે એના સૈનિકો છીએ

જિનેશ્વર હવે તેજ થયા કે જેણે સર્વ શત્રુને જીત્યા છે । કર્મને પણ જીત્યા છે । આપણે ત્યારે કર્મને પણ જીતનાર થવુ જોઇએ, જૈનને તો આત્મબળની ખબર હોનીજ જોઇએ

### ઈશ્વર સાથે વાત

એક અગ્રેજ ગ્રથકાર કહે છે કે આગળના વખતમા લોકો ઈશ્વર સાથે વાત કરતા હતા અને હાલ આપણે તેઓના હાડકા ચુથીએ છીએ એ હડકા ચુથવાનુ કામ પણ સારૂ છે કેમકે તે હાડકાં પણ કહે છે કે તમે પણ ઈશ્વર સાથે વાત કરી શકશો ત્યારે શા માટે તેઓને ચુથીને ઈશ્વર સાથે વાત કરવાની શક્તિ નહિ મેળવવી ? અનત ગુણાનુબધી આત્મા કોની પાસે નથી ? દરેક પાસે છે, અને તે સાથે સાધનો પણ છે, શ્રીમદ્ હેમચદ્રાચાર્યે આજ આ પચમ કાળમા ઈશ્વર રાન મેળવી શકયા છે, તો આપણે પણ કેમ નહિ મેળવી શકીએ ભેદ ભાવ ન રાખતા સવને પોતાના જેવા કરવા ઇચ્છનાર ઈશ્વર ધરાવે છે તે માટે આત્માને ઓળખો, **વીર** ભગવાન્ પોતાના સૌથી મોટા શિષ્યને મોક્ષ આપી શકયા ન હતા પણ તેમને પોતાનો આત્મા ઓળખતા મોક્ષ ત તજ પ્રાપ્ત થયુ એ માટે પુસ્તક કે બીજી વસ્તુપર આધાર રાખી બેસી ન રહો ને પુસ્તકના અસલ કરતા મૂળ સાધનને શોધી કાઢો ને તે સાધન તમે પ્રાપ્ત કરો, ત્યારે તમે પણ ઈશ્વર-ની-સાથે વાત કરી, શકશો હાલ આપણે જૈનધર્મ સાથે કેવો સબધ છે તે આ ઉપરથી જણાશે

### વ્રતથી થતા ફાયદા

વ્રત લેવાથી ઘણા ફાયદા થાય છે એક બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનાર એક ઈંદ્રિયના વિષયો ત્યાગ કરે છે, પણ તેથી તે સ્ત્રીનો ત્યાગ કરી, આખી દુનિયાની સ્ત્રીઓને બ્હેન માફક ગણે છે આથી તે અર્ધા સસારથી મુક્ત થાયછે સ્ત્રીથી મુક્ત થતા તે બીજી ઇંદ્રિયોના સુખ તરફ પણ લક્ષ ન આપતા

તો તે ધર્મ જૈન ધર્મ છે આવા ઉત્તમમાં ઉત્તમ ધર્મના અનુયાયિ એોને લાજમ છે કે તેઓએ ઉપદેશકો રાખી દયાનો સિદ્ધાંત અન્ય માણસોને સમજાવવો પ્રાણીઓ પ્રત્યે દયા રાખી સર્વમાં સમાન ભાવથી પ્રેમ ઉત્પન્ન કરવો, એ આપણું જૈનોનુ કર્ત્તવ્ય છે બુદ્ધ અને ક્રાઇસ્ટના કરતા પણ તીર્થંકર ભગવાનનો ધર્મ દુનિયામા ફેલાય તો દયા ફેલાશે જુનાગઢવાળા મી લાભશંકર પોતે જૈન નથી પણ બ્રાહ્મણ ધર્મમા ઉત્પન્ન થઇ છ્વ દયાનો ઉપદેશ આપવા પાછળ જીંદગી વ્યતીત કરે છે એ ઉપરથી જૈનોએ શિખવુ જોઈએ ગુજરાતી બીજી ચોપડીમા દેડકાને છોકરાની વાત છે તેમા છોકરા પથ્થર નાખી ગમત કરે છે પણ દેડકાના પ્રાણ જાય છે કચ્છ જામ નગર તથા સુરત તરફ બેલગાડી દોડાવનારાઓ પોતાના મોજની ખાતર બળદોને આર ભોકી ગાડીઓ દોડાવે છે, પણ તેથી બળદોને લોહી નીકળે છે તેનો વિચાર થતો હોય તો આવા મુગા પ્રાણીઓ તરફ આવી નિર્દયતા વપરાય નહી આપણે ખ્યાલ કરવો જોઇએ કે આપણેજ જો બળદ હોઈએ તો શુ થાય ? પાંજરાપોળોમા બેદરકારીથી ઘણા છ્વો મરે છે હું ઇંગ્લંડમા હતો ત્યારે એક બાઇએ મને કહ્યુ હતુ કે હિંદીમાના તેઓના છોકરાઓને બેદરકારીથી મારી નાખે છે માતાનો પ્રેમ કેવો નિર્મળ છે પણ માતાઓ અભણ હોવાથી પોતાના બચ્ચાની જોઇએ તેવી માવજત લેઇ શકતી નથી ને તેથી બાળકો મરી જાય છે જૈનોનુ હૃદય દયાર્દ્ર છે પણ યોજનાની ખામીને લીધે પાંજરાપોળમા જાનવરો સચવાતા નથી માટે વાસ્તવિક રક્ષણ કેમ થઈ શકે તે બતાવવુ જરૂરનુ છે દયા પ્રાધાન્ય આ દેશના મુંબાઇ આદી શહેરોમા કુતરાઓને ઝેર આપી મારી નાખવામા આવે છે પણ માંસાહારી અમેરીકાના મુલકમા તેમ થતુ નથી હું ત્યા હતો ત્યારે તપાસ કરતા મને જણાયુ હતું કે અમેરીકામા ' દયાવિશિષ્ટ ' મંડળી છે, જે મંડળીના સભ્યો ક્રાયેલા

કુતરાઓને શોધી તેમને નવરાવે છે, દવા ચોપડે છે ને તે સારા કરી ઉપયોગી બનાવે છે અને આવા કુતરાઓને આ મંડળી તરફથી વેચવામા આવે છે પ્રાણીઓ નકામા છે એવો વિચાર ન રાખતા તે પ્રાણી માણસ જાતને મદદ કરનારા છે એમ ગણી આપણને ઉપયોગી થઈ પડે તેવાં બનાવવા યત્ન કરવો જોઇએ પરદેશથી આવતી મીણબત્તીઓમાં પ્રાણીઓની ચરબી હોય છે અને તે વાપરવાથી પ્રાણીઓના વધને આપણે ઉત્તેજન આપીએ છીએ માટે તે ન વાપરતા શુદ્ધ વનસ્પતની બનેલી મીણબત્તીઓ જે આપણા જૈન બંધુ મોતીલાલ ફુલચંદ બનાવે છે તે વાપરવી યોગ્ય છે પરદેશી ખાંડને સાફ કરવાના કામમા બળદનુ લોહી વપરાય છે અને આવા લોહીથી સાફ કરેલ ખાંડ આપણે જમણમા વાપરીએ છીએ માટે આવી ખાંડ ન વાપરતા દેશી ખાંડ વાપરવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ, જ્ઞાન પુરક દયાનો ફેલાવો કરવાથી વધુ ફાયદો થાય છે ને તેમાથી કદી પાછા હઠાતું નથી આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો

## પુસ્તક ભંડાર

આ દરખાસ્તને ટેકો આપતા મી ફતેહચંદ કપુરચંદ લાલને જણાવ્યું કે આપણે કેમીસ્ટ્રી શીખતા ત્યારે કોહીનુરને પ્રકાશનો પવન જાણતાં આ કોહીનુર કૃષ્ણ, અર્જુન, નાદીરશાહ પાસે થઇ હાલમા મહારાજાધિરાજ સાતમા એડવર્ડના તાજમા શોભી રહ્યો છે આ કોહીનુરની કીમત રૂ ૩ કરોડની છે આના કરતા પણ વધુ કીમતી કોહીનુર માણસની બે આંખો છે કારણ કે આંખો ન હોત તો કોહીનુરની કીમત કોણ કરી શકત આ કોહીનુર કરતા આંખો ઉમદા કોહીનુર રત્નો છે, ને તે કરતા પણ પરમાત્માના વચનો જગતને શોભાવનાર ઉમદા હીરાઓ સમાન છે

આ વાણી પુસ્તકોમા ગુથાએલ છે અ

હોણ્ છે જ્ઞાન શુ છે એ જણાવેલ છે જો તમારે શરીર ઉત્તમ બનાવવુ હોય, શ્રેષ્ઠ પ્રકારનું વક્તૃત્વ-પ્રાણીએ સમજે તેવુ કરવુ હોય ને જ્ઞાન-દયા મેળવવા હોય તથા સઘળા પ્રાણીઓ તમારા તરફ અનુકંપાથી વર્તે તેવુ કરવુ હોય તો તે માત્ર પરમાત્માની વાણીથીજ થાય છે અને એ વાણી પુસ્તકોમાજ છે માટે પુસ્તકો સાચવી રાખવાની જરૂર છે ભૂત તથા ભવિષ્ય બન્ને કાળોનુ દર્શન પુસ્તકરૂપી આયનામા જોવાથી થાય છે આ પુસ્તકો આજ સુધી કથવા વાચતા હતા કુંભારના હાથમા તીરો આવવાનુ ચિત્ર મે મુબાઇમાં બતાવ્યુ હતું જે જોતા મુનિમહારાજશ્રી આત્મારામજીની આખમાથી આસુ પડ્યા હતા પુસ્તકોદ્ધાર કેવી રીતે થવો જોઇએ ? પહેલાં પુસ્તકો પથ્થરો ઉપર ઇટા ઉપર અને તામ્રપત્ર તથા તાડપત્ર ઉપર લખાતા હતા, તે પછી કાગળોપર લખાવા માંડયા ત્યારથી તેની જીદગી ઓછી થવા માંડી મારા જેવો દુનિયામાથી ચાલ્યો જાય તો તેની ખોટ જણાય નહીં પણ તીર્થંકર ભગવાન કેટના કાળ પછી મળે માટે પુસ્તકો પણ એવા સાધનોપર લખવા જોઇએ કે તે કાળના ઝપાટા સાથે નાશ થાય નહી એવી વસ્તુ અમેરીકાની શ્રીમ મોર્ડ નામની ત્યા જીવ દયા વિષે ભાષણો આપનારી બાઇએ મારા ઉપર મોકલેલ છે ને તે "એલ્યુમીનીયમ" નામની ધાતુના પર્ના છે એક ઇંચના પત્રાની અદર બે હજાર પાના રહી શકે છે આ પત્રા ઉપર અમેરીકામા પુસ્તકો લખાવા લાગ્યા છે આ પત્રા વાપરતા કોઇપણ જીવની હિસા થતી નથી.આ ધાતુપર સહેલાઇથી છાપી શકાય છે ને તે એટલાં તો મજબુત છે કે તેને કટાવાનો કે ક્ષય થવાની દહેશત નથી આપણા જીર્ણ પુસ્તકો આ ધાતુના પત્રા ઉપર છપાય તો તે સલામત રહી શકશે અમેરીકા શોધાયો ત્યારે કોલંબસને યુરોપની પ્રજા મૂર્ખ કહેતી હતી આપણામા પણ એક કોલંબસ છે અને તેણે પહેલા કોલંબસ કરતા ઘણુ ઉમદા કામ ર્યું છે તે ગૃહસ્થ તે મી દ્લાછે તેમના પ્રયાસથી જેસલમીરના જૈન ભડારની ટીપ થવા પામી છે.

છેવટે મી લાલને એકત્ર થએલા સંઘને સાગરની ઉપમા આપીઆ કામ પર પાડવા વિનતી કરી હતી

## શીલા લેખો.

પંડિત લાલને આ દરખાસ્તના સમર્થનમા જણાવ્યુ કે મદ્રાસના પ્રોફેસર ઓપર્ટોએ શાકટાયન વ્યાકરણ છપાવ્યુ છે આરનોલ્ડ તેની પ્રસ્તાવનામા લખે છેકે બુદ્ધ ધર્મનો ફાંટો જૈનધર્મ છે પણ આ વિચારો મેક્ષમુલરના વિચારો પછી ચાલ્યા ગયાછે બદલાયા છે મેસર્સ પીટરસન તથા ભંડારકરે જણાવ્યુ છેકે પાણીની પહેલા પણ શાકટાયન વ્યાકરણ હતુ આ શાકટાયનનું નામ વેદમા છે ને શાકટાયન જૈન હતા તો તે વેદ પહેલાં પણ હોવા જોઇએ બુદ્ધમાથી જૈનધર્મ નીકળ્યો છે, એ વિચાર યુરોપીઅનોના મગજમાથી નીકળવા લાગ્યો છે એ પ્રતાપ જુના લેખો વગેરેની ગેરહાજરીનો છે માટે આ ઠરાવ પાસ થવો જોઇએ બાદ મત લેવાતા આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો

## ધાર્મિક હિસાબની તપાસણી.

અત્રે મી લાલને જણાવ્યુ કે મુનિ મહારાજશ્રી કાન્તિવિજયની આજ્ઞાથી હું દાખલો આપુ છુ કે જ્યારે મુની મહારાજ ગઢ ગામમા વિહાર અર્થે હતા ત્યારે તેમના ઉપદેશથી ૮૦ વર્ષોના હિસાબો ચોખ્ખા કરાવી જેની તેની પાસેથી વ્યાજ સાથે નાણા કઢાવ્યાં હતા, આ દાખલાથી બધા ગામના લોકોએ ધડો લેવાનો છે, કે મુનિ મહારાજોએ પોતાના વિહારના ગામોમા મુનીશ્રી કાન્તિવિજયજીની માફક ઉપદેશ આપવો જરૂરનો છે

## સંપ.

આ દરખાસ્તને વધુ અનુમોદન આપતા મી ફતેચંદ કપુરચંદ

લાલને જણાવ્યુ કે મારી કોમમા સપ સાધારણ થાય તેવુ ઇચ્છુ છુ જે કામ બળથી નથી થતુ તે કામ કળથી ઝટ થાયછે પશ્ચિમના દેશોમા દરેક કામ કળથી કરવામા આવેછે એ કળ હૂં તમોને ભવિષ્યમાં બતાવુ છુ માનો કે એક ગોળ ચક્ર છે તેના ગોળાકારમાં માણસો ઉભા છે તેમની સફેદ પીળા તથા ગુલાબી રંગની પાઘડીઓ છે આ ગોળાકારમા જૈન ભાઇઓ તથા બ્હેનો છે તેનામધ્યમા તીર્થંકર ભગવાનની મૂર્તિ છે આ બધા તરફ દ્રષ્ટિ છે માણસોમા સપ રાખવામાં પ્રથમ દર્શનનો પછી જ્ઞાનનો અને ત્યાર પછી ચારિત્રનો ઉપયોગ કરવામા આવે તો સપ જલદી થાય એટલે ભેદ દ્રષ્ટિ દૂર થવી જોઇએ જેમ બધાના ચહેરા જુદા છે તેમ બધાના નામો એકજ હોત તો ઘરમા પણ લડાલડી થાત શબ્દ માત્ર સજ્ઞા છે વિશેષ ઉપયોગ જ્ઞાનનો છે આવી સમજ હોય તો સપ થાય દોષ દેખે ત્યાં ગુણ શી રીતે રહે પણ વીતરાગ ભગવાન ઉપર દ્રષ્ટિ હોય તો દોષ જઇ દયા ઉત્પન્ન થાય એક મિત્રે મને પુછ્યુ કે તમે કદમૂળ ખાઓ છો મે કહ્યું હુ કદમૂળ ખાતો નથી, કદી ખાધુ નથી કાચ ખાધુ, તો લાલને ખાધુ આ બાબતમા વાદવિવાદ કરવાથી સપ રહેતો નથી, વેપારીવરોએ સપથી સઘની સેવા બજાવી છે

આ ઠરાવ સર્વાનુમતે પાસ થયો હતો

---

## अखूट धन क्यां छे ?

( શેઠ ફકીરચદ પ્રેમચદના પ્રમુખપણા નીચે શુભેચ્છક મિત્રમડળમા આપેલું ભાષણ )

પડિત લાલને આ વિષય ઉપર પોતાનુ ભાષણ શરૂ કર્યું હતું અને જણાવ્યુ કે દુનિયામાં સવને અખૂટ ધન ઉપર પ્રેમ હોય છે પણ એ અખૂટ ધન કયાં છે, તે તેમને ખબર પડતી નથી શુ પૈ-

સામાં, પૃથ્વીમા, દરિયામા, ખાણોમા, કે ઘરમા, કે અવર ઠેકાણામા અખૂટ ધન છે ? ના તેમ નથી, એ દરેક સ્થાનનુ ધન ખૂટી જાય છે ત્યારે એ ધન કયા છે ?

## એ ધન સ્વયંભૂ રમણ સમુદ્રમાં છે

દરેક માણસ એ ધન દૂર જઇ શોધે છે પણ તેમ તે ધન નહી મળે, એ ધનતો સ્વયભૂ રમણ સમુદ્રમાં છે એ સ્વયભૂ રમણ સમુદ્ર દુનિયાની સઘળી નદીઓ કરતા તેમજ સઘળા કૂવાઓ ને ઝરાઓ કરતા પણ મોટો છે

એ સમુદ્ર આગળ આખી દુનિયામા પાણી કાંઇજ નથી અને એ સ્વયભૂ રમણ સમુદ્ર દરેક માણસ પાસે છે ત્યારે કોઇ કહેશે કે એમ કેમ ? દરેક માણસ પાસે એ સમુદ્ર છતા કોઇ રાજા તો કોઇ ગરીબ હોયછે, કોઇ ભીખારી તો કોઇ સુખે ખાનાર હોયછે કોઇ ભોયપર સૂવેછે, તો કોઈ પલગમા પહોઢે છે, કોઇ ગાડીમા બેસે છે, તો કોઇ પગે ચાલે છે, એ બે જીવતો સરખા છે ત્યારે **આ જુદી જુદી હાલતનુ શુ કારણ ?** એનુ કારણ—

## વીર્ય બરાબર સ્ફુર્યું નથી,

એ છે અમેરિકામા બસો વર્ષ ઉપર જગલીઓ હતા ત્યા આજે એવો ફેરફાર થઇ ગયો છે કે અમેરિકનો દુનિયામાં સૌથી વધેલા કહેવાયછે તેમણે આળસમા બેસી ન રહેતા, વીર્ય સ્ફુરાવવાથી અને ઉદ્યોગ કરવાથી જમીનના પેટામાથી, હવામાથી, વીજળીમાંથી વીગેરે અનેક સ્થાનોમાંથી ધન મેળવી પોતાની સ્થિતિ સુધારી છે, અને એ ધન મેળવવાની બુદ્ધિ તેમના હૃદયમાથી નીકળવાથી એ[illegible]ન સાથીજ મળ્યુ એમ કહેવામા કાઇ ખો[illegible] પણ [illegible]ટ નથી, ઇંદ્ર અને ચક્રવર્તિ રાજાઓની

કરવાનું કહ્યું છે પરંતુ તેની ઉત્તમ નીતિનો અર્થ પણ કેટલાક આળસુ નસીબપ્રધાન સ્થિતિવાળા માણસે ઉલટો કર્યો છે જે આ શ્લોકપરથી જણાશે

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी•
दैवेन देयमिति कापुरुषा वदंति ।
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोष• ॥

આ શ્લોકનો સાર એવો છે કે પુરૂષમાં સિંહ જેવા બળવાન ઉદ્યોગી માણસને લક્ષ્મી આવીને વરશે છે અને દૈવ—નસીબ અમને આપે છે એવું કહેનારા બાયલા છે (કારણ કે નસીબનો કર્તા પોતે છે) એટના માટે દૈવ ઉનટુ હોય તો તેને હણીને આત્માની શક્તિ પ્રમાણે યત્ન કર અને યત્ન કરતાં સિદ્ધ ન થાય તો જોવું કે એમાં ભુલ કયાં છે? આવો અર્થ હોવા છતાં યત્ન કરતા સિદ્ધ ન થાય તો પછી કોનો દોષ? એવો ખોટો અર્થ આ દેશના વ્યાકરણ નહિ ભણનારા એવા શાસ્ત્રીઓ કરે છે આ પરથી જણાશે કે આપણો દેશ ઉદ્યોગપરાયણ હતો અને તેને સીધેજ જાહોજલાલી ભોગવતો હતો. પરંતુ કાલાનરે કર્મપ્રધાન નસીબ—પ્રધાન કીસમત-પ્રધાન થઈ ગયો દેશ પાયમાલીએ પહોચ્યો અને સુખ હોય તો જાય છે, તેવે વખતે નીતિના મહાપુરૂષે આપણી સુધારણા કરવાને સિદ્ધ નાદ કરી કહ્યું છે કે તમે દૈવને—નસીબને હણો અને આત્મશક્તિ (જે અનંત છે) તેને અવલંબી ઉદ્યમ કરો. યત્ન કરો અને ભુલ આવે તો સુધારો પણ યત્ન કરો હવે સમય આવી પહોચ્યો છે માટે ચેતો, કર્મને હઠાવો—હણો અને તેનાપર રાજ્ય ચલાવો તમારી પાસે [illegible] દેખાતા રહેશે સુરેપ,

અમેરિકા, આસ્ટ્રેલિયા, ન્યુઝીલાંડ ઉદ્યમવાન ઉભા છે અને તમારો પુર્વ પુરૂષોની તેમા સમતિ છે કર્મને નહિ પણ આત્માને માનો અને કર્મ દુખ આપતાં હોય તો તેને હણો તોજ તમે જૈની, નહી તો પરાજૈની-હારનારા કહેવાશો આ વાત વ્યવહાર પરમાર્થ ઉભય સ્થિતિમાં ઉપયોગમા લેવી

કેટલાક લોકો કહે છે કે પચમ કાળ છે માટે શુ કરીએ કેટલાક કહે છે કે કલીયુગ છે નીતિશાસ્ત્ર કહે છે કે **काल कालो न वक्तव्य लोक कालस्य कारण** કાળ કાળ નહિ બોલો કાળનું કારણ લોક છે લોકો ઉદ્યોગી હોય, સારા હોય તો કાળ પણ સારો ગણાય દુકાળ પડે તો શુ કરવુ ? જુઓ અમેરિકામા કા નથી દુકાળ પડતો ? કારણ કે દુકાળને હઠાવનાને પૈસો છે અને પૈસાને ખેચી લાવનાર ઉદ્યમ છે માટે ઉદ્યમ કાળને-કલિકાળને-પચમકાળને દુકાળને દુર કરી સુકાળ બનાવે છે

સેલ્ફ હેલ્પનું પુસ્તક જોશો તો માલમ પડશે કે ઉદ્યમે શુ કર્યું છે ? ઉદ્યમ‌ુ અર્થશાસ્ત્ર-ઉદ્યોગનું બાઇબલ એ પુસ્તક છે માટે યુરોપે ઉદ્યોગથી શુ કર્યું છે, અને શુ કરશે તે વાચો

પડતીથી દબી જનારા પ્રત્યેક દેશના ગૃહસ્થોએ ઉદ્યોગ એ ધર્મ દેખાડનારા ધર્મ પુસ્તકનો અભ્યાસ કરવો જોઇએ જેમને ઇંગ્લિશ ન આવડતું હોય તેમણે તે પુસ્તકના ભાષાતર 'સ્વપરાક્રમ' અને 'જાત મેહેનત' વાચવા, તેનો અભ્યાસ કરવો અને જોવુ કે પોતાપર આધાર રાખનાર માણસ વડે દેશનો કાળનો ઉદય થાય છે કે કેમ ?

# योगविद्या.

આપણે સંસારી પુરૂષો આપણા પ્રવર્તનથી શો લાભ થશે તે સમજ્યા સિવાય કોઈ પણ પ્રકારનો ઉદ્યમ કરવા તત્પર થતા નથી,

તેલેઇ ગઈ પછી તેને જણાવ્યુ કે આ રાજ્ય તારૂં છે, તુ એનો સ્વામી છે તે વખતે તેને એકાએક પોતાની અસલ સ્થિતિનુ ભાન આવ્યુ તેજ ઉપનયનો જો વિચાર કરીએ તો આપણને જણાશે કે જગતે રાજ્ય છે જીવાત્માર૫ રાજ્યપુત્ર ભિ'નના સહવાસરૂપ અજ્ઞાનીઓમા રહે વાથી પોતાનુ રાજત્વ ભુલી ગયો છે પણ યોગીઓ રૂપ સ્વયર્ણુ એ જે ખરેખર આત્માને ઓળખે છે,-પિછાણે છે, તેઓ જ્યારે તેની ઉચ્ચ પદવીનો ખ્યાલ આપે છે, ત્યારે આત્માનો ભ્રમ ટળી જાય છે અને પોતાનામા પણ ત્રણ ભુવનના નાયક થવાની સત્તા છે તેનુ ભાન આવે છે યોગવિદ્યા સર્વ શાસ્ત્રો અને સર્વ ધર્મોએ માન્ય રાખેલી છે, પાશ્ચાત્ય દેશના લોકો જ્યારે યોગમાર્ગમા આગળ વધવા પોતાનુ પુરતુ સામર્થ્ય વાપરે છે ત્યારે યોગવિદ્યાની જન્મભૂમિ જે આ હિંદુસ્થાન, તેમા વસવા છતા-તેમા આપણે ઉત્પન્ન થયેલા હોવા છતા, તેનો અનાદર કરીએ એ ખરેખર આપણી અવનતિનું ચિન્હ છે મન વશ કરવુ એ કામ અતિકઠિણ નથી, આ શરીર મુબાઇથી અને આવ્યુ તે મનની આજ્ઞા પ્રમાણે વર્તવાથીજ આવ્યુ છે માણસ ધન કમાવવા કેમ મનને તલ્લીન રાખી શકે છે ! જેવી પ્રીતિ ધનમા ઇન્દ્રિયોના વિષયના ઉપભોગમા છે તેવી પ્રીતિ જો હરિ, રામ, તીર્થંકર, પરમાત્મામા હોય તો તે પણ મળી શકે, જેમ ભાગ પીવાથી એક જાતની ખુમારી રહે છે, તેવીજ રીતે સસારના કાર્ય કરવા છતા અતરમા અનુભવેલા આનદની ખુમારી યોગિલોક અનુભવે છે એક યોગી પટેલને ત્યા પધાર્યા પટેલે તેમની બહુજ ભાવસહિત ભક્તિ કરી અને તેમને જોઈતા અન્નપાન આપી યોગીને સતોષ આપ્યો. યોગીએ જતીવેળા કાઇ પણ માગવાને પટેલને કહ્યુ પટેલ કહે હુ સનવાતે સુખી છુ મારે કાંઈ પણ વસ્તુની ઇચ્છા નથી યોગી થોડે દૂર ગયા પછી પટેલને કાંઈક વાતનુ સ્મરણ આવ્યુ હોય તેમ લાગ્યુ, અને તે યોગીની પાછળ દોડયો, યોગીને ઉભા રાખી તેણે કહ્યુ

" સાહેબ મહેરબાની કરી આપની ઝોળીમા ભગવાન્ હોય તો બતાવો, યોગીએ તેનો ભદ્રિક સ્વભાવ ઓળખ્યો અને તેનાપર અનુગ્રહ કરવાની બુદ્ધિથી તે પાઠ ફર્યા અને જણાવ્યુ કે એક માસમા હુ તને ભગવાન્ બતાવી આપીશ મનની એકાગ્રતા અને સયમ સિવાય પરમાત્મા મળી શકે નહિ, અને ધ્યાન કરવા યોગ્ય પદાર્થ ઉપર રૂચિ હોય તો મનની એકાગ્રતા થઇશકે છે માટે તેની કેના ઉપર રૂચિ છે તે જોવાને યોગીએ તેને અનેક પ્રશ્ન પુછ્યા અને તે ઉપરથી તેણે નક્કી કર્યું કે પટેલનુ મન ભેંસ ઉપર છે, સર્વે વસ્તુઓ કરતા ભેંસ તેને મન અધિક છે, સર્વ વસ્તુઓનો નાશ ભલે થાય, પણ તેની ભેંસ કેઈ રીતે બચે તે વિચાર તેના મનમાં પ્રધાનપદ ભોગવતો હતો ભેંસના દરેક અગનુ, શરીરપરના આકારનું શરીરના વાળની સખ્યાનુ પણ જ્ઞાન તે પટેલને હતુ, જેમ માનુ હેત બાળક ઉપર એટલુ બધુ હોય છે કે મા બાળકમા જીવે છે એમ કહી શકાય, તેજ અર્થમા પટેલ ભેંસમા જીવતો હતો એટલો બધો પ્રેમ પટેલનો ભેંસપર હતો પછી તે ભેંસ ઉપર રૂચિવાળા પટેલને એક ઓરડામા બેસાડી તેની વ્હાલી ભેંસનો વિચાર કરવાને તે યોગીએ કહ્યુ આખી ભેંસનો ચિતાર તે પટેલને એકદમ આવી શક્યો નહિ પણ પ્રથમ દિવસે તેના શિગડા, બીજે દીવસે મોઢુ, ત્રીજે દીવસે શરીર, ચોથે દિવસે પગ, પાચમે દીવસે પગની ખરી એ રીતે દિન પ્રતિદિન તેનુ એકેકુ અગ વધારે વધારે દેખાવા લાગ્યુ અને છેવટે પદર દિવસમા આખી ભેંસ તેની નજરે પડી આબેહુબ ભેંસ પોતાના સન્મુખ ઉભી છે એવો તેને ભાસ થયો, આ પ્રમાણે ભેંસનુ ધ્યાન કરતા કરતા તે એટલો બધો તે વિચારની સાથે એકાગ્ર અને તલ્લીન થઇ ગયો કે પોતે ભેંસ છે એમ તેને લાગ્યુ અને જયારે તે બારણામાથી બ્હાર નીકળવા માડ્યો ત્યારે રખેને પોતાના શિગડા અડચણ પડે તેથી વાંકો થઈ બ્હાર નીકળ્યો આ ઉપરથી સાર એ છે કે માણસને જે વિષયમા રસ પડે તેનુ તે ધ્યાન કરતા

ત્તો લેઇ ગઈ પછી તેને જણાવ્યુ કે આ રાજય તારૂં છે, તુ એનો સ્વામી છે તે વખતે તેને એકાએક પોતાની અસલ સ્થિતિનુ ભાન આવ્યુ તેજ ઉપનયનો જો વિચાર કરીએ તો આપણને જણાશે કે જગત રાજ્ય છે જીવાત્મારૂપ રાજ્યપુત્ર ભિલ્લના સહવાસરૂપ અજ્ઞાનીઓમાં રહે વાથી પોતાનુ રાજત્વ ભુલી ગયો છે પણ યોગીઓ રૂપ સુયર્જ્ઞિઓ જે ખરેખર આત્માને ઓળખે છે-પિછાણે છે, તેઓ જ્યારે તેની ઉચ્ચ પદવીનો ખ્યાન આપે છે, ત્યારે આત્માનો ભ્રમ ટળી જાય છે અને પોતાનામા પણ ત્રણ ભુવનના નાયક થવાની સત્તા છે તેનુ ભાન આવે છે યોગવિદ્યા સર્વ શાસ્ત્રો અને સર્વ ધર્મોએ માન્ય રાખેલી છે પાશ્ચાત્ય દેશના લોકો જ્યારે યોગમાર્ગમા આગળ વધવા પોતાનુ પુરતુ સામર્થ્ય વાપરે છે ત્યારે યોગવિદ્યાની જન્મભુમિ જે આ હિંદુસ્થાન, તેમા વસવા છતા-તેમા આપણે ઉત્પન્ન થયેલા હોવા છતા તેનો અનાદર કરીએ એ ખરેખર આપણી અવનતિનું ચિન્હ છે મન વશ કરવુ એ કામ અતિકઠિણ નથી, આ શરીર સુખાથી ચાલે આ સુ તે મનની આજ્ઞા પ્રમાણે વર્તનાથીજ આવ્યુ છે માણસ ધન કમાવવા કેમ મનને તલ્લીન રાખી શકે છે ! જેવી પ્રીતિ ધનમા ઇન્દ્રિયોના વિષયના ઉપભોગમા છે તેવી પ્રીતિ જો હરિ, રામ, તીર્થંકર, પરમાત્મામા હોય તો તે પણ મળી શકે જેમ ભાંગ પીવાથી એક જાતની ખુમારી રહે છે, તેવીજ રીતે સસારના કાર્ય કરવા છતાં અતરમા અનુભવેના આનદની ખુમારી યોગિલોક અનુભવે છે એક યોગી પટેલને ત્યા પધાર્યા પટેલે તેમની બહુજ ભાવસહિત ભક્તિ કરી અને તેમને જોઈતા અન્નપાન આપી યોગીને સંતોષ આપ્યો યોગીએ જતીવેળા કાંઇ પણ માગવાને પટેલને કહ્યુ પટેલ કહે હું સવવાતે સુખી છુ, મારે કાંઈ પણ વસ્તુની ઇચ્છા નથી યોગી થોડે દૂર ગયા પછી પટેલને કાંઈક વાતનુ સ્મરણ આવ્યુ હોય તેમ લાગ્યુ. અને તે યોગીની પાછળ દોડયો, યોગીને ઉભા રાખી તેણે કહ્યુ

તેમજ પાસે થઇ વ્હેતો ઝરો, અને વૃક્ષો ઉપર કલ્લોલ કરતા પ-
ક્ષીઓ, અને ઝરામા પડતો ચદ્રનો પ્રકાશ વગેરે ચિતર્યો

પ્રેક્ષકનું મન રજિત થાય, અને જોવામા તેનું મન તલ્લીન થાય તેવો વિવિધ રંગોથી ભરપૂર આ દેખાવ તેણે ચિતર્યો પણ પેના વિચિત્રકારે તો છ માસ સુધી ભીતને પાલીશ polish કર્યાજ કરી અને આરામા જરા પણ ભેદ ન રહે તેવી ભીત તેણે બનાવી દરેક વસ્તુનું પ્રતિબિબ, આમેહુબ તેમા જણાય તેવી દીવાલ તેણે બનાવી અને તે વધારેને વધારે પ્રકાશવાળી થાય, તે સારૂ તે લેના-વતી તેને સફાઇદાર છેક સુધી બનાવતો હતો છ માસ પુરા થયે રાજા ત્યા આવી પહોચ્યો અને ચિત્રકારનુ દોરેલું ચિત્ર જોઈ તે આનદમા મગ્ન થયો, પછી વિચિત્રકારનું કામ જોવાને ગયો ત્યા પ્રથમ તો તેણે પોતાની છબી આમેહુબ જોઈ, પછી તે શુ વિચિત્ર કામ કર્યું એમ વિચિત્રકારને પૂછતાજ તેણે પડદો ખસેડી નાખ્યો અને ચિત્રકારે રચેલું અવણુ ચિત્ર વિચિત્રકારે શુદ્ધ કરેલી દીવાલઉપર દેખાયુ તેજ સમયે રાજાના હર્ષનો પાર રહ્યો નહિ આપણે ગમે તેટલું જ્ઞાન મેળવતા મથીએ, છતા દુનિયાના પદાર્થો એટલા બધા છે કે તેમનુ સપૂર્ણ જ્ઞાન આપણે મેળવી શકીએ નહિ પણ જો દીવાલ શુદ્ધ હોય તો તેના ઉપર સર્વ વસ્તુઓનુ આબેહુબ ચિત્ર પડે છે, તેમ હૃદય શુદ્ધ થતાં સર્વ પદાર્થોનુ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે, કારણ કે સર્વ જ્ઞેય છે, અને આત્માનો પ્રકાશ નિર્મળ હૃદય ઉપર પડતા આપણે સર્વ પ્રકારનુ જ્ઞાન મેળવવા સમર્થ થઇએ છીએ માટે હૃદયને શુદ્ધ બનાવવુ

એનોમનમાં ભેદ છે જેઓ મન સયમ વધારે કરી શકે તેઓનું મનોબળ વધારે સામર્થ્યવાળુ હોય છે જ્યારે સમુદ્ર ઉપર મોજા ઉછળતા હોય છે, ત્યારે તે ઉપર પડતો સૂર્ય કકડા રૂપે ભાસે છે, તે મોજાને બદલે નાના કદનોનો ઉત્પન્ન થાય છે ત્યારે સૂર્ય જરા સારી રીતે દેખાય છે, વળી જેમ લહરીયો નાની નાની થતી જાય છે, તેમ તેમ અધિક અધિક પ્રકાશ પડતો જાય અને સૂર્યનો ગોળાકાર વધારે દેખાય છે પણ જો સમુદ્ર તદન શાન્ત હોય તો સપૂર્ણ સૂર્યનુ પ્રતિબિંબ જળમા પડે છે તેજ રીતે મન અને આત્માનો સબધ છે જેમ મન વધારે શાત સ્થિર, ઉદ્વેગ રહિત તેમ આત્મ પ્રકાશ ગ્રહણ કરવાને તે વધારે યોગ્ય બને છે બાહ્યનો ત્યાગ કરી, અતરથી મનનો સયમ કરતા મન સ્થિર થાય છે તેજ વખતે આત્મિક આનદ થાય છે ન્યુયોર્કમા લીલીડેલ (પદ્મખીણ) માં લાલનને આ બાબતનો કાંઈક અનુભવ થયો હતો અને તે અનુભવ દર્શાવવાને રચેના પદો સવીપખ્યાનની ચોપડીમાથી તેણે વાચી સભળાવ્યા હતા અને તે પછી એક પદ રા. રા શીવજીભાઈએ સુસ્વર કંઠે શ્રોતાવર્ગ આગળ ગાઈ બતાવ્યુ હતું તે પછી હૃદયની શુદ્ધિની શી જરૂર છે તે ઉપર ચિત્રકાર અને વિચિત્રકારનુ દૃષ્ટાન્ત હૃદયભેદક રીતે મી લાલને સમજાવ્યુ હતુ ચિત્રકાર અને વિચિત્રકાર નામના બે ચિતારા એક રાજસભામાં ગયા ત્યા રાજાએ તેમના ધધા સબધી પૂછતા એકે જણાવ્યુ કે હું ચિત્ર બનાવુ છુ બીજાએ કહ્યુ કે હું વિચિત્ર બનાવુ છુ તે ઉપરથી રાજાએ બન્નેની પરીક્ષા કરવાને નવા બનાવેલા મહેલના દિવાનખાનાની બે સામી ભીતો ઉપર દરેકને પોતાની ચિત્રકળા બતાવવાને ફરમાવ્યુ છ માસની મુદત તેઓએ પોતાના કામ સારૂ માગી હતી તે બે દિવાલો વચ્ચે એક પડદો નાખવામાં આવ્યો હતો કે એક બીજાનુ કામ કોઇ જોઇ શકે નહિ ચિત્રકારે તો ભીત સાફ કરી એક ઉપવનનો (સીન) દેખાવ ચિતર્યો, અને તેમા અનેક વૃક્ષો, ફુલફુલથી ઝઝુમી રહેલાં,

તેમજ પાસે થઇ વ્હેતો ઝરો, અને વૃક્ષો ઉપર કલ્લોલ કરતા પ-ક્ષીઓ, અને ઝરામા પડતો ચદ્રનો પ્રકાશ વગેરે ચિતર્યો

પ્રેક્ષકનુ મન રંજિત થાય, અને જોવામા તેનું મન તલ્લીન થાય તેવો વિવિધ રંગોથી ભરપૂર આ દેખાવ તેણે ચિતર્યો પણુ પેલા વિચિત્રકારે તો ૭ માસ સુધી ભીતને પાલીશ polish કર્યાજ કરી અને આદશમા જરા પણુ ભેદ ન રહે તેવી ભીત તેણે બનાવી દરેક વસ્તુનુ પ્રતિબિંબ, આબેહુબ તેમા જણાય તેવી દીવાલ તેણે બનાવી અને તે વધારેને વધારે પ્રકાશવાળી થાય, તે સારૂ તે લેના-વતી તેને સફાઇદાર છેક સુધી બનાવતો હતો ૭ માસ પુરા થયે રાજા ત્યા આવી પહોચ્યો અને ચિત્રકારનુ દોરેલું ચિત્ર જોઈ તે આનંદમા મગ્ન થયો, પછી વિચિત્રકારનુ કામ જોવાને ગયો ત્યા પ્રથમ તો તેણે પોતાની છબી આબેહુબ જોઈ, પછી તે શુ વિચિત્ર કામ કર્યું એમ વિચિત્રકારને પૂછતાજ તેણે પડદો બસેડી નાંખ્યો અને ચિત્રકારે રચેલું સઘળુ ચિત્ર વિચિત્રકારે શુદ્ધ કરેલી દીવાનઉપર દેખાયુ તેજ સમયે રાજાના હર્ષનો પાર રહ્યો નહિ આપણે ગમે તેટલું જ્ઞાન મેળવના મથીએ, છતા દુનિયાના પદાર્થો એટલા બધા છે કે તેમનું સપૂર્ણ જ્ઞાન આપણે મેળવી શકીએ નહિ પણ જો દીવાલ શુદ્ધ હોય તો તેના ઉપર સર્વ વસ્તુઓનુ આબેહુબ ચિત્ર પડે છે, તેમ હૃદય શુદ્ધ થતાં સર્વ પદાર્થોનુ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે, કારણ કે સર્વ જ્ઞેય છે, અને આત્માનો પ્રકાશ નિર્મળ હૃદય ઉપર પડતા આપણે સર્વ પ્રકારનું જ્ઞાન મેળવવા સમર્થ થઇએ છીએ માટે હૃદયને શુદ્ધ બનાવવુ

# योगविद्या

## ( ३ )

આપણે સાધ્ય વસ્તુને વાસ્તે પ્રયત્ન કરીએ તે સારૂ યોગ માર્ગ પતંજલિ તેનું ફળ કહે છે યોગનું ફળ જ્ઞાન દીપ્તિ અથવા અવિવેકનો નાશ છે ત્યારે પાસે અંધકાર વ્યાપી રહ્યું હોય તેમાં તણખલું સળગાવ્યું હોય તો તે જરા પ્રકાશ આપે છે, કોડીયામાં દીવેટ અને તેલથી સળગાવેલો દીવો તેથી અધિક તેજ આપે છે ગ્યાસલેટનો દીવો તેથી અધિક પ્રકાશ આપે છે, કોલસામાંથી નીકળતી હવા ( ગ્યાસ )નો પ્રકાશ તેથી અધિક હોય છે વીજળીના દીવાનો પ્રકાશ તેથી અધિક હોય છે વળી પેરીસનો એફીલટાવર જે ૯૮૬ ફૂટ ઉંચો છે તેમાં એવી ગોઠવણ કરવામાં આવી છે કે તેનો પ્રકાશ આહીંથી દશ માઈલ સુધી પડે છે, વળી હાલમાં નવી શોધી કાઢેલી રેડીયમનું તેજ સૂર્યના તેજ સદૃશ છે આ બધાં કૃત્રિમ પ્રકાશના સાધનો છે હવે પ્રકાશના સ્વાભાવિક સાધનોનો વિચાર કરીએ આગીયા કીડાનો પ્રકાશ તારાનો પ્રકાશ ચંદ્રનો પ્રકાશ સૂર્યનો પ્રકાશ વગેરે પ્રકાશના સાધનો છે સૂર્યનો પ્રકાશ પણ રાત્રે પડી શકતો નથી માટે એવો પ્રકાશ જે નિરંતર પડ્યા કરે તેના પ્રકાશની જરૂર યોગાચાર્ય પતંજલિ જણાવે છે સૂર્ય વગેરે પદાર્થો જેના દ્વારા આપણે જોઈએ છીએ તે જ્ઞાનદીપ્તિ છે જ્ઞાનનો પ્રકાશ આપણા આત્મામાંજ રહેલો છે પણ પ્રયત્નના અભાવે અને સાધ્ય વસ્તુ પ્રાપ્ત કરવાના સાધનના જ્ઞાનના અભાવે આપણે તે જોઈ શકતા નથી સર્વ ધર્મોનો વસ્તુતઃ સાર આ જ્ઞાનદીપ્તિ પ્રકટ કરવાનો છે, સર્વે ધર્મો શરીરરૂપ છે, પણ તેમનો આત્મા તે યોગ માર્ગ છે મુસલમાન ક્રીશ્ચીયન ઝોરોસ્ટ્રીઅન બુદ્ધિસ્ટ, હિંદુ જૈન, શીખ વગેરે ધર્મવાળા એક બીજા સાથે મારા મારી કરે છે તેને બદલે પોતાના ધર્મમાં બતાવેલા માર્ગ પ્રમાણે દરેક ચાલે તો

સાધ્યવસ્તુની સમીપમા તેઓ આવતા જાય છે, અને જેમ હારમોનીયમના સપ્તકની દરેક કળનો જુદો રાગ છે, પણ જો સાથે વગાડવામાં આવે તો તેમાથી મધુર અને કર્ણપ્રિય સ્વર નીકળે છે, તેમ તેમ ધમાના હારમોનીયમનુ ખરેખર સુદર ગાયન ઉત્પન્ન થઈ શકે જ્ઞાન, ભક્તિ, દયા, કર્મયોગ વગેરે જુદા જુદા સ્વરો છે, સર્વ ધર્મો દયા કબુલ કરે છે, તો બધાએ એકઠા મળી દયાનુ ગીત શા સારૂં ન ગાવુ જોઇએ ? અતરમા જેમ જેમ આપણે આગળ વધીએછીએ તેમ તેમ દરેક ધર્મ સત્યની કેટલો બધો સમીપ છે, તેનુ આપણને ભાન થતુ જાય છે, અને આગળ વધવાનો માર્ગ સ્વયમેવ સ્ફુરી આવે છે જાણેલી વસ્તુ ઉપરથી અજાણી વસ્તુનુ જ્ઞાન મેળવવુ એ જ્ઞાન મેળવવાનો માર્ગ હાલ સ્વીકારાયેલો છે તો એ રીતે આપણે જેને અગ્રેજીમા Merrygo–round કહે છે, અને ગુજરાતીમા જેને ચક્ર, ચકડોળ કે ફજેત ફાળકો કહે છે તેનો વિચાર કરીએ આ ચક્રમા વચ્ચે એક સ્થભ હોય છે, તેના ઉપર તબુના જેવુ ગોળ લુગડુ નાખવામા આવેલું હોય છે, તેને જુદા જુદા સળીયા હોય છે, અને સળીયાને છેડે જુદા જુદા રમકડા હોય છે, જે રમકડા ઉપર બાળકો બેસી આનદ ભોગવે છે, તે ઉપનયન આપણે સર્વ ધર્મોને ઘટાવીએ અહિયાં જે સૂર્યનો પણ સૂર્ય જે પરમાત્મા તે મધ્ય બિદુ છે, જેની આસપાસ સાતગ્રહો ફરે છે, તે સાતગ્રહો તે ક્રાઈસ્ટ, મહમદ, મહાવીર, વ્યાસ બુદ્ધ, ગુરુનાનક, અને ઝોરોસ્ટર છે તે જ્ઞાનગ્રહોની આસપાસ કેટલાક ઉપગ્રહો છે તે ધર્મના જુદા જુદા ગ્રન્થો, સપ્રદાયો, અને મતો તે સર્વ ઉપગ્રહો (Satellites) છે આ સર્વે જો મધ્યબિન્દુ તરફ ઉંચે દૃષ્ટિ કરે, તો જે ધર્મને નામે મારામારી, ઝગડા અને ક્લેશ થાય છે, તેનો હમેશને વાસ્તે અત આવે મધ્યબિન્દુ તે આત્મપ્રકાશ છે, જ્ઞાન દીપ્તિ છે મધ્ય બિન્દુ તરફ જ્યા સુધી દૃષ્ટિ ગઈ નથી ત્યા સુધી યોગવિદ્યાનુ રહસ્ય તે સમજ્યો નથી એ પ્રાપ્ત થયેલા આત્મજ્ઞાનથીજ શ્રીમન્મહાવીર સ્વામી

મીએ કહ્યુ હતું કે 'સવિ જીવ કરૂં શાસનરસી, એસી ભાવ દયા મન ઉલ્લસી ' જૈનોએ દયાનો માર્ગ પ્રવર્તાવ્યો, અને હિંદુઓએ ભક્તિમાર્ગને પ્રધાનપદ આપ્યુ પણ આખરે બન્ને માર્ગ આપણને એક બિન્દુ તરફ લેઇ જવા સમર્થ છે પણ સસારનુ સ્વરૂપ જોતા આપણને ખેદ થાય છે કે પરમાત્માના મહેલમાં રહેનારા આપણે બધા આપણી આસપાસ રહેલુ સુખ ભોગવવાને બદલે આપણા અમુલ્ય સમયનો ૯૫ ટકા જેટલો ભાગ બીજા મતોનુ ખડન કરવામા ગુમાવીએ છીએ અને પાચ ટકા જેટલો પણ પોતાના ધર્મે બતાવેલા માર્ગ તરફ પણ ખરચાતો નથી. તમે સર્વે પોતપોતાના ધર્મને માન આપો પણ તમારા બાંધવોના ધર્મનુ ખડન કરવામા તમારી શક્તિનો નિરર્થક વ્યય કરતા નહિ ખરેખર પ્રેમ, દયા, અને ભક્તિ મનુષ્યના હૃદયમાં જાગૃત થયા નથી તેનુજ આ પરિણામ છે કોઈ લગડા કુતરાને ભુખે મરતું જોઇ આપણું હૃદય ચિરાય છે પણ જે અનાચાર છે, જેઓને શુદ્ધ જ્ઞાન નથી, અને જેઓ નીતિની અપેક્ષાએ ખરેખર લગડા બહેરા અને આંધળા છે તેમનુ દુખ દૂર કરવાની, અને તેમનાપર દયા લાવવાની વાત તો કોરે રહી પણ ઉલટા આપણે તેમને લગીએ છીએ, અને તેમની નિદા કરીએ છીએ શુ આ આપણી દયા છે ? તે [અસન્માર્ગે ચાલવાથી પીડાતો હોય છે, તેને તમે નિન્દા કરી પીડો છો એ શુ ઓછુ નિર્દય કાર્ય કરો છો ?

કાર્ય કારણમા તિરોભાવરૂપે રહેલુ છે, એમ હાલનુ સાયન્સ પણ સિદ્ધ કરે છે, તો જે કારણથી માણસ ભવિષ્યમા લુલો લગડો અથવા અંધ બને તેવા અનાચારના કારણો તેમાં જોઇ શુ આપણુ હૃદય તેના માટે દ્રવવુ જોઇએ નહિ ? શુ તેને સુધારવાને પ્રયત્ન કરવો એ આપણી આપણા માનવ બાંધવ તરફની ફરજ નથી ?

બધુઓ ! દયાના અનેક પ્રકાર છે નોર્થ અમેરીકાના ઇંડિયનો મનુષ્યાહાર કરે છે પણ તે પણ તેમની સ્ત્રી અને બાળક તરફ

દયાળુ છે, તેના કરતા આગળ વધેલા કેટલાક પ્રાણીના માસનો આહાર કરે છે, પણ મનુષ્ય જાત તરફ દયાળુ છે તેથી આગળ વધી કેટલાક ધર્મવાળા વનસ્પતિમા જીવ માને છે, અને તે બચાવવા મથે છે, આ રીતે દયાના જુદા જુદાં પગથીયા છે પણ મનુષ્ય, પ્રાણી, અને વનસ્પતિ ઉપર દયા બતાની અટકવાનું નથી તેથી પણ આગળ દયાના અનેક પગથીયા છે, જો મને મારા બાંધવ ઉપર પ્રેમ હોય તો મારાથી કપટ કેમ થાય ? હું તેના માલની કેમ ચોરી કરૂં ? શુ તેથી ભાવ પ્રાણનો નાશ નથી થતો ? શુ તેથી તેનુ હૃદય દુભાતું નથી ! બીજાના ચિત્તને ઉદ્વેગ થાય તેવા કાર્યો તે ખરેખર હિંસા છે **અહિંસા ક્ષેત્રમન્યેષા** બધા સદ્ગુણોને ખીલવાની જમીન અહિંસા-દયા છે, સર્વ સદ્ગુણોનો આધાર દયાપર છે

વૈષ્ણવધર્મમા ભક્તિ શ્રેષ્ઠ છે, કૃષ્ણ પરમાત્માને આપણે બાળભાવે પૂછીએ છીએ પુત્રને સુખી રાખવાને માતા કેટલું બધુ દુઃખ સહન કરે છે ? આપણે બધા બાળક, અને કૃષ્ણ પિતા, અહા ! કેટલો બધો આનંદ એક પિતાના પુત્રો વચ્ચે કેવો ભ્રાતૃભાવ, પ્રેમ હોવો જોઇએ, જ્યારે બધા મારા ભાઈઓ ત્યારે મારે તેમની સાથે કેવી રીતે વર્તવુ જોઈએ ! ખરેખર પ્રેમથી, જ્યારે સર્વ મનુષ્યો તરફ પ્રેમ આવ્યો ત્યારે રાગદ્વેષને કોઈ સ્થળે પણ સ્થાન મળશે નહિ અને સમભાવ સર્વમા વ્યાપી રહેશે તેજ સમભાવને જૈનો મોક્ષ મેળવવાના ઉત્તમ માર્ગરૂપ કહે છે કહ્યુ છે કે શ્વેતાંબર હોય યા દિગંબર હોય, બૌધ હોય, યા કોઈ અન્ય ધર્મવાળો હોય, પણ જેના આત્મામા સમભાવ,-સમદૃષ્ટિ રહેલી છે તેજ મોક્ષ મેળવે છે, એમા સદેહ નથી હવે વેદાન્તનો વિચાર કરીએ તે જ્ઞાનમાર્ગ દ્વારા મોક્ષ બતાવે છે ઓળખાણ પછી મૈત્રી થાય છે મિત્રતામાંથી અત્યંત પ્રેમ બધાતા સુહૃદ્ભાવ થાય છે, જ્યાં સુહૃદ્ભાવ થયો ત્યા મિત્રથી કાંઈ છાની વાત રાખવામા આવતી નથી જેમ કોઈ વહુઘેલો થાય, જેમ કોઈ વરઘેલી થાય, તેમ આ મિત્રઘેલો

મીએ કહ્યું હતું કે ' સવિ જીવ કરૂં શાસનરસી, એસી ભાવ દયા મન ઉલસી ' જૈનોએ દયાનો માર્ગ પ્રવર્તાવ્યો, અને હિંદુઓએ ભક્તિમાર્ગને પ્રાધાન્ય આપ્યું પણ આખરે બન્ને માર્ગ આપણને એક બિન્દુ તરફ લેઇ જવા સમર્થ છે પણ સસારનું સ્વરૂપ જૈના આપણને એ. થાય છે કે પરમાત્માના મહેલમાં રહેનારા આપણે બધા આપણી આસપાસ રહેલું સુખ ભોગવવાને બદલે આપણા અમૂલ્ય સમયનો ૯૫ ટકા જેટલો ભાગ બીજા મતોનું ખન્ડન કરવામાં ગુમાવીએ છીએ અને પાંચ ટકા જેટલો પણ પોતાના ધર્મને બતાવેના માર્ગ તરફ પણ ખરચાતો નથી તમે સર્વે પોતપોતાના ધર્મને માન આપો, પણ તમારા બાંધવોના ધર્મનું ખંડન કરવામાં તમારી શક્તિનો નિરર્થક વ્યય કરતા નહિ ખરેખર પ્રેમ, દયા, અને ભક્તિ મનુષ્યના હૃદયમાં જાગૃત થયા નથી તેનુંજ આ પરિણામ છે કોઈ લગડા કુતરાને ભુખે મરતું જોઇ આપણું હૃદય ચિરાય છે પણ જે અનાચાર છે જેઓને શુદ્ધ જ્ઞાન નથી, અને જેઓ નીતિની અપેક્ષાએ ખરેખર લગડા બહેરા અને આંધળા છે, તેમનું દુઃખ દુર કરવાની, અને તેમનાપર દયા લાવવાની વાત તો કોરે રહી, પણ ઉલટા આપણે તેમને લડીએ છીએ, અને તેમની નિન્દા કરીએ છીએ શું આ આપણી દયા છે ? તે [અસ માર્ગે ચાલવાથી પીડાતો હોય છે તેને તમે નિન્દા કરી પીડાઓ. એ શું ઓછું નિર્દય કાર્ય કરો છો ?

કાર્ય કારણમાં તિરોભાવરૂપે રહેલું છે, એમ હાલનું સાયન્સ પણ સિદ્ધ કરે છે તો જે કારણથી માણસ ભવિષ્યમાં લુલો લગડો અથવા અંધ બને તેવા અનાચારનાં કારણો તેમાં જોઇ શું આપણું હૃદય તેના માટે દ્રવવું જોઇએ નહિ ? શું તેને સુધારવાને પ્રયત્ન કરવો એ આપણી આપણા માનવ બાંધવ તરફની ફરજ નથી ?

બંધુઓ ! દયાના અનેક પ્રકાર છે નોર્થ અમેરીકાના ઇંડિયનો મનુષ્યાહાર કરે છે પણ તે પણ તેમની સ્ત્રી અને બાળક તરફ

# પ્રોફેસર ગેરીનો અને જૈન ધર્મજ્ઞાન

પંડિત લાલને ભાષણ શરૂ કરતાંજ જણાવ્યું હતું કે આ ભાષણનો હેતુ મારે તમને જણાવવો જોઇએ આપણે એકલા રહીને આપણો ઉદય કરી શકીએ એ વાત હવે ચાલવાની નથી યૂરોપના દેશો તથા બીજા પાશ્ચાત્ય દેશો જેમ એક સાથે મળી પોતાની ધાર્મિક, નૈતિક, અને પારમાર્થીક ઉન્નતિ સાધે છે તેજ પ્રમાણે હિંદુસ્તાને પણ બીજા સાથે એકત્ર રહીને ઉન્નતિ સાધવી ઘટે છે જૈનોએ, વૈષ્ણવ, શૈવ વિગેરે ધર્માઓથી અલગ થઈ જવું જોઇતું નથી બીજા દેશોમાં જૈન ધર્મનો પ્રચાર કેવો થાય છે, અને હિંદુસ્તાનમાં જૈન ધર્મના જ્ઞાનનો પ્રકાશ નિસ્તેજ થઈ ગયો છે તે સંબંધી હું તમારૂં ધ્યાન ખેંચવા માગુ છું કાઉન્ટેસ માર્ટીનો સાસારકો દયાના માર્ગ માટે કેટલું કરે છે, તે સંબંધી હું, અન્ય પ્રસંગે બોલીશ પ્રો ગેરીનોએ Bibliography મારફતે યુરોપમાં જૈન ધર્મના જ્ઞાનના કરેલા પ્રચાર સંબંધી તમારૂં ધ્યાન ખેંચવા માગુ છું ડા પીટર્સને જૈનધર્મ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો તેઓએ જ્યારે હેમચંદ્રાચાર્ય વિષે ભાષણ આપ્યું ત્યારે તેમણે એક શબ્દને ઘણોજ ભારે જણાવ્યો તે શબ્દને જ્યારે તેમણે પચ્ચખાણ તરીકે જણાવ્યો ત્યારે મી વીરચંદ ગાંધીને ઘણું હસવું આવ્યું ડા પીટર્સન મજકુર શબ્દનો શુદ્ધ અર્થ ન સમજ્યા હોય તે તદ્દન સંભવિત છે તેથી આપણે બીજાના મત માટે ક્ષમા રાખવી જોઇએ દયાના સિદ્ધાંતો બીજાઓ માનતા હોય તેઓ સાથે આપણે જોડાઇને કામ લેવું જોઇએ આશરે ઈ પૂ ૫૯૯ વરસની ઉપર એક વ્યક્તિનો આ દેશમાં જન્મ થયો, તે વખતે પાર્શ્વનાથની ભક્તિ પરીમાણ ઘટયું હતું તે વ્યક્તિ નામે વર્ધમાન સિદ્ધાર્થના પુત્ર હતા તેમના માત પીતા ગુજરી ગયા પછી તેમણે પોતાના ભાઈ નંદીવર્ધનને કહ્યું કે મારે સંસારનો ત્યાગ કરવો છે તેમના ભાઈ-

થાય છે મિત્રભાજ સત્તત્ન જુએ છે, તે પ્રમાણે જો સર્વ પદાર્થો સાથે આપણે મૈત્રી કરીએ તો તેઓ આપણાથી કાંઇ છુપુ રાખે નહિ પોતાનુ રહસ્ય આપણને જણાવી દે, સર્વ પદાર્થોનું રહસ્ય જાણવુ તેનુ નામજ સર્વજ્ઞપણુ સમજવુ આ પ્રમાણે આત્મા જ્ઞાનનો દ્રષ્ટા બને છે આત્માવડે સર્વત્ર જ્ઞાન છે, મેર્ધ્યાનન્દ આત્મા છે, પણ તેનું પરિધ ક્યાય પણ નથી જૈનધર્મ પ્રમાણે આત્મા સપૂર્ણ છે યોગવિદ્યા તે સુખ મેળવવાનુ ઉત્તમ સાધન છે યોગનુ જે ફળ-જ્ઞાનદીપ્તિ જાગૃત થતી નથી તેનુ એક કારણ આપણા લોકોની દોષ દૃષ્ટિ રાખવાની ખરાબ ટેવ છે અમેરીકામા મીસીઝ ઓલ્કોક નામ ની એક બાઇની રેશમજી ઉપર તેના પુત્રે સહીનો ખડીયો ઢાળ્યો તેથી આખુ જગત્ તેને કાળુ ભાસવા લાગ્યુ કારણ કે તેની દૃષ્ટિ આગળ તે રેશમજીનો કાધજ જણાવા લાગ્યો રેશમજીનો બીજો ભાગ બહુ સુદર હતો છતા તેની દૃષ્ટિ તે મલીન ભાગ તરફ ખેચાઇ, તેવીજ રીતે આ જગતમા અનેક સુદર પદાર્થો છતા આપણી દૃષ્ટિ અવગુણ ઉપર ઝટ પડે છે આવુ સુદર જગત્ છતા આપણે સુખ ભોગવી શકતા નથી તેનું કારણ આપણામા ગુણદૃષ્ટિની ઓછાશ છે આપણે પરમાત્માના પુત્ર છીએ, અને આ જગત્ આપણા પોતાના વાસ્તે છે તે જ્ઞાન મેળવવાની શાળા છે, તેમા નિશ્ચિત પણે દેવરૂપે ફરવુ જોઇએ Man is a latent God, all powers lie hidden in him માણસ એ છુપો ઇશ્વર છે સવ શક્તિઓ તેનામા તિરોહિત (છુપી) રહેલી છ તેને ખીલવવાની જરૂર છે જેમ ગૌતમ સ્વામીએ અષ્ટાપદ પર ચઢી મહાવીર ભગ વાનુ દર્શન કર્યું તેમ યોગના આઠ અગથી સમાધિ પ્રાપ્ત કરી જ્ઞાનદીપ્તિ પ્રગટ કરવી એજ સાર છે આ બાબત સાભળી વિસારી દેવાની નથી, પણ તેને હૃદયમા ઉતારી, મનન કરી તે પ્રમાણે ચાલ વાને પ્રયત્ન કરવો એજ લાલનના અ ત કરણની પ્રાર્થના છે

---

એ તેમને એક બે વરસ પોળવા કહ્યુ અને મોટા ભાઇનું કહેવુ તેમણે માન્ય કર્યું તેઓ તે વેળા સસારમાં આસક્ત નહિ પણ વિરક્ત હતા, એટલે કે તેઓ શ્રમણોપાસક હતા તેમ મારૂં માનવું છે પ્રો ગૅરીનોનું કહેવુ એવુ છે કે, તે વખતે બજુ ધર્મનું પરિભ્રમણ હતુ એક વરસ સુધી તેઓએ તપ કીધુ અને બાર વરસ સુધી શાસ્ત્ર અધ્યયન કર્યું, જે દરમ્યાન તેઓને ઘણા ઘણા ઉપસર્ગ દુ ખો આવી પડ્યા તેર વરસ સુધી દુ ખ સહન કર્યા પછી તે ઓને અર્હત્, વીર, મહાવીર વિગેરે ઉપનામો મળ્યા, એમ ગૅરીનો લખે છે ગૅરીનો લખે છે કે તેમના શિષ્યો હતા જે નગ્ગધર કહે વાતા હતા મે વાચ્યુ છે કે ફ્રાન્સ ઇતાલી હતો ત્યારે ૧૩૬ જણાએ ખ્રીસ્તી ધમ સ્વીકાર્યો હતો પણ હાલ દુનિયાની વસતીનો લગભગ ચોથો ભાગ તે ધર્મ માને છે તો આ પ્રમાણે જૈનધર્મનો ઉદ્ધાર કરવો જોઇએ બૌદ્ધ ધર્મને હીંદમાથી જવુ પડ્યુ, પણ જૈન ધર્મ હીંદમા ટકી રહ્યો છે જૈનધર્મ આત્માને માને છે ગૅરીનો કહે છે કે જૈન ધર્મ આચરણ તેમજ સિદ્ધાંતમાં એક હતો, જ્યારે બ્રાહ્મણ ધર્મમા ક્રિયાઓ વધારે, તેમજ સિદ્ધાતના અને આચરણમાં બ્રાહ્મણો ઐક્ય રાખતા ન હોવાથી બ્રાહ્મણો તરફનું માન ઘટતું જતુ હતું વળી બ્રાહ્મણો અમેજ મોક્ષના અધીકારી છીએ, એવો દાવો કરતા હતા ગૅરીનો કહે છે કે ઇશ્વરને કર્તા માનનારાઓ સઘળી જોખમદારી ઇશ્વરના ઉપર નાખી પાડે છે, જ્યારે બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મના માનનારાઓ તેથી વિરૂદ્ધ મતના હોવાથી, લોકો તે ધર્મ સ્વીકારવા લાગ્યા મહાવીર પ્રભુના શિષ્યો એમ બતાવતા હતા કે વ્યક્તાઓ જુદી જુદી છે પણ સમષ્ટિ કરતા તેનું બળ ઓછું નથી આવુ સ્વાશ્રય બળ Spirit of selfreliance જૈન ધર્મ શીખવે છે હું હાઇકોર્ટમા ભાષણ સાભળવા જતો ત્યારે મને ત્યાં અઢીહજાર વર્ષ પૂર્વના આપણા વિચારોનું પુનરાવર્તન થતું લાગતું અને મને એવો ભાસ થતો કે અરૂણોદય પાછો થવા માંડ્યો છે ગૅરીનોએ

જૈન ધર્મના જ્ઞાન, દર્શન, અને ચારિત્રના ત્રણ રત્નો વિગેરે સબંધી ઘણું લખ્યું છે આ સબંધી બીજા વિદ્વાનો પોતા તરફથી બનતુ કરશે આપણે દયા ધર્મનો ફેલાવો કરવાનો છે જેથી જગતનું કલ્યાણ થાય તેમ છે અને સાથે સમભાવનાનો પ્રચાર થાય તેમ છે હીંદુ ધર્મમા "અહીંસા પરમો ધર્મ" માનવામાં આવેલો છે, અને આખી દુનીઆના સમગ્ર પ્રાણીઓ તરફ દયા રાખતા શીખવવાનો કોઇ પણ વખત આપણને હોય તો તે આજ વખત છે હિંદુસ્તાન ધર્મની બાબતમાં સર્વે દેશોનો શિરોમણી છે, અને આપણે હવે જાગ્રત થઇ આપણું તેમજ બીજાઓનું કલ્યાણ સાધવા દયા ધર્મનો ફેલાવો કરવો જોઇએ

બાદ મી ગુલાબચંદજી ઢઢ્ઢાએ પ્રસગને અનુસરતું વિવેચન કરતાં ધર્મના જ્ઞાનનો છુટથી ફેલાવો કરવાનો બોધ આપ્યો હતો

બાદ પ્રમુખે આગલા જમાનાના બ્રાહ્મણોની ઉન્નત સ્થિતિ અને હાલની તેઓની અધમ સ્થિતિનો ખ્યાલ કરાવી, બ્રાહ્મણનો મુળ અર્થ બ્રહ્મ જાણનારા એવો થાય છે એમ જણાવ્યું હતું હાલ તો આપણે બ્રાહ્મણો મટી આપણા બદલે જર્મનો બ્રાહ્મણો થઈ આપણી સઘળી વિદ્યા લઇ બેઠા છે બ્રાહ્મણોએ રચેલા વેદનું જ્ઞાન ઘણું ઉંડું અને ગહન છે અને તેઓનો સૌથી ઉંચો સિદ્ધાંત અદ્વૈતપણાનો "Spirit of oneness" નો છે, તેમા ભેદપણાનો ભાર નથી. આપણા હીંદના સઘળા ધર્મ પોતાની અંતીમ નેમ મોક્ષ મેળવવાની રાખે છે અને તે મેળવવાના માર્ગો ધર્મ શાસ્ત્રોમા લખ્યા છે અને લોકો પોતાની રૂચિ અનુસાર માર્ગ પસંદ કરે છે

બાદ ભાષણ કર્તા તથા પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી

# पाच अणुव्रत अने तेनी कसोटी.

અણુ એટલે નાના, અને વ્રત એટલે નિયમ, અણુવ્રત એટલે નાના નિયમ આવા નાના નિયમો પાચ છે, માટે પચઅણુવ્રત કહેવાય છે આ પાચ અણુવ્રતને નાના વ્રતો કે નિયમો કહેવાનું કારણ એ છે કે બીજા નહિ પણ એજ નિયમો મોટા કે પૂરેપૂરા પણ હોય અને એ જ્યારે પૂરેપૂરા એટલે મોટાં વ્રતો કે નિયમો થાય એટલે તેમને મહાવ્રત કહે છે

આપણે જૈન છીએ એટલે જિન ભગવાનની આજ્ઞાને અનુસરનારા છીએ શ્રી જિનભગવાનની આજ્ઞાને અનુસરનારા હોય તે બધા જૈન સમુદાયમા ગણાય કેટલાક આમા એવા પણ હોય છે કે આ આજ્ઞા શ્રી જિનભગવાનની છે એવી તેમને ખબર પણ ન હોય છતા તેઓ અનુમોદે છે આવા જૈનો પોતે જાણતા નથી કે અમે જૈન છીએ તેવા જનોને આ લેખક સ્પષ્ટ સમજની ખાતર (Unauthorised Jains) લોકસમત નહિ એવા[1] જૈનો, અને બીજાને (Authorised Jains) લોકસમત જૈન ગણે છે આ બન્ને પ્રકારના જૈનોમા કેટલાક એવા પણ હોય છે કે જિન પ્રભુની પરમ ઉપકારી આજ્ઞાને અનુમોદન આપવા ઉપરાત તેમને માથે ચડાવી તદનુસાર પોતાનુ વર્તન યથાશક્તિ ચલાવે છે અને જે પોતાની શક્તિ છે તેને વિશેષ ફોરવીને ક્રિયામાં પણ મૂકે છે અર્થાત્ જિન ભગવાનની આજ્ઞાને સર્વાશે કે થોડે અશે ક્રિયામા મૂકનાર ચારિત્રવાન્ ગણાય છે આ નાના મોટા ચારિત્રવાનોજ શ્રી જિન સઘ કે જૈન સમાજમા આવેલા કહેવાય આના ચાર પ્રકાર છે તેમા બે પ્રકાર ગૃહસ્થ ચારિત્રવાનના છે અને બે સાધુ ચારિત્રવાનના છે ગૃહસ્થ ચારિત્રમાં શ્રાવક અને શ્રાવિકાઓનો સમાવેશ થાય છે અને સાધુ ચારિત્રવાનમા સાધુ તથા સાધ્વીનો ગૃહસ્થો વ્રતોનો એક દેશ પણ

---

૧ જેમ અન્ય લિગે સિદ્ધ હોય તેમ અન્ય પ્રકારે જૈન

પાળનાર હોવાથી તેઓ અણુવ્રતધારી એટલે નાના ચારિત્રવાળા અને સાધુઓ સર્વથા વ્રતોને પાળનાર ગણાવાથી મહાવ્રતવાળા કે આખા ચારિત્રવાળા લેખાય છે

જગતની મહાન્ જીવ રાશિયોમાં માનવો શિરોમણી છે માનવરાશિમા હાલ પૃથ્વીપર પોણાબે અબજ મનુષ્યો છે આ પોણાબે અબજ મનુષ્યોમાં જાણ્યે અજાણ્યે લોક સમત અથવા ઇતર કેટલાક માણસો જૈન હશે ? જાણવામા આવેલા સાડાતેર લાખ અને અજ્ઞણીતા સાડાતેર કરોડ આ લેખકના સ્થૂલ અનુમાન પ્રમાણે હોય તેવો સભવ છે

એવા મહાન્ સમુદાયમાથી જૈન સઘમા જૈન સમાજમા કોણ ગણાય ? પૂર્વે કહ્યુ તેમ જે અણુવ્રતધારી કે મહાવ્રતધારી હોય તે જે સાધુ અને સાધ્વી, જે શ્રાવક અને શ્રાવિકા વ્રત પાળતા હોય તેજ જૈન સઘમા ગણાય જે વ્રતધારી નથી તે પ્રભુએ સ્થાપિત કરેલા ચતુર્વિધ સઘમા ન હોવાથી સઘ બાહ્ય લેખાય, પણ જૈન સમુદાયની બહાર તેઓ નથી, કારણ કે તેઓ પણ જીન આજ્ઞાના અનુમોદક તો ખરા જેમ એક સભામાં કેટલાક સભાસદો એટલે મેમ્બરસ ( members ) હોય, અને કેટલાક અનુમોદક એટલે એસોસીએટસ્ ( Associates ) હોય છે તેમ અનુમોદકો જૈન સમુદાયમા, અને આજ્ઞા પાળનાર જૈનસમાજમા સમાવેશ પામે છે [૧]

સાધુ શ્રાવક અને જૈન જેમ નપુ વર્તુલ એકબીજાની અદર આવેલાં હોય તેમ સૌથી મોટા વર્તુલ કે કમ્પાઉડમા જૈનો, એ કમ્પાઉન્ડમા આવેલા મેહેલની ગેલેરીમા શ્રાવકો અને મેહેલના દિવાનખાનામા સાધુઓ હોય એમ સમજાય છે

૧ શાસ્ત્રમાં શ્રાવક શબ્દનો અને ઉપાસક શબ્દનો પ્રયોગ ૧૨

કોઇ કહેશે કે અણુવ્રત એટલે નાનકડા સરખા વ્રતોથી શો લાભ ? તો લેખક કહે છે તેના પ્રમાણમાં, જેવડા વ્રત તેવડો લાભ

જુઓ, જરા સરખો પ્રકાશ કેટલા બધા અંધકારનો નાશ કરે છે જુઓ જરા સરખું જ્ઞાન કેટલા અજ્ઞાનને પોબારા ગણાવે છે, હું આ ચૌદરાજની મહાન્ જીવરાશિયોમાં મનુષ્ય છું, એવા જ્ઞાનના પ્રકાશની સાથેજ દેવ નારકી અને તિર્યંચ રાશિયો કરતા હું શ્રેષ્ઠ છું આવું પ્રભાતના પ્રકાશ જેવું જ્ઞાન થાય છે જરા સરખી માન સ શક્તિથી મનુષ્ય આખા તિર્યંચ વર્ગના મુખ્ય અને બળવાન્ ઘોડાને કેળવી શકે છે, મદોન્મત્ત હાથીને પાળી શકે છે, અને વિકરાળ સિંહને પાંજરામા પૂરે છે

આ સામર્થ્ય તિર્યંચ કરતા મનુષ્યનું શ્રેષ્ઠપણું પ્રગટ નથી કરતુ ? અત્યંત કષ્ટની તીવ્ર અગ્નિમા બળતા અને વારંવાર તેથી મૂર્છા પામતા નારક જીવો અને વિષયમા રહેલા વિષથી પોતાના જ્ઞાન સ્વરૂપનું ભાન ભૂલતા દેવતાઓ કરતા માનવનું શ્રેષ્ઠપણું કોને નહિ માલુમ પડે ? ગમે તેમ હો પરંતુ લેખકને તો એવી પ્રતીતિ થાય છે કે મનુષ્યનું જરા સરખું જ્ઞાન ઘણા ઘણા અજ્ઞાનને મનુષ્યનું જરા સરખું દર્શન ઘણાં ઘણા અંધકારને મનુષ્યનું જરા સરખું (આત્મ) સુખ, ઘણા ઘણા દુઃખોને મનુષ્યનું જરા સરખું પરાક્રમ ઘણા ઘણા બાયલાપણાને–હિચકારાપણાને દૂર કરે છે ટુંકામા અણુવ્રત ધારીની અલ્પ શક્તિ પણ આધિ ( માનસિક પીડા ) ને ટાળી સમાધિ કે સંવર રૂપતા કરે છે, ઉપાધિને પુણ્યભોગ કે અલંકાર બનાવે છે અને વ્યાધિને પાપક્ષય કે રોગ નિવૃત્તિરૂપ કરે છે જ્યારે આધિને સમાધિ ઉપાધિને અલંકાર અને વ્યાધિને રોગ-નિવૃત્તિ અણુવ્રત ધારી કરતો દેખાય ત્યારે તેની કસોટી કોનાથી થવી દુર્લભ છે કે તેનું મૂલ્ય નહિ આંકી શકાય ?

વળી આત્મા એટલે જ્ઞાન, દર્શન ચારિત્ર, અને વીર્યરૂપ પો

તાના રૂપનેજ-સ્વભાવને અનુકૂળ વર્તતા અણુવ્રતધારીના મન, વચન, અને કાયા, તે જ્ઞાનાદથી સુવાસિત થઇ કેવા અદ્ભુત કાર્ય કરી શકે છે? જ્યા સુધી હું જ્ઞાન સ્વરૂપ છુ, કે હુ વીર્ય રૂપજ છુ એવુ શ્રી જિનોપદેશવડે અથવા નૈસર્ગિક કે સ્વાભાવિક જ્ઞાનવડે આવ્યુ ન હતુ ત્યાં સુધી તેની શી સ્થિતિ હતી અને જાણ્યા પછી એટલુજ નહિ પણ જાણ્યા પછી તદનુસાર મન, વચન, અને કાયાને પ્રવર્તાવતા શી અદ્ભુત સ્થિતિ લાગી તે કેમ છાનુ રહી શકે? જુઓ વાચક મિત્રો! વરાળ જે લાખો અને કરોડો ટન વ્યર્થ રીતે રાત દિવસ ચાલી જાય છે, તેને જ્યારે બોઇલરમા ભરી-એકત્ર કરી સયમિત કરી એન્જીનમા મોકલાવાય છે ત્યારે તેની પ્રેરણાવડે કેવા અદ્ભુત કાર્યો તે સયમ પામેલી વરાળ કરી શકે છે, તેજ પ્રમાણે આત્મામા રહેલા અનત દર્શન, અનત જ્ઞાન, અનત ચારિત્ર અનત વીર્યને હૃદયમા મનમા, તનમાં, વચનમા સયમિત કરતા શા શા કાર્યો કરે છે અને અન્યને પણ કેવા કલ્યાણપ્રદ તે કામો બને છે, તે હવે આપણે જોઇએ

## અહિસા-અણુવ્રત પહેલુ

વ્રત એ સયમ છે મન, વચન, અને કાયાનો સયમ છે એ સયમ આત્માના અનત ગુણોમા મન, વચન, કાયાને પ્રવર્તાવવાથી-રમાડવાથી થાય છે

સર્વ પ્રકારના રત્નોમાં કૌસ્તુભ કે કોહિનૂર શ્રેષ્ઠ છે અને સર્વ રત્નોની કિમત તેમાં સમાવેશ પામે છે, તેમ અનેક વ્રત રત્નોમા અતિશય રૂપ મૌલ્યનો અહિસા ( અનુકમ્પા-દયા-ક્ષમા ) નામના વ્રત કૌસ્તુભમા સમાવેશ થાય છે

યોગાચાર્ય પતજલિ પણ કહે છે **अहिंसा क्षेत्रमन्येषाम्** બીજા સત્યાદિ વ્રતોનું ક્ષેત્ર ( ઉત્પત્તિ સ્થાન ) અહિસા છે

अनुकम्पते इत्यनुकम्पा જેવુ કમ્પન પોતાને સુખ દુખ વડે થાય છે, તેવુ બીજાને જ્યારે થતુ હોય, ત્યારે પણ પોતાને થતુ એનુ નામ અનુકમ્પા એ અનુકમ્પાને દયા, રક્ષા ઇત્યાદિ પર્યાયો વડે ઓળખવામા આવે છે

## પહેલા અણુવ્રત-અહિંસાની પરીક્ષા

જેમ માતા હોય અને પોતાના બાળકોનું તે નિરન્તર રક્ષણ ચિતવે અને રક્ષણ કરે તેમ અહિંસા અણુવ્રતધારી માનવરત્ન સકલ જીવરાશિની રક્ષા ચિતવે, અને મનુષ્યોની પોતાના ઔરસ બાલ જેવી રક્ષા કરે તેમને હિતમાર્ગ દેખાડે એટલુંજ નહિ પરંતુ તેઓ નાના હોય ત્યા સુધી તેમના હિતભાવ પણ કરે

ભયભીત પ્રાણીઓ સકલ જીવનો રક્ષાવાના અપ્રતિવાનને જોઇ પોતાની બીકને નસાડે છે જેઓ અણુવ્રત ધારી હોય છે તે મનાથી કજીયા કકાસ દૂર નાસો જાય છે જે ઘરમા હોય, જે ગામમા હોય, જે સભામા હોય, ત્યાના મનુષ્યમાથી કુસપ પલાયન પામી સુસપ સ્થપાયેલો દેખાય છે જેમકે કચ્છ નાગલપુરના ઠા કરશીભાઈના અણુવ્રતનો પ્રભાવ માત્ર કહેવાતા જૈનોપરજ નહિ પણ ગામના સર્વ જૈનોપર અનુકુળ અસર કરે છે એ કયા કચ્છ વાસી જૈનથી હવે અજાણ્યુ છે?

જેને શ્રી હરિભદ્રાચાર્ય અને શ્રી હેમચન્દ્રાચાર્યજ નહિ પણ શ્રી યશોવિજય ઉપાધ્યાય યોગાચાર્ય કહે છે, તે યોગાચાર્ય શ્રીપતંજલિ મુનિ યમ સૂત્રમા કહે છે કે-**अहिंसा प्रतिष्ठाया तत्सान्निधौ वैरत्याग**

અર્થાત્ અહિંસા વ્રતની સિદ્ધિ ત્યારે થઇ ગણાય કે જ્યારે તેમની સમીપમા વૈર ત્યાગ થાય એટલે મહાત્માનો જેને હોય તેની પાસે સ્વાભાવિક વૈર વાળા સર્પ નોળીયા ઉંદર, બિલાડી હરણો,

સિંહ જેવા હિંસક પ્રાણિઓ પણ પોતાનું હિંસકત્વ છોડી દે, અને શાંતિથી એક બીજાની પાસે કે ઉત્સંગમાં ગેલ કરે તો પછી મનુષ્યના વૈર ત્યાગ કરાવી, સર્વમાં શાન્તિ પ્રસરાવે એમાં તે શું આશ્ચર્ય ? પરંતુ જો અણુવ્રતો હોય તો અહિંસા નામના પ્રથમ અણુવ્રતની આસપાસ આવેલા મનુષ્યો તો શાન્ત પામે જેમ મહાવ્રતોથી સર્વ જીવો શાન્તિ પામે, તેમ અણુવ્રતીથી મનુષ્યો શાન્તિ પામે મહાવ્રતની શુભ અસર મનુષ્ય ઉપરાંત તિર્યંચો સુધી પણ પહોંચે અને વિરોધી પ્રાણીને પણ અનુરાગી કરે, તેમ અણુવ્રતધારી વિરોધી માનવીનો પણ વિરોધ મટાડી પરસ્પર અનુરાગી કરી શાસન-રસી બનાવે

જુદા જુદા ધર્મવાળા જે સ્થૂલ દ્રષ્ટિએ દેખાય છે પરંતુ વસ્તુત નય પ્રમાણે હોવાથી જિન દર્શનમાં આવેલા છે તેઓને જિન દર્શનના રસીઆ કરે જેમ મહાવ્રત ધારી શ્રી તીર્થંકર મહારાજના સમોવસરણમાં બાર પ્રકારની પર્ષદા હોય, એટલે દેવતાની, દેવાંગનાની, શ્રાવક-શ્રાવિકાની, સાધુ-સાધ્વીની, તીર્યંચની વગેરે હોય તે સકલ જીવ રાશિને પ્રભુના સ્વયંભૂરમણ સરખા વિશાળ હૃદયમાંથી દયાનો ઉપદેશ થતાં સર્વ જીવો દયામયપણું પામે-પાપમન, દુ ખો, વૈર-ઝેરનો ત્યાગ કરી, કરુણામાં મગ્ન થાય તેમ અણુવ્રત ધારી કોઈ સુભાગ્યવાન્ શ્રાવકની પર્ષદમાં પણ બાર પ્રકારના મનુષ્યો સકલ માનવરાશિઓમાંથી હાજર થયા હોય જેવા કે પરસ્પર વિરોધી દેખાતા ઇસાઇ અને ઇસલામીઓ, બૌદ્ધો અને જૈનો વૈષ્ણવો અને શૈવો, હિંદુઓ અને મુસલમાનો, ( પાશ્ચાત્ય અને પ્રાચ્યલોકો ) ગમે તે હોય તે સર્વ શ્રોતૃવર્ગ સમભાવી અણુવ્રત ધારીનું વ્યાખ્યાન સાભળી કુસંપ છોડી સુસંપ કરે છે, વૈર છોડી હેત કરે છે, વિરોધ તજી સાથે રમે છે, હળી મળી એકત્ર થઇ ઉપયોગી ધર્મ-કાર્ય-દયાના કાર્યો કરે છે, અને પોતાનું કલ્યાણ પણ આ માનવ

જન્મમા સાધી લે છે, આટલુંજ નહી પરંતુ પોતાને પ્રાપ્ત થયેલી અનુકમ્પાના અંશ કરતા જ્યારે પોતાના બન્ધુ ધર્મીની અનુકમ્પાનો વિશેષ અંશ જુએ છે, ત્યારે તેને ગ્રહણ કરી ઉચ્ચ અનુકમ્પાવાન્ થતો જાય છે

એટલુંજ નહી પરંતુ પ્રભુની દેશના જ્યા અપાતી હોય તે રમણીય સ્થાનથી બહાર ઘણાક જોજન સુધી, કેટલાક પ્રકારની પીડાઓ જઇ ઋદ્ધિઓ-સિદ્ધિઓ પ્રકટે છે તેમ અણુવ્રત જેટલે જેટલે અંશે પળાતુ હોય તેટલે તેટલે અંશે તેમના વ્યાખ્યાન મંડપની બહાર તે ગામમા પણ કેટલાક માઈલો સુધી તેમની શુભ અસર પહોંચી શાન્તિ ફેલાવે છે સાસુ વહુની સસરા જમાઈની, કુટુંબ કબીલાની નાત જાતની ટંટારૂપી ઇતીઓ જઈ સંપરૂપી રિદ્ધિ પ્રકટે છે વિભાવિક ક્રોધાદિક જઇ સ્વાભાવિક ક્ષમા નમ્રતા સરલતા, સંતોષ, તેતે અંશે પ્રકટતા જણાય છે વળી અણુવ્રતધારી પોતે ક્રોધથી પરાભવ પામતો નથી કારણ કે તે સર્વ જીવનો બંધુ છે વળી મનુષ્યની તે નિકટમાંજ હોવાથી બહુભાગ તેનો પરાભવ કરી શકતો નથી

એક અણુવ્રત ધારીનું હૃદયસરોવર માનવ પ્રતિ એવું શીતળ હોયછે કે ક્રોધાદિ અગ્નિના અસ્ત્રો તેની તરફ આવતા તેમા શાન્તિ પામે છે, એટલુંજ નહી પરંતુ જે જે હૃદયમા દ્વેષની ધુણી ધીકતી હોય, ક્રોધની તાપણી તપતી હોય, વૈરની વરાળ ધમધમતી હોય તેનાપર-સકળ જીવપર ક્ષમારૂપી આંતર પ્રીતિના સરોવરમાથી શાંત ઉપદેશના ફુઆરા મોટા બળથી ઉડી તેમાથી પીચકારીઓ ચાલે છે કે અન્ય હૃદયોમા બળતી દ્વેષ, ક્રોધ વૈરની અગ્નિઓ શાન્ત થાય છે આમ કહેવાતા દુશ્મનો પણ ગણાતા માનવબાંધવો બને છે આ પ્રકારના અણુવ્રત ધારીના વિચાર આન્દોલનો પણ અહર્નિશ થોડું કામ કરતા જણાઈ આવ્યા નથી હાલ પણ કેટલાક

મહાભાગ્ય સાધુ મુનિરાજો જિન શાસનના સદ્‌ભાગ્યના લીધે એવા હોય છે કે તેઓ જે ગામ વગેરેમાં જ્યાં જાય ત્યાં ઉંદર બીલાડી એક બીજાને ન રંજાડે એટલું પણ જણાયું નથી વળી નથી જણાયું કે તે ગામના સર્વ ભિન્ન ભિન્ન ધર્મ વાળાના વિરોધ મટાડી મનુષ્યોમાં સુસંપ સાધી શાન્તિ પમાડે નથી જોવામાં આવ્યું કે પોતાના શાસનમાં આવેના નામ દ્વારાએ પ્રભુ પૂજકો, કે પ્રતિમા દ્વારાએ પ્રભુ પૂજકોને પોતાની દેશનામાં આકર્ષી તેમનામાં સુસંપ કરાવે, અનેક દયાના-સમભાવના ધર્મ કાર્યો કરાવી તે ગામ છોડતા હોય! તથાપિ એટલું તો લેખકના જોવામાં આવ્યું હશે કે શ્વેતામ્બર સંઘ કે ગચ્છના ટંટા મટાડી શાન્તિ ઉપજાવી સર્વના હૃદયમાંથી કલેશનો સર્વથા કેટલાકોએ નાશ કર્યો છે આવું દૃષ્ટાંત એક નથી પણ અનેક છે પરંતુ આપણે એવું તો કોઈપણ નહીં ઇચ્છીએ કે મહાવ્રત ધારીતો શું પણ અણુવ્રતધારી પણ સુસંપ શિરોમણિ જિન દર્શનમાં વેર ઝેર ન હોય ત્યાં વેર ઝેર કરાવે-કદિ નહિ

આપણે એવા અણુવ્રત ધારીને જોવા ઇચ્છીશું કે જે ઉપર લખ્યા પ્રમાણે સાધુ મુનિરાજના વ્રતની શુભ અભિવૃદ્ધિ જોઇ, મનુષ્ય જાતની સર્વ મનુષ્યોમાં હિતાવહ સક્રિયાઓ થાય, અને સાધુઓની સર્વ જીવો પ્રત્યે શુભ ક્રિયાઓ થાય

અરે! અણુવ્રતધારી, સર્વ દર્શનોના વિરોધને અનેકાંતવાદે, સર્વ માનસ દયાથી, જૈનોને, સ્વદર્શનના અનુમોદક કરતા રહે તો મહાવ્રતધારી "સવી જીવ કરૂં શાસન રસી" એવા ભાવમાં હોવાથી એવા આચારમાં પણ દેખાશે અને એવા સુસાધુનું દૃષ્ટાંત લઇ અણુવ્રત ધારી શ્રાવકોને મહાવ્રત પર ચઢાવશે, તો અણુવ્રત ધારી, જૈન દર્શન અનુમોદક સર્વ મનુષ્યોને જિન અણુવ્રત અંગીકાર કરવાને ઉત્સાહવાન્ પણ બનાવશે

આપજ વિચારી લેશો માટે મારૂં હૃદય, મારૂં કામ અને એજ પ્રમાણે મારૂં નામ આપ માનો, કે ન માનો તો પણ આપ થોડા વખતમા જોશો કે તે હામની છે સુસપ અવિભક્તતા છે, અને તે હેતુ શાસ્ત્રના મૂળ હેતુ–આશયને વળગી દેશકાળની પદ્ધતિએ માત્ર સાધેલ હોવાથી આપશ્રીને નવીનતાની ભ્રાંતિ લાગતી હશે, પરંતુ તેમા તેવુ કંઈ નથી

લેખકને આપની નીચે લખેલી સમ્મતિ મળી તેથી હર્ષ થાય છે એટલુંજ નહિ, પરંતુ આ યુગને છાજતા આપના વિચારોનુ જેમ અનુમોદન મળ્યુ છે તેમ આપની ક્રિયાનુ પણ આપના ઉપદેશનુ પણ આપના યોગનિષ્ઠતાના અતિશયનુ આય દે અનુકરણ પણ થશે આપ લખો છો કે—

' ત્રણે ફીરકાઓમા પણ જેટલી બાબત મળતી આવતી હોય તેટલામા એકતા કરીને રહે તો આનંદની વાત છે ' આપના આ વિચારને આ લેખક અનેકવાર ધન્યવાદ આપી આપને એટલી પ્રાર્થના કરે છે કે ત્રણે ફીરકાઓમા જેટલી બાબત મળતી આવતી હોય તેટલામા અમે એક્તા કરાવી એક્તાનો શો આનંદ છે તે દેખાડીશુ આમ જો બને તો લેખક ખાત્રી પૂર્વક કહે છે કે ત્રણે ફીરકામા જ્યા વિરોધના દેખાવ છે, તે વિરોધતાની શંકા થોડા વખતમા ઉડી જઈ ક્ષયોપશમનો વિચિત્રતા –કે વિવિધતા ' પ્રત્યક્ષ થશે એટલુંજ નહિ પરંતુ આપની પેઠે બીજા મુનિ મહારાજા પણ કેવેલની દીક્ષા કરવાનુ નહિ ઈચ્છે તો હાલ જે આપના વિચારમા ઐક્યતા છે તે થોડા વખતમા સુજ્ઞજનોના વિચાર ઉપરાત ઉપદેશમા અને પ્રેમોના આચારમા પણ જોવામા આવશે કારણકે બાગ કે અનુકૂળતા નો ઘણો ભાગ અનુસરણ કરનારા હોય છે

સિદ્ધાતો વિરૂદ્ધ નવીન પંથની પ્રવૃતિ તથા તત્વવિરૂદ્ધ પ્રરૂ

પણાને પણ સત્ય માની લઇ ઐક્યતા ક્ગાના દિમાયતી થઇ જવુ" એ જેમ આપનો વિચાર નથી તેમ લેખકનો પણ નથી તથાપિ સિદ્ધાંત દુખીપર દયા કરવાનુ, ગુણવાનપર પ્રેમ રાખવાનુ અને સમશીલવાળાપર મૈત્રી ગખવાનુ ના પાડતા નથી તેમજ તત્વાનુકૂળ બાબતો એટલી બધી છે કે જેમા ઐક્યતા સાધવી તે ઘણીજ ઉપ યોગી થઈ પડે અને જ્યા હાન કદાચ વિરોધ દેખાય ત્યાં માધ્ય-સ્થતા કે કરુણા પણ રહે

" શ્રીમદ્ રાયચદ્રના રાગીઓ તેમના નામનો પથ કાઢવાની હીલચાલો કરે તો તેનો વિચાર સ રે કરવો જોઇએ'

શ્રીમદ્રાયચદ્રના રાગીઓ નવીન પથ કાઢવાની પ્રવૃત્તિ કરતા હોય એવુ આ લેખકના જાણવામા નથી તથાપિ આપ કે અન્ય મુનિમહારાજાઓ સ ઘને પ્રેરણા કરે કે તમારે વિચાર કરવો જોઇએ અને કદાચ તેઓ વિચાર કરે અને રાયચદ્રના પુસ્તકની જાહેર તપાસ વિના તેનો પણ નિષેધ કરવામા આવે તો લેખકને ભય રહે છે કે આપે નવીન પથ ખરોખર તેમની ઇચ્છા હોય કે ન હોય તો પણ ઉત્પન્ન કરાવ્યો એમ ઘરો જે તેઓમા ભૂલ હોય ત્યા આપ જેવા સામર્થ્યવાનને તેઓનાપર કરૂણા કેમ નથી આવ-તી ! જે જે તેઓમા ગુણ હોય તે ગુણોની વૃદ્ધિને માટે તેમને ઉત્સાહ કેમ નથી આપવામા આવતો ! આપતો સારી પેઠે જાણો છો કે તિરસ્કાર અતરને-ઢેગને વધારેછે અને કરૂણા અતરને મટાડે છે ગુણની પ્રિયા વિરોધ છેદુ પાડે છે અને તેનો પ્રમોદ પોતાનામા તે ગુણો પ્રગટાવી છેટાને ઢેદી ગુણોને સામી રમા લાવે છે

આપશ્રીના લખવા પ્રમાણે કદાચ નવીન પથની શકા આપ નામાથી ગઈ હોય માન " રાખી " રહી હોય તે તેનું સમાધાન કેમ થશે તે દેખાડવા લેખક યથાશક્તિ પ્રયાસ કરે છે

દાખના તરીકે ૨૪મી સપ્ટેમ્બરના સાંજના પત્રમાં આપ લખો છો કે "શુ સ્થાનક વાસી પ્રતિમાને માનનાર છે !'

આના ઉત્તરમા લેખકે જણાવ્યુ છે કે સ્થાનકવાસી આત્મારામજી, સ્થાનકવાસી રત્ન વિજયજી, સ્થાનકવાસી પદ્મવિજયજી, હાલ પ્રતિમાજીની ભાવપૂજા નથી કરતા ? તેમજ સ્થાનકવાસી પ્રમાણુ વિજયજી ભાવપૂર્વક દ્રવ્ય પૂજન શુ નથી કરતા ? આમ શાથી થયુ ! સ્થાનકવાસી મંદિરમાર્ગીના પુસ્તકોનો અને વિદ્વાનોનો પરિચય કરવાથી કે દિવસાનુદિવસ છેદુ પાડવાથી-પડાવવાથી ?

વળી અનેક સમાન બાબતમા 'અવિભક્તતા' સાધી તો જ્યાં વિરોધ દેખાય છે ત્યા વિરોધ નહિ રહે જ્યારે પરસ્પર મંદિરમાર્ગી અને સાધુમાર્ગી પોતાના અનેક ગુણોવડે મળશે ત્યારે-અને એવો પ્રયત્ન થોડા વખત સુધી જારી રહેશે ત્યારે-આપણે જોઈ શકીશુ કે આપણા સ્થાનકવાસી ભાઈઓ પ્રતિમાને માનનાર થશે એમ નહિ પરતુ તેઓ શ્રીવીતરાગની પ્રતિમાની નિંદાતો નહી કરશે કે નહિ કરવા દેશે હાલના કાળમાં આટલા વિરોધનો લોપ થાય તો ઉભય વર્ગનુ કાજળ પડતુ ધમબળ વિશેષ કામ આવે લેખકનુ એમ માનવુ છે કે ત્રણે ફીરકાના સુજ્ઞજનોમા આમ થવુ એ દુશકય નથી

વળી સાધુમાર્ગી નામનિક્ષેપાએ જે સાધ્યરૂપ શ્રી અરિહંતના ગુણગ્રામ કરે છે તેજ સાધ્યરૂપ શ્રી અરિહંતને નામ ઉપરાંત સ્થાપના વડે પણ પામે એ જોઈ કયો પ્રજ્ઞજૈન આનંદ નહિ પામે ? પછી તે ગમે તે ફિરકાનો હોય તેથી શુ થયુ ?

નામનિક્ષેપે ઉભયની અક્યતા-ઉભયનુ સાધ્ય જ્યારે એક છે અને સ્થાપનાવડે પણ જ્યારે તેજ સાધ્યની પુષ્ટિ થાય છે તો આપ જેવા સમર્થ યોગિયો શા માટે સાધ્યદશા ઉપર પ્રજ્ઞ પુરૂષોનું લક્ષ

એ ચવાનો આના અનુકુળ યુગમા પણ-આવા સુસપના યુગમાં પણ પ્રયત્ન નહિ સેવતા હોય ?

આપ લખો છો કે " નવીન વેષ-નવીન ક્રિયા એજ (નવીન) પથનો મૂળ હેતુ છે"

લેખકના વિચાર પ્રમાણે આ વાત કઈ આગળના વખતમાં ખરી હશે, અર્થાત્ વેશ એ નવીન પથનું કારણ ગણતુ હશે પણ સાંપ્રત વિચાર કાળ તો અમુક વેષની અને ક્રિયાની કયા એકજ વિચારમાથી ઉત્પતિ છે તેને જોવા લાગ્યો છે માટે નવીન પથનું મૂળ નવીન ક્રિયા કે નવો વેષ ન હોય પરતુ નવીન વિચાર હોય. કારણ કે વિચાર એ ક્રિયા અને વેષનો પિતા છે, તથાપિ ઐકયતા સાધનાના ઉપાયને નવીન પથ કહેવો એતો વિચાર સ કોચતાની ઉપરાંત હૃદય સ કોચતાની પણ કઈક "ઝાખી" કરાવે છે

૧ જુઓ નાના પ્રકારના રગોવાળી સાડીઓ પહેરનાર બ્હેનોને વેષ જૂદો હોય છે તે છતા એકજ મ દિરમા દર્શન કરવા જતી દેખાય છે

૨ જુઓ ગૃહસ્થો, ગોરજીઓ અને સાધુઓ જુદા જુદા વેષોને પણ જુદા જુ ા પથ કાઢવાનુ મૂળ ન ગણીને શ્રી શત્રુંજય ગિરિપર શ્રી આદીશ્વરના દર્શન કરતા જોવામા આવે છે-કારણ કે ત્યાં વિચારની ઐકયતા છે

જુઓ અચળ ગચ્છવાળા શ્રી વીતરાગ પ્રભુની પૂજા કરતાં નાભિથી હૃદયપર, હૃદયથી કઠપર, કઠથી લલાટપર અને લલાટથી શિખાપર પૂજન કરતા જોવામા આવે છે ત્યારે તેજ આદીશ્વર ભગવાનની પૂજા કરતાં અન્ય અપેક્ષાને અવલબી તપગચ્છવાળા ખભાપર પૂજન કરી પ્રથમ શિખાપર, પછી લલાટપર, પછી કઠ

---

૧ ૨ વેશ ભિન્નતામા પથની શકાનુ સમાધાન

પર, પછી હૃદયપર અને છેવટે નાભિપર પૂજન કરે છે એથી શુ એક સાધ્યરૂપ વીતરાગ દેવને છોડી કોઈ અન્ય દેવનુ પૂજન થયુ કહેવાય ! કે નવીન ઉદ્ભવ પૂજન વિવિધતાને લીધે ગણાય ! ૧

આ લેખ લખવાનો હેતુ —મહારાજ શ્રી શાસ્ત્રાનુકુળ સપ આનને પ્રશસ્ય ગણે છે તો તે વિચારને અમલમા મૂકવાની પણ પ્રવૃત્તિ કરતા રહેગો અને આમ કરશો તો અવિભક્ત જૈનતા જેનો અરૂણોદય થયો છે તેનો ઉદય-વૃદ્ધિ પણ જોવા પામશો એટલુજ નહિ પણ તેનો આનદ પણ આ નવીન યુગને આપથી દેખાડશો એવી યોગનિષ્ઠ મહારાજશ્રીના શિષ્યની પ્રાર્થના.

હાર્મેની Harmony

---

# जैन धर्मनो जगतने संदेशो

## ( A Message of Jainism )

જૈનધર્મનુ લક્ષ્યસ્થાન પ્રથમ ઇશ્વર-પ્રાપ્તિ અને પછી પરમેશ્વર પ્રાપ્તિ ઇશ્વરને જૈનો જિન અને પરમેશ્વરને સિદ્ધ કહે છે ઇશ્વર પ્રાપ્તિ એટલે પોતામા રહેલ ગુપ્ત ગુણોને પ્રગટ પૂર્ણ પણે કરવા તે જ્યારે જ્ઞાન દર્શન, આનદ અને બળ એ ચારે અનત કે પૂર્ણ અવસ્થાને પહોચે ત્યારે મનુષ્ય પોતે ઇશ્વર કે જિન કહેવાય છે એ ચારે ગુણોને જૈનશાસ્ત્રમા અનતચતુષ્ટય કહે છે

જગતનો ઉદ્ધાર કરવાને ઇશ્વરને જગત્મા પોતાનુ ઉચ્ચ સ્થાન છોડી મનુષ્યપણુ લેવુ પડે છે એટલે કે ઇશ્વરને અવતાર લેવો પડે છે એ કલ્પનાને જૈન ધર્મમા સ્થાન મળ્યુ નથી પરતુ મનુષ્ય

---

૧ ક્રિયાભિન્નતા પણ મા । ભિન્નતા નથી તેનુ ઉદાહરણ

પોતે પોતાની સત્ જ્ઞાન અને સત્ક્રિયાથી ચડતો પોતે ઇશ્વર કે જિન થઈ શકે છે, આ વાત જૈનશાસ્ત્રમા ઠામ ઠામ જણાવેલી છે. આત્મા અનત જ્ઞાન, અનત દર્શન, અનત આનદ, અનત વીર્ય (પરાક્રમ ) એ ગુણોથી પ્રપૂર્ણ છે એ ગુણો મનુષ્ય સત્ય ક્રિયાથી પોતામા પ્રગટ કરે, ત્યારે તે મનુષ્ય ઇશ્વર કે જિન ગણાય છે. ટુ કામા જૈનધર્મ એ માનવેશ્વર ધમ છે, અર્થાત્ મનુષ્ય ધમ છે, અર્થાત્ મનુષ્ય પોતે ઉચ્ચમા ઉચ્ચ અવસ્થાએ ઇશ્વર એટલે ત્રણ જગતના-સ્વર્ગ-મૃત્યુ અને પાતાળના સર્વ જીવ માત્રમા શ્રેષ્ટમા શ્રેષ્ટ એવો વ્યક્તિ આ વ્યક્તિ તે મનુષ્યજ હોઈ શકે એવુ જિનધર્મનુ માનવુ છે

## ઇશ્વર કેવો છે ?

જે મનુષ્ય, આનદનો સાગર જાણે હોય, સામર્થ્યનો મેરૂ હોય, જ્ઞાનનો સૂર્ય હોય, દર્શનનો પૂર્ણ ચદ્ર હોય તે મનુષ્ય અન્યજનોથી ઇશ્વર કે જિન એવા નામથી ઓળખાય છે

## આવુ ઈશ્વરત્વ મનુષ્યમા કેમ આવે !

ટુ કામાં આ પ્રશ્નનુ ઉત્તર એટનુજ કે-**સેવાથી** સેવા કોની ? ચોરાશી લક્ષ યોનિમા રહેલા સર્વ જીવોની માણસ પોતે ગમે તેવો ઉચ્ચ સ્થિતિએ ગણાતો હોય તો પણ એ મનુષ્ય રત્ન પોતે લઘુમા લઘુ નાનામા નાનો બની જીવ માત્રની સેવા કરવાને **સેવાધર્મ** અગીકાર કરે એટલે તે ઇશ્વર તરફ ચડતો ચડતો અંતે મનુષ્યપણામાજ ઇશ્વરપણુ પામી શકે છે મનુષ્ય અવસ્થામા છેલ્લામા છેલ્લી હદ કે ટોચ તે જિન કે ઇશ્વર છે એ ઇશ્વર સકલ દોષથી રહિત એટલે પૂર્ણ પવિત્ર છે, અનત જ્ઞાનવાન્ છે, અનત આનદવાળો છે, અને અનત સામર્થ્યવાન્ છે બીજી રીતિયે કહીએ તો સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, સર્વાન દ યુક્ત અને સર્વ દર્શી છે

ભાવી ઇશ્વર અને પરમેશ્વરને જિનરાજ ગણી સેવે છે સર્વ જીવો ભાવી ભગવાન્ છે, લાલન ભક્ત છે સર્વ જીવો સેવ્ય છે, લાલન સેવક છે સર્વ જીવો રાજા છે લાલન પ્રજા છે સર્વજીવો શેઠ છે, લાલન ચાકર છે સર્વજીવો ગુરૂ છે, લાલન શિષ્ય છે આમ સર્વે ગુરૂતમ કે પ્રભુતમ છે, લાલન લઘુતમ કે અપ્રતમ છે

## કુદરતી નિયમ.

જે લઘુતમ છે તે પ્રભુતમ થાય છે જે પ્રભુતમ માની લે છે તે લઘુતમ બને છે

લઘુતાસે પ્રભુતા બઢે,
પ્રભુતાસે પ્રભુતા જાય

આમ માનવ સેવા-જીવ માત્રની સેવા કરનાર ભાવી માળે ઇશ્વર થાય એવુ જિન શાસ્ત્રનુ વચન છે અને કુદરતનો પણ કાનુન તે વોજ દેખાય છે

પ્રથમ તો સેવા ધર્મ અંગીકાર કરતારના પાપ અહીંજ ભસ્મી ભૂત થાય છે

જ્યારે ન્હાનામા ન્હાની કીડી અને મ્હોટામાં મ્હોટો ઇન્દ્ર, ન્હાનામાં ન્હાનો ભિક્ષુ અને મ્હોટામા મ્હોટો રાજા એ સર્વમા ઇશ્વર પણુ જિનપણુ કે બ્રહ્મપણુ જે અનન્ત ગુણથી ભરેલુ છે, તે દેખાય-જોવાય, અને વર્તમાનમાજ અનુભવાય અને પોતાને તેના ભક્ત-સેવક ગણાય ત્યારે તેના ગુણો પર તેને પૂજ્ય ભાવ હોય ગુણવાનની અનમે ના પૂર્વક સેવા હોય, પણ ઈર્ષા કે દ્વેષ ન હોય, આમ કરવાથી તેના પાપ સર્વત્ર બળી જાય પરન્તુ તે ગુણોની અન્દર સ્તુતિ કરતાં પોતાને તેના સમાન નહિ પણ લઘુતમ કે અપ્રતમ ગણતો હોવાથી એવુ પુણ્ય બાંધે કે તે તીર્થંકર ગોત્ર ઉપાર્જન કરે અર્થાત્-ઇશ્વર કે જિનેશ્વર થાય આમ સર્વ જીવને પુજ્યતમ ગણી પૂજત

એવા પૂજ્ય ગુણો પોતાનામા પ્રકટે એટલે કે તેને મેરૂ જેટલા શુભ કર્મો પદા થતા તે પોતેજ જિનત્વ પામે છે ઇશ્વરત્વ પામે છે આવા સમયે સર્વ જીવને પ્રત્યક્ષ કેવળ જ્ઞાનરૂપ જોઈ, પોતે અનુભવી પોતાને પણ તેમા સમાન રાખી ભાવના કરતા કરતા જીનિંદત્વ એટલે પરમેશ્વરત્વ પણું પુરૂષોત્તમપણુ પામે છે

---

## શાંતિનો માર્ગ.

વેર વિરોધ થવાનુ કારણ સ્પષ્ટ છે સ્વધર્મની ખુબી બતાવવા કરતાં પરધર્મની નિંદાનુ એહુ મોજન કરનાર—કરાવનાર આપ ધર્મી કહેતા,–કહેવાતા મહાત્માઓની જગતમા કાઇ ખોટ નથી, અને કહેવુ પડે છે કે, ગમે તેવા સદ્ હેતુથી પરધર્મની નિંદા કરવાનુ ઉચિત ધા ર્યામાં પૂર્વે આવ્યુ હોય તથાપિ હાલ તેનુ પરિણામ અશાન્તિમાજ આવ્યુ છે—એ સર્વ કોઇને જાણીતુ છે

સ્વસંપ્રદાય—સ્વપથ, સ્વમાર્ગ, સ્વગચ્છ, અને પોતાનાજ ટોળામાજ આવતા ધર્મની સુંદરતા દર્શાવવા કરતા પર સંપ્રદાય કે બીજાના ટોળાની ખોડખાપણ ઉપર તિરસ્કારનો ક્રોધ વરસાવનારા પૂર્વે હતા અને હાલ પણ કાંઈ ઓછા થયા નથી

આવા વખતમા કે જ્યારે ધર્મ પોતે મુખે ૐશાંતિ ૐશાંતિઃ ૐશાંતિ એવા ઉચ્ચારો કરે છે, તેજ સ્વમુખે અન્ય સંપ્રદાયોને શાંતિથી ભેટવાને બદલે—ભેટવાને બદલે નાસ્તિક, મિથ્યાત્વી અનાર્ય મ્લેચ્છ, કાફર, કુસંગી વગેરે ગાળાઓ કરતા પણ કઠોર વાણીના શસ્ત્રોવડે ધર્મ જગતમા અશાન્તિ ફેલાવ્યા કરે છે આવી વેળાએ આપણી ઉધરતી હિંદી પ્રજાને કઇ પદ્ધતિએ ધર્મ જ્ઞાન અપાય કે, જેમા સ્વધર્મની લાભ દાયક સર્વને હિતકારક અને ઉત્ત

રોત્તર ખુબીઓના વિશેષ વિશેષ દર્શન થયા કરે અને પરધર્મની ઘણુ કરી જ્યાં ગુણ હોય ત્યાં સ્તુતિ થાય, અને નિંદા તો નજ થાય

## નિંદા—તિરસ્કાર નહિ પણ કરૂણા પ્રમોદ.

એવી કઇ પદ્ધતિએ ધર્મનો બોધ અપાય કે પોતાથી ન્યૂન શક્તિવાળા જે ધર્મો કે સંપ્રદાય જણાય તેના ઉપર તીરસ્કાર ન થતા એ ધર્મ અમારો લઘુ બંધુ છે એવું જાણી તેની તરફ કરૂણાથી વર્તાય ?

પોતાથી ગુણ દ્રષ્ટીવડે જણાય કે અમુક ધર્મ કે સંપ્રદાય અધિક શક્તિવાળો છે, તો તેને પણ પોતાનો વડીલ બંધુ જાણી, તેની સાથે ઇર્ષ્યાથી ન વર્તતા પ્રમોદ વર્તાવે અને સકલ ધર્મવાળા સાથે સ્નેહ રાખે

ઘણુ કરી ધર્મ જે આપણને જ્યારે આપણાથી શરીરે દુખી બુદ્ધિએ અલ્પજ્ઞ રિદ્ધિએ ગરિબ, એવા માણસ હોય તેના ઉપર કરૂણા બતાવવાનું શીખવે છે તો પછી એ ધર્મ સમુદાય પોતા કરતા જે ધર્મ સમુદાય અશક્ત હોય, અજ્ઞ હોય નિર્ધની હોય, તેના ઉપર કરૂણા કાં નથી કરતો ? અને પોતાના દુખી અલ્પજ્ઞાની નિર્ધન બંધુ ધર્મને સુખી—જ્ઞાની—ધની કે બળવાન કાં નથી બનાવતો ? તેમજ જ્યારે આપણને આપણા કરતા મને, તને ધને, અને અધિકારે જે અધિક હોય તેને જોઇને રાજી થવાનુ જો ધર્મ શીખવે છે તો તે ધર્મ સંપ્રદાય બીજા ધર્મમાં ધન, તન, મનની અધિકતા જોઈ, રાજી કેમ થતો નથી ?

માનવો એક બીજાને બંધુઓ ગણવા-માનવા અને હવે કાંઇ વર્તવા પણ શીખ્યા છિયે ત્યારે અન્ય ધર્મોને ધર્મ પોતે પોતાના સગા બંધુ ગણીને તેમની સાથે કેમ નહિ વર્તતો હોય ? ખરેખર માનવ જાતના સુપુરૂષે જ્યારે હાલ અંદર અંદરના ટોળાના, મન્ડળોના

કે સપ્રદાયોના કલહો પીગળી જઈ કાનફરન્સો–પરિષદો થવા લાગી છે, એવે વખતે કોઈ ઉદાર ધર્મે પોતાના હિંદુસ્તાનના સર્વ બાંધવ ધર્મોને એકત્ર કરી, યુનીયન રીલીજ્યસ કોગ્રેસ(Union Religious Congress ) બનાવી ધર્મ ધર્મ વચ્ચેના કલહ શા માટે પીગળાવી નાખવા ન જોઇયે? હિંદમા આમ કરી વિરોધતાવાળુ નહિ, પણ વિવિધતાવાળુ ધાર્મિક ઐકય શા માટે દેખાડવુ ન જોઇએ, ? પરસ્પર લડી, સ્વધર્મ જોવાનુ બળ આપણે ખોઇએ છિયે એટલુજ નહિ પણ અદેખા બીડના કુતરાની પેઠે પોતાનો ધર્મપણ પાળતા પરધર્મને અટકાવીએ છિયે, એવુ હાલનુ આપણુ ધાર્મિક કહેવાતુ વર્તન કેવુ હસવા સરખુ છે? માટે પોતાના ધર્મ બળને તેવે માર્ગ ન વાપરતા પોતાનોજ ધર્મ પાળવામા વાપરવુ એ પણ ઠીક થઇ પડશે

સર્વ દર્શનના જ્ઞાની પુરૂષો એમ કહે છે કે અને કહી ગયા છે કે સર્વ ધર્મ સમાન છે એમ કહેવાનો આશય એમનો એવો નથી કે ગોળ અને ખોળ તે બન્ને એક સરખા છે પરતુ એ મીઠા તો બન્ને છે જે અવસ્થાએ જીવને ખોળ મીઠો લાગે છે, અને જે અવસ્થાએ જીવને ગોળ મીઠો લાગે છે, તે અવસ્થામા અતર છે, તથાપિ મીઠાસના રસીક તો બન્ને અવસ્થાના જીવો હોય છે એટના માટે ખોળના રસીકને ભોગ અને ગોળના રસીકને જુદા પરસ્પર કહેવા એના કરતા ખોળની મીઠાસને રસે ગોળની અનુમોદના કરવી, અને ગોળના રસીકજનોએ ખોળનો તિરસ્કાર કરવાને બદલે પોતાની રસિકતા ઓળખાવવાને ખોળ એ સાધન છે એમ જાણી ખોળના રસીક વાળાનો ઉપકાર માનવો ઘટે આ પ્રમાણે ન્યુન શક્તિવાળા ધર્મો ઉપર અને અધિક શક્તિવાળા ધર્મો ઉપર કરૂણાદષ્ટિ, સમદષ્ટિ, ઉપકારદષ્ટિ, થઇ શકે છે કોઈ ધર્મમા કોઈ ગુણનુ પ્રધાન્ય દેખાય છે, તો બીજા ગુણના વર્તનમાં ન્યૂનતા દેખાય [illegible] બીજા ધર્મમા જ્યારે પહેલા ધર્મમા દેખાતી ન્યૂનતાવાળા [illegible]મા અધિકતા દેખાવ આપેછે, તો

બીજાજ ગુણમા ન્યૂનતા દેખાય છે. આમ વિચાર કરતા કેટલાએક ધર્મોના ગુણોનુ તારણ કરવામા આવે તો દરેક ધર્માના ગુણોના સર વાળાની રકમો જુદી હોય છે, તથાપિ સરવાળો એક સરખોજ થઇ રહે છે

દાખલા તરીકે મનુમહારાજ ધર્મના દશ લક્ષણ જેમ કહે છે, તેમ જૈનાચાર્યો ધર્મની દશ દશ મહાશિક્ષાઓ બોધે છે ક્રિશ્ચયનોની દશ આજ્ઞાઓ છે, અને બૌદ્ધમા પણ તેવાજ દશશીલ છે વર્તનમા કોઇ ધર્મ સસ્થા એક ગુણમાં અધિક તો બીજા ગુણમા ન્યુન અને બીજામા ન્યુનતો ત્રિજામા અધિક હોય છે

કોઇ ક્ષમામા અધિક તો કોઇ સત્ય તેટલાજ પ્રમાણમાં બોલી શકતુ નથી કોઈ પ્રમાણીકપણામા અધિક તો તેટલા જ પ્રમાણમાં બ્રહ્મચર્ય કે શીળ પાળી શકતુ નથી, પરતુ આમ જે એક બીજા કરતા જે અધિક હોય, તેણે પરસ્પર લડીને પોતાનુ બળ ઘટાડવા કરતા પરસ્પર સહાય ભૂત થવુ કુદરતે પણ જે જેમાં જે ગુણ સ્વા ભાવિક રીતે અધિક છે તે ધર્મને તે કાર્ય ચલાવવાનુ સોપેલુ હોય એવુ સ્પષ્ટ જણાઇ આવે છે જેમ એક રાજ્યની સુવ્યવસ્થાને વાસ્તે જે માણસમા જેટલુ માનવ સામર્થ્ય હોય, તે માણસને તેટલો અધિ કાર આપી, રાજા તેની શકિત પ્રમાણેના પરગણા ઉપર કે દેશ ઉપર સત્તા ચલાવવાનુ સોપે છે તેમ કુદરતરૂપી મહારાણી પણ જે ધ ર્મમાં જેટલું હૃદય બળ પ્રકટેલુ હોય છે તેને તેટલો અધિકાર આપી, તેટલા જીવસમુદાયનુ રક્ષા કરવાનુ કાર્ય સોપે છે અને જ્યારે કોઈ પણ અમલદાર પોતાને સોપેલી સત્તાનો સદ્ ઉપયોગ કરી પરગ ણામા કે દેશમા રહેનાર લોકનો સતોષ મેળવે છે, તોજ ઉપરનો અધિકાર પામી શકે છે તેજ પ્રમાણે કુદરતના રાજ્યમાં પણ જે ધર્મ પોતાના હૃદય બળ વડે કુદરતના અમુક ભાગમા જીવ સમુદાયની રક્ષા કરી, સતોષ આપે છે, તોજ તે વધારે ઉચ્ચ અધિકારને પામે છે

ઉદાહરણ તરીકે કુદરતે દરેક ધર્મને અહિસા કે દયા કરવાને કહ્યુ છે અને ધારો કે ક્રિશ્ચયનોને સર્વ મનુષ્યને, દયા કરવાનો અધિકાર આપ્યો હોય, હિંદુઓને પણ પશુ પક્ષી વીગેરેની રક્ષા કરવાની સત્તા આપી હોય, અને જૈનોને તે ઉપરાંત ઝીણા જતુઓની પણ રક્ષા કરવાનુ સોંપેલુ હોય, અને તેઓ પોત પોતાના દયારૂપી ક્ષેત્ર ભાગમા બરોબર કામ ચલાવી પ્રજાની સત્તાની આડે આવ્યાવિના કામ-લેતા હોય, તો આ મહા ધર્મો પોતાનુ ધર્મ બળ અજમાવી સવ ધર્મના ઉચ્ચ હેતુ પ્રાપ્ત કરી શકે, માટે જેમ પોલીશ કોન્સટેબલ મેજીસટ્રેટને મદદ આપે છે, તેમ એક ધર્મ બીજા ધર્મને મદદ આપવી જોઇએ આજ પ્રમાણે સત્યના રાજમા, બ્રહ્મચર્યના રાજ્યમા, પ્રમાણીકતામા પરસ્પર સવ ધર્મવાળાઓ કાતો મદદ કરે કે પોતાનુ પોતે પાળી રહે, સાચવી રહેતો,—હિંદુસ્તાનના ધર્મજગતને ઘણો મ્હોટો લાભ થઈ શકે એમ છે અને ગીદી નેશનલ, કોંગ્રેસ Indian national congress તે હિંદી રાજકીય કોંગ્રેસ તરીકેનુ કામ બજાવે છે, તેમજ ઇંડીયન નેશનલ એડયુકેશનલ *Indian natoinal* educational ) ઈડિયન નેશનલ ઇંડસ્ત્રીઅલ (Indian national Industrial) વિગેરે કોંગ્રેસો ભરીઅ તે ઇંડિયન નેશનલ રીલીજીયસ કોંગ્રેસ(Indian national religious congress)બનાવી શકાશે

જૈનો અને હિંદુઓ જેમ જનાવરોની હોસ્પીટલ કે પાંજરાપોળ જેવી સસ્થાઓ બનાવે છે તેમ આપણા ક્રિશ્ચિયન બાધવો લુલા, લગડા, પાગળા, આધળા, મનુષ્યોની પાંજરાપોળો કે હોસ્પીટાલો કરીને પણ આવી દયાની લાગણી પ્રસિદ્ધ કરે છે આવુ છે તો શા માટે ધર્મો એક બીજાના વિરોધી છે એમ જણાવી ગીદના ધર્મ રાજ્યમા અશાન્તિ દેખાડવી જોઇએ ? પરતુ સર્વત્ર શાન્તિ, શાન્તિ અને શાન્તિ, જેમ ધર્મો મુખે પોકારે છે, તેમજ તેમના મન, તન, અને હૃદયના વર્તનમા થવુ જોઈએ

વળી ઝીણા જંતુઓની દયા પાળનાર જૈન ધર્મ પશુ પક્ષીની દયા કરવાનું ભુલી જવું જોઈતું નથી તેમજ માનવ જાતની દયા કરવાનું વીસરી જવું જોઈતું નથી તથાપિ આપણે જોઈએ છીએ કે ઉંચી દયા પાળનાર જૈન ધર્મ જનાવરોની પાંજરાપોળ કરવા માટે હાલ જેટલો પ્રયત્ન કરવાને મંડે છે, તેટલો માનવોની તથા પોતાના બનત ભાઈઓની–જૈનોની પાંજરાપોળ કરતા હોય, એવું થોડું જણાય છે તથાપિ જ્યારે આપણા ક્રિશ્ચિયન બાંધવો જ્યારે અપંગ માણસોની પાંજરાપોળ કે હાસ્પીટલ બંધાવે છે ત્યારે જૈનોએ અને હિંદુઓએ યોગ્ય મદદ શામાટે ન આપવી જોઈએ ? તેમજ પ્રાણી રક્ષા કરનાર હિંદુ ધર્મને–ક્રિશ્ચિયન ધર્મની ઉચ્ચ નીતિએ ચાલનાર સંપ્રદાયે શા માટે મદદ ન કરવી જોઈએ ? પ્રત્યેક ધર્મવાળા આ પ્રમાણે સર્વ ધર્મ સાથે શાન્તિથી વર્તી શકે તો સર્વ ધર્મની એક સરખી રીતે સહજમાં વૃદ્ધિ થઈ પડે એમ છે

આપણી પૃથ્વીનું કે આવતા વર્ષ દરમ્યાન એવો પ્રસંગ આવો કે હિંદના સર્વ ધર્મના પ્રતિનિધિઓ એકત્ર મળી એવો નિર્ણય કરે કે મનુષ્ય જાતની ઉન્નતિમાં ઉચ્ચ શાંતિરૂપ ધર્મ જુદા જુદા હોવા છતાં પણ તે એકબીજાના વિરોધી છે એવું માનનારા નહિ પણ એક બીજાની સાથે અનુકૂળ સ્વરે ગોઠવાય એવા વિવિધ સુરે એક જ શાન્તિનું ગાન કરનાર છે

એક ધર્મ બીજા ધર્મ કરતા શ્રેષ્ઠ તેજ ગણાય કે જે જેમ એક માણસ બીજા માણસને મદદ કરી શકે છે તેમ તે બીજા ધર્મને મદદ કરી શકે ગમે તે ધર્મ ક્રિયા અને ગમે તે નામો હોય છતા સર્વે ધર્મ મનુષ્યોના અધિકાર પ્રમાણે આવી માનવ જાતનું ભલું કરનાર છે

પવિત્ર અંતઃકરણવાળાથી પરમાત્માની સાથે એકતાનતા કરતા કોઈ પણ ધર્મવાળા ખરા ધર્મિષ્ટ તરીકે ગણી શકાય

પરધર્મની નિંદા કરતા જે બળનો ખર્ચ થાય છે, એ બળ સ્વધર્મ પાળવામા—ખરચવામા આવે તો આપણે ધર્મરૂપી દુનિયામા મ્હોટામા મ્હોટી પ વી પામી શકિયે

ભિન્ન ભિન્ન ધર્માએ આ જગતમા જુદા જુદા દેશમાં રાજ-કર્તાઓની પેઠે પોતાની વડાઈથી લડવાનું નથી પરતુ કોઈ એક અચિંત્ય ધર્મરાજના રાજમાં જુદા જુદા ઓદ્ધાપર રહી કોઇ એક પરમ હેતુ સાધ્ય કરવાને માટે સઘળા પોત પોતાની ફરજ બજાવી રહ્યા છે

## जातिस्मरण ज्ञान केवी रीते थाय ?

જાતિ એટલે જન્મ, "સ્મરણ" એટલે યાદ આવવું જાતિસ્મ-રણ એટલે જન્મનુ યાદ આવવુ આ ઉપરથી એ શબ્દોનો રૂઢ અર્થ એવો થાય છે કે પૂર્વ જન્મનુ સ્મરણ આ લાલન રૂપે જન્મ છે, તેની પૂર્વના જન્મો કે ભવોનુ જ્ઞાન થવુ તે આ જ્ઞાન કેવી રીતે પ્રગટે છે તે હવે જોઈએ ગઇ કાલની વસ્તુ આજે યાદ આવતી નથી, તો ગયા ભવની વાત તે કેમ યાદ આવે, આવો પ્રશ્ન કેટલાકને થશે તથાપિ જાતિસ્મરણ જ્ઞાનના જ ખરા અભિલાષી છે તેને એ અશક્ય નથી જાનતુ પણ દુઃશક્ય લાગે છે અર્થાત્ કષ્ટે પણ તે જ્ઞાન સાધ્ય થઈ શકે છે તેમને Analogy અર્થાત્ સમાનતાના નિયમથી તુરત સ્ફૂરી આવશે કે ગઇ કાલની વાત અને ગયા જન્મની વાત યાદ કરવામા કંઈ સમાનતા છે જેમ આજ અને ગઈ કાલની વચમા રાત્રીનો અ [illegible] ડો છે, તેમ આ જન્મ અને ગયા ભ[illegible] વચમાં મરણ રૂ[illegible] પડદો છે હવે ગઇ કાલનો બનાવ

થાય છે ( જુઓ યોગ સૂત્ર ૨-૩૪ ), તેમ અપરિગ્રહની પૂર્ણતા થતા જાતિસ્મરણ જ્ઞાન એટલે ગત જન્મની સ્મૃતિ થાય છે આ અપરિગ્રહ ભાવનાડે જાતિસ્મરણ જ્ઞાન ભાવ પ્રાપ્ત કરનાર નવ પ્રકારના પુરૂષો હોઇ શકે સમ્યક્ત્વ જેને પ્રાપ્ત થયુ હોય અને જેને દેહ ભાવની મૂર્છા-ઘેન-કે નિદ્રા ઉતરી ગઇ હોય અને પોતાને એવી પ્રતીતિ નહિ પણ અનુભવ થયો હોય કે હું જ્ઞાન છુ, અને આ દેહ છે, એ મારાથી ભિન્ન છે, એવા પુરૂષ યા સ્ત્રીને થાય

આ ઉપરથી જણાવેલ વ્યક્તિના કરતા પણ જે સમ્યક્ત્વ પૂર્વક દેહ અને દેહને લગતાં સર્વ પરિગ્રહનો દેશથી એટલે અંશથી પણ ત્યાગ કરતો હોય, તે આ જ્ઞાન વહેલું પ્રાપ્ત કરી શકશે

પરતુ જે મહાનુભાવને આપણે મુનિરાજના પરમ ઉપકારી નામથી ઓળખિયે છિયે, માનીએ છિયે, વદીએ છિયે, અને નમિએ છિયે તે મહાવ્રત ધારી જ્ઞાનાદિ આત્મ ગુણનો અનુભવ કરી, સકલ પરભાવને વોસરાવી, અહિંસાદિ ચાર મહાવ્રતની સાથે અપરિગ્રહ નામનુ પાચમુ મહાવ્રત પણ વહન કરે છે અર્થાત્ સકલ પરભાવનો ત્યાગ અનુભવે છે એટલુજ નહિ પણ ત્યાગ કરે પણ છે તેઓને જાતિસ્મરણ જ્ઞાન માત્ર એક દિવસના બે ઘડીના પ્રયોગમા પણ પ્રકટે એ દુ શક્ય નથી માત્ર એક મુહુર્ત બે ઘડી જેટલા કાળમા એક પણ દેહ કે દેહને લગતો કે ઇન્દ્રિય ગોચર કે અવયવોને લગતો વિચાર ન આવવા દેવો અને પૂર્વે આ જીવ જેને આપણે મહારાજ હીરવિજયજી કહીએ છીએ તે ભાવ મુકી તે હીરવિજયજીને જાણનાર આત્મા જીવનો એટલે પોતાનો પૂર્વનો ભવ જોવાના સકલ્પમાજ વ્યતીત કરે, તો થવુ અશક્ય નથી, કાચ ભાગ્યવાન્ સાધુત્વ પ્રાપ્ત છતા પણ દેહાદિમાં મમત્વ રહી ગયુ તો ૧ દિવસ સુધી રોજ રોજ બે બે ઘડી જાતિસ્મરણ જ્ઞાન

થવાનો સકલ્પ કરી બેસવુ આમ કરવાથી જ્યારે આ ભવ સબધી પૂર્ણ મમત્વપણ ખરચુ કે જાતિસ્મરણ આ મહાભાગોની સભામાં આવી ઉભુ રહેશે, અને આપના સેવકોનુ અમારૂ પણ તેથી વિશેષ કલ્યાણ થવાનો સભવ જાગ્રત્ થશે

## भाविभाव–पुरुषाकार.

સૂર્યનો સ્વભાવ ગરમીને પ્રકાશ આપવો એ છે હવે ગરમી અને પ્રકાશ વિના વનસ્પતિ ઉત્પન્ન ન થાય

પરતુ કૃત્રિમ એટલે બનાવટી વીજળીની ગરમી ને પ્રકાશથી પણ કાચના ઘરમા જોઈતી વનસ્પતિ બનાવી શકાય છે

ગરમી અને પ્રકાશ કે ઠડી વિના કેટલીક વનસ્પતિ પેદા ન થાય, તો તે સ્વભાવ પ્રમાણે થવા દેવી પરતુ, એ ગરમી પોતાને હેરાન ન કરે માટે છત્રી રાખવી અને ઠડી હેરાન ન કરે, માટે ઉનનાં કપડા કરી લેવા અને ગરમી, તથા ઠડી ને પોતાનુ કામ કરવા દેવુ એ નિયતિ કે ભાવિભાવ એકને નહિ, પણ ભાવિભાવને ઉદ્યમ એ બન્નેને માનનાર જિનદર્શની શ્રીવીરપ્રભુના અપત્યો ગોશાળાની માફક કેવળ ભાવિભાવ વાદી નથી ને તેમજ પાશ્ચિત્ય લોકોની માફક ઉદ્યમ વાળા પરતુ તેએ વાદ કબુલ રાખી બીજા પણ ત્રણવાદ માને છે

તે ત્રણવાદ કયા તેના પાઠ હવે આવશે

આ ત્રણ કારણ વાદી જૈન એમ કહેશે કે નિયતિને માન આપતુ નિયતિ બળવાન છે અર્થાત્ જ્યારે વરસાદ વરસતો હોય ત્યારે કુવો ખોદવાનો વૃથા પ્રયત્ન ન કરવો પરતુ એ ન વરસે ત્યારે જેવુ ભાવી એમ ભાવિઉપર આધાર રાખી બેસી ન રહેવુ પણ ભૂમિમાથી ઉદ્યમ વડે પાણી ખેચી ખધુ કાઢવુ

## શ્રી પચ પરમેષ્ટિના નામ અને તેના ગુણો.

૧૦૮ શ્રી પચ પરમેષ્ઠિના ગુણ

૧૨ ગુણ શ્રી અરિહત પરમાત્માના.

૮ ગુણ શ્રી સિદ્ધ પરમાત્માના.

૩૬ ગુણ શ્રી આચાર્ય મહારાજના

૨૫ ગુણ શ્રી ઉપાધ્યાય મહારાજના

૨૭ ગુણ શ્રી સાધુ મહારાજના.

(૧) શ્રી અરિહત પરમાત્માના ૧૨ ગુણો કયા કયા ?[૧]

ચાર મૂલાતિશય અને આઠ પ્રાતિહાર્ય

૪ મૂલાતિશય.

૧ અપાયાપગમાતિશય
૨ જ્ઞાનાતિશય
૩ વચનાતિશય
૪ પૂજાતિશય

૮ પ્રાતિહાર્ય

૧ અશોક વૃક્ષ
૨ સુર પુષ્પ વૃષ્ટિ.
૩ દિવ્ય ધ્વનિ
૪ ચામર
૫ આસન
૬ ભામ ડલ.
૭ દુદુભિ.
૮ છત્ર

अशोकवृक्ष सुरपुष्पवृष्टि—
दिव्यध्वनिश्चामरमासन च ।

---

૧ મુખ્ય અને પ્રાતિહાર્ય—એટલે દેવતાએ પ્રભુના મહિમા કરેલા અતિશયો.

भामंडल दुंदुभिरातपत्र
सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ।

શ્રી પંચ પરમેષ્ઠિના એકશોને આઠ ગુણ

હરિગીત છંદ

ગુણ બાર છે અરિહંતના,
ને સિદ્ધ આઠ પ્રસિદ્ધ છે
આચાર્ય ગુણ છત્રીશને,
પચવીશ ઉપાધ્યાય છે
સાધુ તણા ગુણ છે સત્તાવીશ,
[1]પ્રકટ પંચ પ્રભુતણા
ગુણ એક [2]શતને આઠ છે
સત્તારૂપે જીવ સર્વમાં
મુખથી ભજો મનથી સ્મરો,
હૃદય ધરો પ્રભુ પંચને.
તો થાય નિશ્ચે પ્રકટ એ,
ગુણ એકશોને આઠ તે
જો જીવ શિવ થવા ઇચ્છે તો,
પ્રકટ પોતે થાય છે
કર ધ્યાન પંચ પ્રભુ તણું,
એ સત્ય શ્રેષ્ટ ઉપાય છે
[3]શક્તિવતિ જ્યમ યળ ભ્રમરી,

---

1 શ્રી પંચ પ્રભુમાં એકશોને આઠ ગુણ પ્રકટ છે અને સર્વ જીવમાં તેજ ગુણ સત્તારૂપે એટલે છુપા છે

2 શત એટલે સો

3 સત્તા-મૂળમાં છુપા

(૨) માનનો ત્યાગ
(૩) માયાનો ત્યાગ
(૪) લોભનો ત્યાગ

( ૫ ) પાચ મહાવ્રતવાળા

૧ સર્વથા, પ્રાણાતિપાત વિરમણવ્રત
૨ સર્વથા મૃષાવાદ વિરમણવ્રત ૫
૩ સર્વથા, અદત્તાદાન વિરમણવ્રત
૪ સર્વથા મૈથુન વિરમણવ્રત
૫ સર્વથા, પરિગ્રહ વિરમણવ્રત

( ૫ ) પાચ પ્રકારના આચાર પાળનારા

૧ જ્ઞાનાચાર
૨ દર્શનાચાર
૩ ચારિત્રાચાર
૪ તપાચાર
૫ વીર્યાચાર.

( ૫ ) પાચ સમિતિ વાળા

૧ ઇર્યાસમિતિ–રસ્તો જોઈને ચાલવું
૨ ભાષા સમિતિ–વિચારીને બોલવું
૩ એષણા સમિતિ–શુદ્ધ આહાર લેવો
૪ આદાન ભાંડ નિક્ષેપણા સમિતિ–પાત્ર વગેરે જોઇ જોઇને ઉપાડે મુકે
૫ પારિસ્થાપનિકા સમિતિ–મળ મૂત્રાદી ભૂમિમા પરઠાવે

( ૩ ) ત્રણ ગુપ્તિવાળા

૧ મનોગુપ્તિ-નિર્વિચાર રહે

૨ વચનગુપ્તિ-મૌન રહે

૩ કાય ગુપ્તિ-નિશ્ચળ રહે

## ( ૨૫ ) શ્રી ઉપાધ્યાય મહારાજના ૨૫ ગુણો.

( ૧૧ ) અગ્યાર અંગ

૧ આચારાંગ સૂત્ર
૨ સુગડાંગ સૂત્ર
૩ ઠાણાંગ સૂત્ર
૪ સમવાયાંગ સૂત્ર
૫ ભગવતી સૂત્ર
૬ જ્ઞાતા ધર્મ કથા સૂત્ર
૭ ઉપાસક દશાંગ સૂત્ર
૮ અંતગડ દશાંગ સૂત્ર.
૯ અનુતરો વવાઈ સૂત્ર
૧૦ પ્રશ્ન વ્યાકરણ સૂત્ર
૧૧ વિપાક સૂત્ર

॥ गाथा ॥

अष्टादश पद सहस्राणि, आचार[1] द्विगुण द्विगुणा शेषेषु ।
सुत्रकृत[2] स्थान[3] ,समवाय[4] भगवती[5] ज्ञाता धर्मकथा[6] ॥१॥
अंगमुपासक[7] दशान्तकृदनु[8]त्तरोपपातिकदशा[9] ।
प्रश्न व्याकरण[10] तथा विपाक[11] श्रुतमेकादशमंगम् ॥२॥

(૨) માનનો ત્યાગ

(૩) માયાનો ત્યાગ

(૪) લોભનો ત્યાગ

( ૫ ) પાન્ચ મહાવ્રતવાળા

૧ સર્વથા પ્રાણાતિપાત વિરમણવ્રત

૨ સર્વથા મૃષાવાદ વિરમણવ્રત ૫

૩ સર્વથા, અદત્તાદાન વિરમણવ્રત

૪ સર્વથા મૈથુન વિરમણવ્રત

૫ સર્વથા, પરિગ્રહ વિરમણવ્રત

( ૫ ) પાન્ચ પ્રકારના આચાર પાળનારા

૧ જ્ઞાનાચાર

૨ દર્શનાચાર

૩ ચારિત્રાચાર

૪ તપાચાર

૫ વીર્યાચાર

( ૫ ) પાચ સમિતિ વાળા.

૧ ઈર્યાસમિતિ-રસ્તો જોઈને ચાલનાર.

૨ ભાષા સમિતિ-વિચારીને બોલનાર

૩ એષણા સમિતિ-શુદ્ધ આહાર લેનાર

૪ આદાન ભાંડ નિક્ષેપણા સમિતિ-પાત્ર વગેરે જોઇ જોઇને ઉપાડે મુકે

૫ પારિસ્થાપનિકા સમિતિ-મલ જીવરહિત ભૂમિમા પરઠાવે

( ૩ ) ત્રણ ગુપ્તિવાળા

૧ મનોગુપ્તિ–નિર્વિચાર રહે
૨ વચનગુપ્તિ–મૌન રહે
૩ કાય ગુપ્તિ–નિશ્ચળ રહે

## ( ૨૫ ) શ્રી ઉપાધ્યાય મહારાજના ૨૫ ગુણો.

( ૧૧ ) અગ્યાર અંગ

૧ આચારાંગ સૂત્ર
૨ સુગડાંગ સૂત્ર
૩ ઠાણાંગ સૂત્ર
૪ સમવાયાંગ સૂત્ર
૫ ભગવતી સૂત્ર
૬ જ્ઞાતા ધર્મ કથા સૂત્ર
૭ ઉપાસક દશાંગ સૂત્ર
૮ અંતગડ દશાંગ સૂત્ર
૯ અનુતરો વવાઇ સૂત્ર
૧૦ પ્રશ્ન વ્યાકરણ સૂત્ર
૧૧ વિપાક સૂત્ર

॥ गाथा ॥

अष्टादश पद सहस्राणि, आचार[1] द्विगुण द्विगुणा शेषेषु ।
सुत्रकृत[2] स्थान[3] ,समवाय[4] भगवती[5] ज्ञाता धर्मकथा[6] ॥१॥
मगमुपासक[7] दशान्तकृद्दशा[8]नुत्तरोपपातिकदशा[9] ।
प्रश्न [illegible] विपाक[11] श्रुतमेकादशमगम् ॥२॥

બાર ઉપાંગ

૧૨ ઉવ્વાઈ સુત્ર
૧૩ રાયપસેણી સુત્ર
૧૪ જીવાભિગમ સુત્ર
૧૫ પન્નવણા સુત્ર
૧૬ જબુદ્વિપ પન્નતિ.
૧૭ ચદ પનતિ
૧૮ સુર પનિતિ.

૧૯ }
૨૦ }
૨૧ } નિરિઆવ-ની સુત્ર
૨૨ }
૨૩ }

૨૪ ચરણ સિતેરી[1]
૨૫ કરણ સિતિરી[2]

**શ્રી સાધુ મહારાજના ૨૭ ગુણો.**

| | |
|---|---|
| પચ મહાવ્રતને રાત્રી ભોજન ત્યાગ | ૧ સવથા પ્રાણાતિપાત વિરમણ વ્રત.<br>૨ ,, મૃષાવાદ વિરમણ વ્રત<br>૩ ,, અદત્તાદાન વિરમણ વ્રત<br>૪ ,, મથુન વિરમણ વ્રત.<br>૫ ,, પરિગ્રહ વિરમણ વ્રત<br>૬ ,, રાત્રિ ભોજન ત્યાગ. |
| ૭ કાયની રક્ષા | ૭ ,, પૃથ્વી કાયની રક્ષા કરે.<br>૮ ,, અપૂ કાયની રક્ષા કરે.<br>૯ ,, તેઉ કાયની રક્ષા કરે<br>૧૦ ,, વાઉ કાયની રક્ષા કરે<br>૧૧ ,, વનસ્પતિ કાયની રક્ષા કરે<br>૧૨ ,, ત્રસ કાયની રક્ષા કરે. |

૧ નિત્ય વર્તન તે ચરણ ૨ પ્રયોજને કરવુ તે કરણ.

પાંચેંદ્રિય અને લોભનો નિગ્રહ

- ૧૩ ,, સ્પર્શેન્દ્રિયનો નિગ્રહ કરે
- ૧૪ ,, રસેંદ્રિયનો નિગ્રહ કરે
- ૧૫ ,, ઘ્રાણેંદ્રિયનો નિગ્રહ કરે
- ૧૬ ,, ચક્ષુરિંદ્રિયનો નિગ્રહ કરે
- ૧૭ ,, શ્રોત્રેંદ્રિયનો નિગ્રહ કરે
- ૧૮ ,, લોભનો નિગ્રહ કરે

૧૯ ક્ષમા કરે
૨૦ ભાવ વિશુદ્ધ કરે[1]
૨૧ પડિલેહણા કરવામાં વિશુદ્ધિ રાખે
૨૨ સંયમના [2]યોગવાળા હોય
૨૩ મનને ગમે તેમ જતું અટકાવે
૨૪ વચનને ગમે તેમ જતું અટકાવે
૨૫ કાયાને ગમે તેમ જતી અટકાવે
૨૬ સિતાદિ બાવીશ પરિસહ સહન કરે
૨૭ મરણાંત ઉપસર્ગ સહન કરે

---

૧ ચિત્ત નિર્મળ રાખે
૨ સંયમને યોગ સમિતિ, ગુપ્તિ વિવેક વગેરે રાખે

જનહિતકારક પ્રમાણ—જેને અધ્યાત્મજ્ઞાન નથી તેને વ્રત નિયમ બાહુબલની પેઠે અભિમાનનુ કારણ થાય, પરંતુ જેને અધ્યાત્મજ્ઞાન છે તેને મૃદુતાએ સ્વાભાવિક હોવાથી વ્રત નિયમ તે સંવર અને નિર્જરા રૂપ હોય

અધ્યાત્મજ્ઞાન સમ્યગ્ દર્શન થતા થાય છે તત્ત્વાર્થ શ્રદ્ધાને સમ્યગ્દર્શન કહ્યુ છે તત્ત્વોમા પણ મુખ્ય એવા આત્મતત્ત્વનુ દર્શન પછી જ્ઞાન એ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન છે એ સહિત જ્યારે વ્રત નિયમ રૂપ ચારિત્ર પ્રાપ્ત થઇ જ્યાસુધી સયોગિકેવળી શિવસુખ પામે, ત્યાસુધી અને ત્યાર પછી પણ તે વિદ્યમાન રહે છે

ગજસુકુમાર મહારાજજીકે મસ્તકપર અગ્નિકી અગાડી ધરી ગઇ નગર ઉનોને અપને આત્મા પર બરતાવ કીયા શરીરપર મમતા નહિ કી જબ અધ્યાત્મજ્ઞાની કહલાતે, ચાહ દુધ, મેવા, મીઠાઈ, ડુત ગજરે, બગી અચ્છે અચ્છે કપડોસે અધ્યાત્મજ્ઞાની કો ક્યા ગરજ ? ઉત્તમ પદાર્થ ખાના ઓર અધ્યાત્મ જ્ઞાની બનના એસા અધ્યાત્મજ્ઞાની તો હરકોઈ બન સકતા હય '

આપના નખાણને આપ ફરીથી વિચાર પૂર્વક જોશો તો આ પનેજ વ તો વ્યાઘાત' જણાઈ આવશે અગ્નિની સગડી માથે મુકાવા છતા ગજસુકુમારે ક્રોધ ન કર્યો તેનુ કારણ કે પ્રથમથી તેમને આત્મજ્ઞાન હતુ અને પછીથી સગડી મુકાઇ હતી માટે લઘુ બધુ એમ કહેવા માગે છે કે અધ્યાત્મજ્ઞાન પ્રથમ હોવાથી ગજસુકુમાર અગ્નિની આચ સહન કરી શક્યા વળી આપ સારી રીતે સમજી શકો છો કે સસરાએ અગ્નિ ભરેલી સગડી માથે મુકી તે અને સસરો એ બંને તો માત્ર કર્મ ઉદયના નિમિત્તરૂપ હતા એવુ ગજસુકુમાર અધ્યાત્મજ્ઞાન વડેજ જાણી શક્યા અને પાપકર્મની નિર્જરારૂપ એ મને નિમિત્તો મને ઉપકારક છે એવુ જાણી સમભાવે રહ્યા

વળી શરીરની મમતા ન થવી એ પણ અધ્યાત્મજ્ઞાન વિના બનતું નથી હું આત્મા છુ, આ શરીર જડ છે અને તે અગ્નિથી બળે છે, હુ દેહ કે અગ્નિ નથી એવુ અધ્યાત્મજ્ઞાન હોવાથી એ પ્રતિકૂળ ઉપસર્ગ પણ સહન કરી શકયા

હવે આપ સહેલાઇથી આપના લઘુતમ બધુ લાભનની દલીલને સ્પર્શી શકશે કે જ્ઞાન-ઉપયોગથી જે પ્રમાણે અગ્નિ સહન થઇ તે પ્રમાણે આત્મ ઉપયોગથી ચાહ-દૂધ વિગેરે પણ સહન થઈ શકે છે જેમ ગજસુકુમારને અગ્નિની ગરજ નહી હતી પરંતુ અગ્નિ પૂર્વ પાપના ઉદય વડેજ ખેચાઈ આવી હતી તેજ પ્રમાણે અધ્યાત્મજ્ઞાનીને બાળ કે અરધા કપડાની ગરજ હોતી નથી પણ તેઓજ તેના પૂર્વ પુણ્યના ઉદયવડે ખેચાઇ આવે છે જેમ ગજસુકુમારને શરીર મમત્વ ન હોવાથી અગ્નિનો પ્રતિકુળ ઉપસર્ગ તેમણે પાપ ખપાવવા સહન કર્યા, તેમ અધ્યાત્મજ્ઞાની શરીર મમત્વ ન હોવાથી પુષ્પાદિનો અનુકુળ ઉપસર્ગ સહન કરે છે આત્મોપયોગીને પેહેલામા પાપ નિર્જરા અને બીજામા પુણ્યનિર્જરા થાય છે

હા એમ છતા જૈનશાસ્ત્ર સ્યાદ્વાદ રૂપ હોવાથી તેમા એવા દાખલાઓ પણ દેખાઇ આવે છે કે-એક ભિક્ષુકે પેહેલા વ્રત નિયમ લીધા અને પછી અધ્યાત્મ જ્ઞાન થયુ તેમજ ચેલાતીપુત્ર અને દૃઢ પ્રહારીને પછીથી અધ્યાત્મજ્ઞાન થયુ

અને ગજસુકુમાર તેમજ શ્રી વીર આદિઓ પ્રથમ અધ્યાત્મજ્ઞાન પામી પછી વ્રતનિયમધારી થયા વળી શ્રેણિક જેને વ્રતનિયમ નહિ હતા તથાપિ તે ક્ષાયક-સમકિત રૂપ અધ્યાત્મજ્ઞાની હતા. આ ઉપરથી લઘુતમ બધુનુ એવુ માનવુ છે કે પેહેલા વ્રત નિયમ અને પછી અધ્યાત્મજ્ઞાન એ ઉત્તમ છે અને પહેલા અધ્યાત્મજ્ઞાન અને તે પછી જ્ઞાન પૂર્વક વ્રત નિયમ એ ઉત્તમોત્તમ છે

ઉપસહાર કરતા કહેવુ પડે છે કે જેમ સર્પને કમળની

"માસતોષ માસરોષ ભાયા બોાનનેવાના મુનિનેભી જબ ૩ર કે વચનપર શ્રદ્ધાકી જ્બી ઉસકા કાર્ય ફતેહમદ હુવા"

મહારાજ સાહેબ ! માસતોષ માસરોષ રૂપિ સિદ્ધાત જ્ઞાન વિના પણ ભાા જ્ઞાનવાળો હોવા ્તા તેજ્વાન થયો કે નહિ ? કારણ કે ગુરૂમા તેની શ્રદ્ધા હતી પરતુ તેમની ફતેહમદતા કોરી શ્રદ્ધાર રહી ન હતી પરતુ માસતોષ એટલે નહિ રાગ, માસરોષ એટલે નહિ દ્વેષ એવુ જાણી આચરવા ઉપર હતી માટે ગુરૂકૃપા ફળવાળી થઇ માસતોર એવા જ્ઞાન પછી દ્વેષ નહિ કર્યો એજ પ્રકારે મોક્ષ પ્રાપ્તિમા આપ શ્રદ્ધા ગુણને અગ્રગ કહો છો તો તે માન્ય રાખીએ, શ્રદ્ધાનુ પણ કારણ જે શાત્યાદિ પાચ છે તેમને સમ્યક્ શ્રદ્ધાથી પણ પૂર્વ માને છે એથી સાધન કરતા કોરી શ્રદ્ધા, કોર જ્ઞાન અને કોર ચારિત્ર શુભ કર્મ બધન રૂપ છે પરતુ શાંત્યાદિ પાચ પૂર્વક તે શ્રદ્ધા સમ્યક્ શ્રદ્ધા, તે જ્ઞાન તે સમ્યક્ જ્ઞાન, અને તે ચારીત્ર તે સમ્યક્ ચારિત્ર છે મોક્ષનુ કારણ દર્શન-જ્ઞાન-ચારિત્ર નહીં, પણ શાત્યાદિવડે પ્રાપ્ત થતા સમ્યગ્ એટલે યથાર્થ દર્શન જ્ઞાન ચારિત્ર છે એમ તત્વાર્થ સૂત્ર કહેછે સમ્યક્ એટલે યથાર્થ આત્મ સ્વરૂપ ન દેખાયુ કે જણાયુ હોય તો શુદ્ધ તત્વની પરાકાષ્ટા રૂપ સ્થીતિ જે મોક્ષ તે તરફ લઇ જવાને બદલે શુભ સ્વર્ગાદિમા લઇ જશે આ પ્રમાણે જોતા જણાશે કે મોક્ષનુ કારણ તો શાતિ સંવેગ નિર્વેદ, અનુકપા, અને આસ્તિકતા વડે ઉત્પન્ન થએલ સમ્યક્ શ્રદ્ધા છે ધર્મરૂપ વૃક્ષ જેનુ મોક્ષ ફળ છે તે ગુપ્તરસ સમ્યક્ત્વરૂપફળમા વૃદ્ધિ પામી સમ્યક્ જ્ઞાનરૂપ થડમા થઇજ પ્રગટે છે અને સમ્યક્ ચા રીત્રરૂપ શાખામા આ રસપૂર્ણ ફળ મોક્ષ ઉદ્ભવાવે છે માટે શાત રસ પહોંચે ત્યાં સુધી વધતો જોઇએ (તત્વાર્થ ભાષ્ય) આ પરથી આપ જોશો કે અગ્ર શ્રદ્ધા છે તો તેની પણ અગ્ર શાત્યાદિ છે અને તે છેક મોક્ષ સુધી નહિ પણ મોક્ષમા પણ છે જે બી

જમા છે તે વિકસી ફળમા પૂર્ણતા પામે છે માટે પ્રથમ સવેગ નિવ૦ અનુ૦ પા,આસ્તિકતાદિ વ્યક્તિ લક્ષણ વિશુદ્ધ સમ્યગ્ દર્શન (જુઓ તત્ત્વાવની ઉત્સહાર ) વગી એક એવી કથા છે કે—

કોઇ દ્વૈપાયક નામનો શ્રાવક હતો તે વ્રતનિયમ કરતો હતો કઇક વિદ્વાન પણ હતો. તેણે એવો નિયમ કર્યા કે મારે રોજ એક સૂત્ર બનાવવુ આમ વિચારી પહેલુ સૂત્ર-દર્શનજ્ઞાનચારીત્રાણિ મોક્ષમાર્ગ એમ કર્યુ અને વિસ્મરણ ન થાય માટે ઘરના ભાલપર લખ્યુ, કહે છે કે પરમ ગુરૂ ઉમાસ્વાતીજી ગોચરી તેમને ત્યા પધાર્યા ભાલપર એ સૂત્ર જોઇને શ્રાવકના ક'વાપુ માટે સમ્યક્ શબ્દ એ સૂત્રની પૂર્વે લખ્યો હવે સમ્યક્ દર્શન કે શુદ્ધ શ્રદ્ધા શાતિ આદિ પાચથી ઉદભવે છે એમ પરમ ગુરૂએ તેજ સૂત્રમા કર્યુ કારણ કે મોક્ષ ફલને અનુરૂપ તે પ્રથમ અને શાતિ પ્રથમમા પ્રથમ છે

## અધ્યાત્મજ્ઞાની બનના સહજ નહિ હય.

અધ્યાત્મજ્ઞાન એટલે આત્મામા રહેલુ જ્ઞાન આત્મા પોતે જ્ઞાન-દર્શન-સુખ-વીર્ય સ્વરૂપ હોવાથી પોતાને જાણવુ એ સહજ છે જો કઇ મુશ્કેલ હોય તો આત્માને જાણ્યા પહેલા પર વસ્તુને જાણવી તે છે પરતુ આત્મા એટલે જ્ઞાન-સ્વપર પ્રકાશક હોવાથી પોતાને જાણ્યા પછી-જ્ઞાન પ્રકાશને જોયા પાછી પરવસ્તુને જાણવી પણ સહજ છે હા જેના ચિત્તમા શાતિ નથી-પ્રશમાદિ નથી તેને મનુષ્ય હોવા છતા પણ પશુની પેઠે અધ્યાત્મજ્ઞાન સહજ નથી શાસ્ત્રમાં તો સ્થળે સ્થળે સહજ જ્ઞાન આત્મજ્ઞાનનેજ કર્યુ છે અને સહજ સમાધિ પણ પ્રશમાદિથી મનુષ્યનેજ થાયછે વ્યવહારજ્ઞાન કઠણ લાગે છે તેનું કારણ પણ આત્મજ્ઞાનની—સહજ જ્ઞાનની—જ્યોતિમા પોતે હોવા છતા અતર દ્રષ્ટિ ખુલ્યા વગર કઠણ લાગે છે કિનાનાં સઘળાં જ્ઞાન વિભાવિક હોવાથી શુભ

અને અશુભ પણ હોય પરંતુ આત્મજ્ઞાન પૂર્વક બીજા જ્ઞાન પરમ શુદ્ધ દશાને પહોંચાડનારા છે જેમ પક્ષીને હવા, મત્સ્યને સમુ. તેમ મન ઇંદ્રિમાં ઉપયોગ રાખનાર મનુષ્ય આત્મામાં-જ્ઞાનમાં હોવા છતાં પોતાને જાણે નહિ પરંતુ સહજ પોતાના ઉપયોગમાં આવતા પક્ષીને હવા, મત્સ્યને સમુદ્ર મળે, તેમ જ્ઞાનમંડળમાં રહેલ મનુષ્યને આત્મા સહજ મળે આવું આત્મજ્ઞાન સહજ હોવા છતાં, ઉપેક્ષા કરનારને-અજ્ઞાન મનને તે મળતું નથી.

જેમ કેટલાએક માણસોને માણસ હોવા છતાં પણ એવી કે ટવીક ભ્રાંતિ થઈ જાય છે કે પથ્થરા સખ્ત છે પાણી પોચુ છે પરંતુ સહજ ઉપયોગ આપનાર જ્ઞાત આત્મા જોઈ શકે છે કે પ થ્થરાના ચુરેચુરા કરીને પાણી એવી ચુરે ચુરા કરી નાખે છે, એ ટલુજ નહિ પરંતુ તેની ઝુણી ઝુટી ઝીણી રેતી જાણે પાઉડર હોય એવી કરી નાખે છે આજ રીતાને મનુષ્ય હોવા છતાં કેટલાએકને કરમ રૂપી પથ્થરાઓ કઠણ લાગે છે પરંતુ પોતામાં ઉપયોગ થતા તે જાણે છે કે હું આત્મા છુ-જીવ છુ અને મારા બાંધેલા કર્મોના ચુરેચુરા કરી નાખુ છુ ઘણાએકને Riddle ઉખાણા તેમજ Connundrum કોયડા બહુ કઠણ લાગે છે જાણે બુદ્ધિ તેમાં પ્રવેશ કરવાને શુદ્ધી હોયની એમ જણાય છે, તેનો જવાબ જાણ્યા પછી કેટલાએકને શરમ લાગે છે કે આટલું પણ આપણને ન આ વડયુ પરંતુ પોતાના મનને જે શાંત રાખી શકે છે, તેને જેમ શાંત સરોવરમાં ચંદ્રબિંબ દેખાય તેમ મનોજળ શાંત થતાં આત્મદર્શન પણ સહજ થઇ શકે છે

" अध्यात्मज्ञानी पौद्गलिक रिद्धि देखकर
खुश न होवे अपना रिद्धिपर ख्याल रखे. "

બરોબર છે, મહારાજશ્રી બરોબર છે, એમજ છે અધ્યાત્મ-

જ્ઞાની પોતાની અનંત રિદ્ધિપરત્વે વિશેષે કરીને ખ્યાલ રાખે છે, પોતાની અનંત જ્ઞાનરિદ્ધિમાં-દર્શનરિદ્ધિમાં-આનંદરિદ્ધિમાં વીર્યાદિ અનંત રિદ્ધિમાં મસ્ત હોય છે, પરંતુ સૂર્યને જોઇ કમળ ખીલે તેમ, અધ્યાત્મજ્ઞાનીનું મનરૂપ કમળ-ઈંદ્રિયોરૂપી પાંખડીયો સહિત પોતાના પ્રભુને જોઇ ખીલે-હસે-રમે

જુઓ (શુદ્ધોપયોગ, સહજ સમાધિમાં) જુઓ કચ્છ પંજાબમાં પ્રભુદર્શન થતાં આત્મદર્શન સહજ થઇ ગયું ત્યારે,—

"આજ આનંદથી પ્રગટતો **મન** વિશે,
તનવિષે વચનમાં છલકી રહેતો,
આત્મસ્વરૂપનું રમણ સમુદ્રમાં,
પૂર્ણ પોતે રહી મ્હલકી રહેતો આજ-આ-"

વગેરે જ્ઞાનાનંદ દર્શનાનંદ, વીર્યાનંદે પણ હોય છે. પોતાના મન-તન-વચન અને રોમ પણ આ અપૂર્વ આનંદમાં ખીલતા અનુભવ જોવાય છે.

તેમજ અધ્યાત્મજ્ઞાની પોતાના સ્વરૂપમાં રહ્યો થકો પૌદ્ગલિક રિદ્ધિને જોઇને તે રડતો નથી કારણ કે તેના જ્ઞાનીને તે ઉપાધિરૂપ નથી પણ અનંકારરૂપ છે જળમાં નિમગ્ન કમળની વૃત્તિ ચંદ્રમાં હોવાને લીધે, ચંદ્રને જોઈને ખીલતું હોવાને લીધે, લોકોને તે જળમાં દેખાય છે, તથાપિ તેની વૃત્તિ તો ચંદ્રમાં જ હોય છે અધ્યવસાયરૂપ કમળ આત્મચંદ્રના દર્શન થતાં સંસારજળમાં લોકોને નિમગ્ન દેખાતાં છતાં તેનો ખ્યાલ તો આત્મચંદ્રમાં જ હોય છે

## विद्यासागर के पास सूत्र सिद्धांत के प्रमाण बहुत है.

વીરશાસન કુટુંબમાં મોનાનાજ મોટા ભાઈ પાસે સૂત્રસિદ્ધાંતના બહુ પ્રમાણો હોવા એ લાલનની અનુમોદનાનો વિષય છે વાદીને બહુ પ્રમાણોના ડરથી દબાવાની ધાસ્તી હોય છે પરંતુ સેવાદિક વૃત્તિવાળા લાલનને તો તે પુણ્યવૃદ્ધિ જેવા લાગે છે તથાપિ

તીલકરૂપ ગુણ ચિન્હનો નમનતારૂપ પ્રતાપ છે માટે જેનાથી પરમપદ વ્રતધારી સાધુ મુનિરાજ તો વિનય કરવાનું પણ નિરંતર સ્મરણમા રહે એવું કેટલું તીલક અમારું શું શુભ કરી નથી શકતું ? ઘણું કરે છે અને ઘણુ કરશે. એટલું જ નહિ પણ આત્મગુણ અભિલાષી માનવબાંધવોને એ કેશ નું તીલક શુભ ગુણ અનુમોદનાનું કારણ થાય છે જેમ વીર પ્રભુની પ્રતિમા દ્વારાએ ગુણ સહિત વીરપ્રભુના દર્શન થાય છે, તેમ તીલક દ્વારાએ અધ્યાત્મ જ્ઞાની શ્રાવકના ડંકો અને નવીના જિજ્ઞાસુને દર્શન થાય છે આમ તીલક વગરનું ઉપયોગી છે

ત્રસારરૂપ અરણ્યમા રખડતા રખડતા પણ જેને પ્રશમ-શાંતિ આત્મામા પ્રગટ થઇ છે એવો ભવ્યજીવ જગતમાં યથાશક્તિ સદા રમાં રખડતા અન્ય માનવ બાંધવોને પ્રથમ-શાંતિ ઉત્પન્ન કરશે ત નતર શાંતિ આત્મામાં સંવેગરૂપ મોક્ષરૂપ ફળ લેવાનો ઉત્સાહ જેનામા પ્રગટ છે એવો સદ્દ્રષ્ટા માનવ જનવર્ગમાં સંવેગ ઉત્પન્ન કરશે. પરભાવમા જેણે નિર્વેદ વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, તે જગતમાં પરભાવમા વૈરાગ્ય ઉત્પન્ન કરાવશે તદનતર કરાયાદિથી દજતા પોતા સુધી સર્વ પ્રાણિયો ઉપર જે આત્મામાં અનુકંપા પ્રગટી છે એવો જિજ્ઞાસુ જગતમાં ઠામ ઠામ દયા ધર્મનો ડંકો વગાડતો રહેશે, અને સર્વ અનુકંપાથી શુદ્ધ થયેલો આત્મા જ્ઞાનમય છે-દર્શનમય છે સુખમય છે-વીર્યમય છે એવી જેને આસ્તિકતા છે, પછી તે ગુરૂ વચનથી કે નિસર્ગ-સ્વભાવથી જેને સમ્યક્શ્રદ્ધા છે એવો વાસ્તવિક રે. ભાષણકાર જગતના જીવોને આત્મશ્રદ્ધાપૂર્વક દેવ ગુરૂ ધર્મશ્રદ્ધા પણ પ્રગટાવશે તદનતર સમ્યક્જ્ઞાનવાન આત્મા જેણે જાણ્યો છે-અનુભવ્યો છે એવો સ્યાદ્વાદિ ભાષણકાર વિવાદ કે વિસંવાદને દુર કરી સદા કે અમૃતવાદ માનવ કુટુંબમાં વર્તાવશે. તદનતર જેને સમ્યક્ ચારિત્ર પ્રગટ થયું છે એવા મુમુક્ષુ ,

તીનકરૂપ શુભ ચિન્હનો નમતારૂપ પ્રતાપ છે માટે જેનાથી પચમહા વ્રતધારી સાધુ મુનિરાજનો વિનય કરનાનુ પણ નિરતર સ્મરણમાં રહે એવુ કેશરનુ તીનક અમારૂ શુ શુભ કરી નથી શકતુ ? ઘણું કરે છે અને ઘણુ કરશે એટલુજ નહિ પણ આત્મગુણ અભિનાષી માનનસાધવોને એ કેશરનું તીલક શુભ ગુણ અનુમોદનાનુ કારણ થાય છે જેમ વીર પ્રભુની પ્રતિમા દ્વારાએ ગુણ સહિત વીરપ્રભુના દશન થાય છે, તેમ તીલક દ્વારાએ અધ્યાત્મ જ્ઞાની શ્રાવકના ગુણો અને વ્રતોના જિજ્ઞાસુને દશન થાય છે આર્ન તીલક લગાડવુ ઉપયોગી છે

સસારરૂપ અરણ્યમા રખડતા રખડતા પણ જેને પ્રશમ—શાતિ આત્મામા પ્રગટ થઇ છે એવો ભાષણુકાર જગતમા યથાશક્તિ સસારમા રખડતા અન્ય માનવ બાધવોને પ્રથમ—શાતિ ઉત્પન્ન કરશે તદનતર શાતિ આત્મામાં સવેગરૂપ મોક્ષરૂપ ફળ લેવાનો ઉત્સાહ જેનામા પ્રગટ છે એવો સ_કતા માનવ_ જગતમાં સવેગ ઉત્પન્ન કરશે પરભાવમા જેણે નિર્વેદ, વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, તે જગતમાં પરભાવમા વરાગ્ય ઉત્પન્ન કરાવશે તદનતર કષાયાદિથી હણાતા પોતા સુધી સર્વ પ્રાણીયો ઉપર જે આત્મામા અનુકપા પ્રગટી છે એવો જિજ્ઞાસુ જગતમા ઠામ ઠામ દયા ધર્મનો ડકો વગાડતો રહેશે, અને સવ અનુકપાથી શુદ્ધ થયેલો આત્મા જ્ઞાનમય છે—દશનમય છે સુખમય છે—વીર્યમય છે એવી જેને આસ્તિકતા છે, પછી તે ગુરૂ વચનથી કે નિસર્ગ—સ્વભાવથી જેને સમ્યક્શ્રદ્ધા છે એવો વાગ્મીશા રદ ભાષણકાર જગતના જીવોને આત્મશ્રદ્ધાપૂર્વક દેવ ગુરૂ ધર્મશ્રદ્ધા પણ પ્રગટાવશે તદનતર સમ્યક્જ્ઞાનવાન આત્મા જેણે જાણ્યો છે—અનુભવ્યો છે એવો સવાદિ ભાષણકાર વિવાદ કે વિષવાદને દુર કરી સવા_ કે અમૃતવા_ માનવ કુટુબમા વર્ષાવશે તદનતર જેને સમ્યક્ ચારિત્ર પ્રગટ થયુ છે એવા મહાવ્રતધારી આત્મજ્ઞાન પૂર્વક

મહાવ્રતની સરળતા કેમ છે અને મોક્ષરૂપ ફળ કેમ સત્વર પ્રાપ્ત થાય છે તે ભાષણ આપીને સમજાવશે અને અણુવ્રતધારી તેમની છાયામાં રહીને પોતાની શક્તિ અનુસાર મોક્ષરૂપી ફળ કેમ સત્વર પ્રાપ્ત કરે એવું પોતાના વર્તનથી-પોતાના વિચારથી અને પોતાના સદ્ભાવણથી પ્રગટ કરતો રહેશે આમ શાસ્ત્રાદિ પૂર્વક શુદ્ધ શ્રદ્ધાવાન્ આત્મગુણમાં રહેનાર મુખ્ય સદ્વર્તનને આગળ કરનાર ભાવિષ્યથી પણ સ્વપર કલ્યાણ સાધશે

**बडेधर्मबंधु शांतिविजयजीने मोक्षप्राप्तिमेंश्रद्धा गुण अवलंबसिद्ध कर दिया।**

મહારાજ શાન્તિવિજયજીના છોટા બંધુ લાલનને મોક્ષની સત્વર પ્રાપ્તિમાં શાસ્ત્રાદિ ગુણ શ્રદ્ધાગુણથી अवलंबे अचळ તત્વાર્થ ભાષ્ય પ્રમાણે પણ સિદ્ધ કરી દીધા છે

**पांच प्रतिक्रमण सहि और सात प्रतिक्रमण जैन शास्त्रके फरमानसे ( बडे धर्मबंधुने) गळतकर बतलाए."**

છોટા ધર્મબંધુ લાલનને ત્યારે શાસ્ત્ર ફરમાન પ્રમાણે મુનિમંડળ સમક્ષ પાંચે પ્રતિક્રમણનો સ્વીકાર કર્યો એટલુંજ નહિ પણ શાસ્ત્રના આશયને અનુકુળ મહારાજ શ્રી આનંદસાગરની આજ્ઞા પ્રમાણે પાંચ કરતા વિશેષ પણ કબુલ રાખતા તેમની સમક્ષ એ ચર્ચાનો ઉપસંહાર કર્યો અને તે આ પ્રમાણે—

"પાંચ ઉપરાંત છઠ્ઠા અને સાતમા પ્રતિક્રમણની ચર્ચામાં લખાવવાનું કે હાલની અપેક્ષાએ તો પાંચજ છે પણ પાપ સ્થાનકોથી પાછા હઠવારૂપ પ્રતિક્રમણ યોગ ક્રિયાદિ નિરોધરૂપે ઘણા હોય છે તેથી આ ચર્ચાનો ઉપસંહાર છે " ( જુઓ સાંજ વર્તમાન તા. ૨૩ ઓગષ્ટ ૧૯૧૦-મુનિમંડળ સમક્ષ લાલન શીવજીના ખુલાસા ) ને

ચર્ચાનો ઉપસંહાર થયો હોય તે ચર્ચાનું ઉત્થાન કરવાને કોઇને ફરજ પાડવી એ શુદ્ધ ચર્ચાકારને યોગ્ય નથી

જન શાસ્ત્રની તો આજ્ઞા આ પ્રમાણે છે—

जिनैर्नानुमतं किंचिन्निषिद्धं नापि सर्वथा ।
कार्यमाव्य पदेशे नेत्येषाज्ञा पारमेश्वरी ॥

(યશોવિજયજી)

અર્થાત્ જિનેશ્વર ભગવાનની એવી આજ્ઞા છે કે તેણે કોઇનો એકાંત નિષેધ કર્યો નથી તેમ નથી કોઇનો (એકાંત) વિધિ કર્યો. સરળપણે રહી કાર્ય કરવું આ પ્રમાણે પાંચ પ્રતિક્રમણ પુર્વક સરળતાથી પ્રમાદ રહિત થઈ આત્માને પોતાના સ્થાનમાં લાવવા રૂપ ભવના અને ભવોભવના પાપથી નિવૃત્ત થવારૂપ પ્રતિક્રમણ કરે તો તેને જૈનશાસ્ત્ર શિક્ષા કરે છે કે શુભફળ દેખાડે છે તે બુદ્ધિ ગમ્ય થાય તેવી દલીલથી દેખાડવું જોઈએ, કારણ કે જૈનશાસ્ત્ર યુક્તિ રહિત નથી શ્રીમદ્ હરિભદ્રસુરી પણ કહે છે કે—

युक्तिमद्वचनमस्य तस्य कार्यः परिग्रहः ।

આ ઉપરથી વાચક વર્ગ સમજાશે કે લઘુતમ લાલનના વડીલ બંધુએ શું ગળત કરી બતાવ્યું છે

"जाति स्मरण अवधि ज्ञान इहाको मनुष्योको नहि हो यते सिद्ध कर दीया अर जीसको जो कुछ लिखना हो माकुल जवाब मिलना रहेगा, विद्यासागरके दफतरमें जवाबकी कमी नहिं है."

મોક્ષાભિલાષિને જવાબ આપતાં આપને કબુલ કરવું પડયું છે ઉતરત ૬ ૫ પ્રમાણે એ બંને જ્ઞાન છે પરંતુ આપશ્રીએ પ્રથમ

એ બને જ્ઞાનને માટે નિષેધ કરેલો હોવાથી આપને અનુકુળ એવી દીવાળી કલ્પની શાખથી આપ નિષેધ કરી શકયા છો એક કલ્પમા હા અને બીજામા ના, એમ હોય ત્યારે જૈનશાસ્ત્ર કઈ અપેક્ષાથી ના અને કઇ અપેક્ષાથી હા, એમ શોધે છે તો એ ચર્ચાનો નિર્ણય એમ થાય છે કે દીવાળી કલ્પ પ્રમાણે આ કાળમા ઘણાને એ ઉભય જ્ઞાન ન હોય એમ સિદ્ધ થાય છે પણ સર્વથા ન હોય એમ નહિ એજ પ્રમાણે બૃહત્ કલ્પની શાખે કોઇકને આ કાલમા પણ એ જ્ઞાન હોય છે એમ સિદ્ધ થાય છે પણ બધાને હોય એમ સિદ્ધ થતું નથી

આપ આ પરથી જોઇ શકશો કે આપે બૃહત્ કલ્પનો નિષેધ કરી દીવાલી ક૫ પ્રમાણે શુ સિદ્ધ કર્યું છે મને તો લાગે છે કે જ્યાં સાત પદની જરૂર છે, ત્યાં પણ એકાત થઇ જાય છે બહુ ખુશીની વાત છે કે વિદ્યાસાગરના દફતરમા જવામની ભરતી રહે અને તે પણ સુદાસર એમ ન થાય ત્યારે તો લઘુતમનઘુને કહેવુ પડે કે "વીરા ગજથકી ઉતરો" અને આત્મ સાગરમા ડુબકી મારી પછી દફતરમા જુઓ એટલે સાગર પણ નહિ ખુટે એવો અને મીઠો થઈ રહેશે

# जैनधर्मनुं मूळ अने ते वडे स्वरुप प्राप्ति.

## ૧ જૈનધર્મનુ મુળ.

લઘુતમ—જૈન ધમનુ મૂળ શુ ?

વડીલ—દયા[1]

લઘુતમ—દયા કોની ?

વડીલ—જીવની

લઘુતમ—જીવ કોને કહેવો ?

વડીલ—જે પ્રાણ ધારણ કરે તે જીવ

લઘુતમ—પ્રાણ કેટલા પ્રકારના ?

વડીલ—બે પ્રકારના

લઘુતમ—કયા બે પ્રકારના ?

વડીલ—ભાવ પ્રાણ અને દ્રવ્ય પ્રાણ

લઘુતમ—ભાવપ્રાણ કેટલા છે અને દ્રવ્ય પ્રાણ કેટલા છે ?

---

૧ બહુ આનંદની વાત એ છે કે જૈન ધર્મના આ સિદ્ધાંતને દુનિયાના તમામ ધર્મો માન્ય કરે છે જૈન ધર્મની આ આજ્ઞાને માન્ય રાખી હિંદુ ધર્મ કહે છે કે દયા ધર્મકા મૂળ હૈ આર્ય શાસ્ત્ર એવો ઘોષ કરે છે કે 'अहिंसा परमो धर्म" પરમધર્મ તો અહિંસા (દયા) છે બુદ્ધમહારાજ સર્વે મનુષ્યોપર " દયા " રાખવાનુ શીખવે છે અને મહાત્મા ક્રાઇસ્ટ Be kind to animals પ્રાણીઓ પર દયા કરો આવો આદેશ કરે છે આમ થોડી વધારે સર્વે દયાધર્મ રૂપ જૈન ધર્મની આજ્ઞા માન્ય રાખે છે કોઈ તો દ્રવ્ય પ્રાણની કોઇ ભાવ પ્રાણોની અને કોઇ ઉભય પ્રાણોની રક્ષા કરવાનો ... કરે છે.

વડીલ—ભાવપ્રાણ ૪ છે, અને દ્રવ્ય પ્રાણ ૧૦

લઘુતમ—સસારી જીવોને કેટલા અને સિદ્ધ જીવોને કેટલા પ્રાણ છે ?

વડીલ—સસારી જીવોને વિશેષમાં વિશેષ ૧૦ દ્રવ્યપ્રાણ અને ચાર ભાવ પ્રાણ અને સિદ્ધજીવોને ચાર ભાવ પ્રાણ હોય છે

### ભાવપ્રાણ દ્રવ્યપ્રાણનો સબંધ[૨]

લઘુતમ—ભાવપ્રાણને દ્રવ્યપ્રાણનો સબધ કેવો છે ?

વડીલ—એ સબંધ સમજવા ખાતર એવી અસત્ કલ્પના કરીએ કે જાણે આખ અને ચશ્મા, કાન અને ભુગળી, આખને સ્થાને ભાવપ્રાણ સમજવા અને ચશ્માને ઠેકાણે દ્રવ્ય પ્રાણ જાણવા

લઘુતમ—કોઇ જીવને દ્રવ્યપ્રાણ વિના ચાલે ?

---

૨ સબધ બે પ્રકારનો હોય છે એક સમવાયસબધ અને બીજો સયોગસબધ સયોગ સબધ તે છે કે જે જોડાય છે અને વિખુટો પડે છે, સમવાય સબધ તે છે કે જે અનાદિ અનતકાળ સુધી સાથેજ રહે છે, જેમ કે "પાઘડી કસુબી છે" આ દ્રષ્ટાતમા પાઘડી સાથે વળગેલો કસુબી રગ સયોગ સબધે છે કારણ કે કોઈ ક્ષાર, લીંબુ, જળ વગેરેથી તે કસુબી રગને પાઘડીથી છુટો પાડી શકાય, તેમ સફેદ પાઘડીને તે કસુંબી રગ ચડાવી શકાય છે સમવાય સબધનુ ઉદાહરણ એ છે કે જેમ પાઘડી અને સફેદ રગ પાઘડીનો સફેદ રગ, રૂપ, ગુણ, કોઈ પણ ઉપાયે દુર થઇ શકતો નથી એ તો પાઘડીની સ્થિતિ સાથે હમેશ રહેવાનોજ આ પ્રમાણે જીવને ચાર ભાવ પ્રાણ સમવાય સબધે છે (અનાદિ અનતકાળ સુધી સાથે રહેનારાજ છે) અને દશ દ્રવ્ય પ્રાણ તે સયોગ સબંધે છે, જે જીવને મોક્ષ થતા સુધી જવાના

વડીન—હા જેમ ઘણા માણસોને ચશ્માવિના પણ આખવડે દેખાય છે તેમ સિદ્ધ જીવો દ્રવ્ય પ્રાણવિના પણ સર્વ જાણે છે- દેખે છે અક્ષય સ્થિતિ ( ચારિત્ર ) એ વિનસે છે અને અનંત-વીર્ય પણ સિદ્ધ મહારાજને હોય છે

લઘુતમ—ચશ્મા તો જેમની આખનું તેજ ઓછુ હોય તે ચ ડાવે તો શુ સસારી જીવોના ભાવ પ્રાણનું તેજ ઓછુ થઇ રહેલ છે કે તેને દ્રવ્ય પ્રાણરૂપી ચશ્મા ( ઉપાધિ ) ચડાવી પોતાનું કામ ચલાવવુ પડે છે

વડીન—હા તેમજ છે

લઘુતમ—શાથી ભાવ પ્રાણનુ તેજ ઓછુ રહે છ

વડીન—કષાયથી-એટલે ક્રોધથી, માનથી માયાથી અને લો ભથી ટુ કામા કહીએ તો રાગદ્વેષથી કારણ કે રાગમા લોભ અને માયાનો સમાવેશ થાય છે અને દ્વેષમાં ક્રોધ અને માનનો

લઘુતમ—જેમ આખનું તેજ કોઈને પાછુ આવે છે, તેમ ભાવપ્રાણનુ તેજ પણ પ્રકાશે ખરૂ ?

વડીન—હા જો રાગદ્વેષ નીકળે તો[3]

લઘુતમ—ચાર ભાવપ્રાણ કયા કયા ?

વડીન—અનંતજ્ઞાન, અનંતદર્શન અક્ષયસુખ ( ચારિત્ર ) અને અનંતવીર્ય

લઘુતમ—દ્રવ્યપ્રાણ ૧૦ કયા કયા ?

---

૩ જેમ મોતીઓ, પડલ કે છારી ઉપાયોવડે દૂર થાય છે, તેમ રાગદ્વેષ પણ ઉપાયોવડે દુર થઈ શકે છે અને તે ઉપાય તે સમદ્દષ્ટિ અને ગુણદ્દષ્ટિ છે, સમભાવથી રાગદ્વેષ-મોતીઓ ને પડલ ઉભય જાય છે, અને ગુણભાવથી દ્વેષરૂપ છારી મટી જાય છે

વડીલ—શ્વાસોશ્વાસ, પાંચ ઇંદ્રિયો, આયુષ, અને ત્રણબળ ( મનબળ-વચન બળ અને કાયબળ )

લઘુતમ—કયા ભાવ પ્રાણ અને કયા દ્રવ્ય પ્રાણનો સબંધ છે?

વડિલ—અનંતજ્ઞાનરૂપ ભાવ પ્રાણને શ્વાસોશ્વાસ રૂપ દ્રવ્ય પ્રાણનો સબંધ છે અનંત દર્શન રૂપ ભાવ પ્રાણને પાંચ ઇંદ્રિયો ( અથવા ચક્ષુ અચક્ષુ દર્શન રૂપ ) દ્રવ્ય પ્રાણનો સબંધ છે અક્ષય સુખ ( ચારિત્ર ) રૂપ ભાવ પ્રાણને આયુષ રૂપ દ્રવ્ય પ્રાણનો સબંધ છે અનંત વીર્યને મન વચન કાયબળ સાથે સબંધ છે

લઘુતમ—આ દ્રવ્ય પ્રાણની જીવને જરૂર કયાં સુધી રહે છે?

વડીલ—જ્યા સુધી ચક્ષુઓનુ તેજ ઓછુ છે ત્યાં સુધી ચસ્મા ઘાલવા પડે છે, પણ જ્યારે આંખનુ તેજ સમ્પૂર્ણ હોય છે ત્યારે ચસ્માની જરૂર રહેતી નથી, તેમજ જ્યા સુધી કર્ણોમાં ખામી હોય છે ત્યા સુધી ભુંગળી આદિની[૪] જરૂર છે પણ જ્યારે આંખ અને કાન નીરોગી થાય છે ત્યારે ચસ્મા કે ભુંગળી વિગેરેની[૫] જરૂર પડતી નથી તેવીજ રીતે અત્રે ભાવપ્રાણની સકળ-અનંત શક્તિઓ જ્યા સુધી દેદિપ્યમાન, પૂર્ણ પ્રકાશીત થાય નહિ અથવા કેવળીપણાની સ્થિતિ કે સિદ્ધ ગતિ જીવ પામે નહિ, ત્યા સુધી ભાવપ્રાણને દ્રવ્ય-પ્રાણોની જરૂર રહે છે અને તેથીજ ભાવપ્રાણ અને દ્રવ્યપ્રાણનો સબંધ આંખ અને ચસ્માની માફક ઉપર કહ્યું તેમ ( સયોગ ) સબધ છે

લઘુતમ—ભાવપ્રાણ તેજ આત્મા ?

---

૪ ટેલીફોનની.
૫, ટેલીસ્કોપની.
— ૬ ૧, અવધિ, મન પર્યવ પણ હોય

વડીલ—હા ભાવપ્રાણ તેજ આત્મા સ્પષ્ટ રીતે કહીએ તો સમવાય સબંધે રહેના ( કોઇ દિવસ છુટા ન પડે તેવા ) અનંત જ્ઞાન, અનંત દર્શન, અક્ષય સુખ અને અનંત વીર્ય એ આત્માના શાશ્વત ગુણ છે જેમ સૂર્ય અને સૂર્યનો પ્રકાશ અભિન્ન છે તેમ આત્મા અને આત્માના અનંત જ્ઞાન-દર્શન-સુખ-વીર્ય પણ તેની સાથે અભિન્નરૂપે રહેલા છે

લઘુતમ—જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય એટલે શું ?

વડીલ—જ્ઞાન એટલે જાણ દર્શન એટલે દેખવુ, સુખ એટલે આનંદ, અનંત-વીર્ય એટલે બળ ( પરાક્રમ )

લઘુતમ—આ માનું ભાવલક્ષણ અને દ્રવ્ય લક્ષણ અનુક્રમે કહો

વડીલ—આત્માનુ પ્રથમ લક્ષણ જ્ઞાન

લઘુતમ—જ્ઞાન કેટલા પ્રકારનું છે ?

વડીલ—બે પ્રકારનું, ભાવજ્ઞાન તે અનંતજ્ઞાન અને દ્રવ્ય જ્ઞાન તે શ્વાસોશ્વાસ ?

લઘુતમ—દર્શન કેટલા પ્રકારનુ ?

વડીલ—બે પ્રકારનુ ભાવ દર્શન તે અનંત દર્શન અને દ્રવ્ય દર્શન તો ચક્ષુ વગેરે પાચ ઇંદ્રિયો

લઘુતમ—અક્ષય સુખ ( ચારિત્ર ) કેટલા પ્રકારનુ છે ?

વડીલ—બે પ્રકારનુ ભાવચારિત્ર અને દ્રવ્યચારિત્ર આ બન્ને ચારિત્રના બે બે પ્રકાર છે એક પ્રવૃતિ અને નિવૃતિ ભાવ ચારિત્ર પ્રવૃત્તિ અને નિવૃત્તિ, દ્રવ્યચારિત્ર પ્રવૃત્તિ અને નિવૃત્તિ

લઘુતમ—આ ચારે ચારિત્રના લક્ષણો કહેશો ?

વડીલ—૧ દ્રવ્ય નિવૃતિ ચારિત્ર—દ્રવ્ય ઉપાધિયોનો ત્યાગ પુત્રપરિવાર, ગૃહસંસાર પત્નિ માન મીલકત આદિ સર્વનો ત્યાગ

૨ દ્રવ્ય પ્રવૃતિ ચારિત્ર—મુનિના આચાર પાળવા વેશ, ઓઘો વગેરે રાખવો તે

૩ ભાવ નિવૃતિ ચારિત્ર—પરપરણુતિરૂપ રાગદ્વેષ ( કષાય ) બહિરાત્મભાવ ( દેહભાવ ) નો ત્યાગ કરવો

૪ ભાવપ્રવૃતિ ચારિત્ર-આત્મરમણુતા-અનતજ્ઞાન દર્શનમા રમણુતા-આત્માની શક્તિમા રમણુતા

લઘુતમ—વીર્ય કેટલા પ્રકારનુ તે સમજાવશો ?

વડીલ—બે પ્રકારનું

લઘુતમ—કયા કયા બે પ્રકારનું ?

વડીલ—ભાવવીર્ય, અને દ્રવ્યવીર્ય

લઘુતમ—ભાવવીર્ય કયુ તે કહેશો ?

વડીલ—આત્માનુ અનતવીર્ય.

લઘુતમ—દ્રવ્યવીર્ય કયુ તે સમજાવશો ?

વડીલ—મનબળ, વચનબળ અને કાયબળ

## હિંસા.

લઘુતમ—હિંસા કેટલા પ્રકારની ?

વડીલ—બે પ્રકારની

લઘુતમ—કઇ કઇ ?

વડીલ—ભાવપ્રાણુ હિંસા, અને દ્રવ્યપ્રાણુ હિંસા.

લઘુતમ—દ્રવ્યપ્રાણુ હિંસા શાથી થાય છે ?

વડીલ—શસ્ત્રોથી-જેવા કે બદુકથી, તરવાર અને વિષ વગેરેથી. એટલુંજ નહિ પણુ કઠોર શબ્દોથી, અને અશુભ [illegible]

[illegible] હિંસા શાથી થાય છે ?

વડીલ—કષાયથી એટલે ક્રોધ, માન, માયા અને લોભથી સ ક્ષેપથી કહીએ તો રાગદ્વેષથી

લઘુતમ—કોઇ દ્રવ્ય શસ્ત્ર ભાવ પ્રાણને હરે છે ?

વડીલ—બીલકુલ નહિ

લઘુતમ—જો આપણા ભાવ પ્રાણ એટલે જ્ઞાનાદિ બીજા કો ઇના દ્રવ્ય શસ્ત્રથી હણાતા નથી તો પછી આપણે નિર્ભય નથી ?

વડીલ—હા, તેમજ છે કોઇ આપણો શત્રુ નથી

લઘુતમ—ત્યારે તો આત્મા પોતે પોતાની હિંસા કરનારો રહ્યો અને તે કષાયોથીજ

વડીલ—હા તેમજ છે " આત્મઘાતી મહાપાપી "

લઘુતમ—રાગદ્વેષ કયા ઉપજે છે ?

વડીલ—જ્યા આત્મ પ્રદેશ છે ત્યાજ

લઘુતમ—એ વાત સમજાવશો ?

વડીલ—હા એક માણસ છે એ માણસને આપણે દર્શન વડે દેખ્યો જ્ઞાનવડે જાણ્યો અને તેજ જગોએ દ્વેષ સાથે એમ ચિતવાયુ કે બોલાયુ કે " હા એ તો પેલો દુષ્ટ " દ્વેષથી જ્યા જણાયુ ત્યાજ બધન થયુ હવે જો દ્વેષ ન થાય તો દેખવુ-જાણવુ બાધક નથી એજ પ્રમાણે તુ તો મારો મિત્ર છે, એમ ચિતવતાં રાગ પણ થઈ આવે તો બધન કર્તા છે જાણવુ-દેખવુ માત્ર બધન કર્તા નથી આત્માને દુધ સમજીએ અને રાગ-દ્વેષને જળ સમજીએ તો જળ અને દુધ ભેળા થાય તેમ આત્મા અને રાગદ્વેષ મળી જાય છે

લઘુતમ—પોતાને હણનાર રાગદ્વેષ ત્યારે કેવી રીતે દૂર થાય ?

વડીલ—પોતા પ્રત્યેની અન્ય જીવોની સર્વે ક્રિયાઓમાં ગુણ

જેના આવડે તો રાગદ્વેષ ધોવાઈ જાય છે  જેમ કે કોઈએ ગાળ આપી, તો એમ સમજવુ કે મારા આત્મામાં અપયશ નામકર્મનો રોગ હતો તે મટાડવાની ગોળી આપી માટે એ ગાળ આપનારનો ઉપકાર માનવા આશિમ રૂપ લક્ષ્મી આપવી જોઈએ  આ પ્રકારે અપયશ નામકર્મ ધોવાય છે

લઘુતમ—ચારિત્ર એ અક્ષય સુખ કેમ છે અને સ્વરૂપ એ જ્ઞાયવાન્ સુખ કેમ છે ?

વડીલ—સિદ્ધમહારાજ તેમજ કેવલીમહારાજ જાણે છે કે વર્તમાન કાળનો એક સમય બીજે સમય આવતા ભૂતકાળમા ચાલ્યો જશે, એ પ્રમાણે એ ચાલી ગયેલો એક સમય જગતના આવેલા તમામ જીવોનો ઓછો થયો—ઘટયો—આયુષ્યમાંથી ચાલ્યો ગયો. પરંતુ પોતાના અક્ષય સુખમાથી એટલે ભાવચારિત્રમાથી એક સમય પણ ઓછો થયો નહી આમ દ્રવ્ય પ્રાણ રૂપ આયુષ્ય સંસારી જીવનુ ક્ષણે ક્ષણે ક્ષય પામે છે અને સિદ્ધમહારાજ સાદિ અનંતકાળ સુધી અક્ષય સ્થિતિએ રહે છે, અને તે સુખરૂપ છે

લઘુતમ—સર્વે જીવો જ્ઞાનની-દર્શનની-સુખની વીર્યની વાન્છા રહે છે તેનું શું કારણ તે કહેશો ?

વડિલ—સ્વભાવે પોતે અનંતજ્ઞાનવાન્ અનંતસુખવાન્, અનંતદર્શનવાન્ અને અનંતવીર્યવાન હોવાથી તેમને એ ઇચ્છા રહે છે અને તે રહેવાનીજ  પરંતુ એ જ્ઞાનાદિ અનંતશક્તિઓ કર્મથી દબાયાને લીધે દ્રવ્ય પ્રાણવડે જણાતા પરપદાર્થ સુખાદિની ભ્રાન્તિ તેમને થાય છે જેમકે અનંત સુખરૂપ રહેવું ન બને તો અમુકકાળ આયુષ્યરૂપ ઝુપડામા પણ રહેવુ એમ તેને ગમે છે, પરંતુ જ્ઞાન કરે તો તેને ભાન પડે કે તે સિદ્ધ સ્થિતિરૂપ તે હાલ જ

લઘુતમ—પરના રાગ દ્વેષ આપણાને હણે ?

વડીલ—નહિ સ્વક્ષેત્રમા આવેલને પરક્ષેત્રવાન્ હણી શકે નહિ.

લઘુતમ—કોઈ આપણાપર ક્રોધ કરતું જણાય તો આપણે શુ કરવુ ?

વડીલ—ક્રોધ એ પરિમિત પદાર્થ છે ક્ષમા એ અપરીમિત છે, તો જેટલો ક્રોધ કરે તેના કરતા ડમલ ડમલ ક્ષમાજળ વરસાવવુ જોઈએ

### પરભાવમાથી નીકળી સ્વભાવમા આત્મ-સ્થિતિ કરવાનો ઉપાય.

લઘુતમ—આત્મા પોતાને ન ઓળખી દેહાદિને આત્મા શાથી માને છે ?

વડીલ—અનાદિ અજ્ઞાનથી

એવી અસત્ કલ્પના કરીએ કે જાણે ખાણમાથી નીકળેલુ કાચુ સોનું માટીથી મિશ્રિત છે એવી સ્થિતિમા પાસે રહેલી માટીમા સોનાની એવી ભ્રાન્તિ થાય કે હું માટી છુ તેમ નીગોદમાથી નીકળેલા જીવને કર્મમાં-દેહમા ભ્રાંતિ થાય છે કે હું દેહ છુ હું અને દેહ એ બેમા દેહ એ હું નથી પણ હું તો ખરો છે, અને તે શાશ્વત છે આ વાતની સત્યતા ઉપર એક ઘણુંજ અસરકારક અરણિકમુની અને તેની માતાનું દૃષ્ટાંત છે

---

## जैन धर्म गुरूओ के विद्वानो आ धर्म जिज्ञासुना प्रश्नो उत्तर आपवा कृपा करशो. ?

' મને એવુ કહેવામા આવેલું છે કે અજ્ઞાની એ અજ્ઞાની છે, કારણ કે એવા હોવાનુ અજ્ઞાન છે અને હું એમ સમજુ છુ કે

અજ્ઞાન એ એની વસ્તુ છે કે જે પોતે નથી અજ્ઞાન નિમિત્ત છે, ઉપાદાન નહિ ”

હવે પ્રશ્ન એ છે કે—સર્વ સમય અજ્ઞાનમા તે સમજ્યા કરે છે, તે પોતાને લીધે નહિ એ પોતેતો અજ્ઞાનનો ભોગ થઇ પડ્યો છે અને અજ્ઞાન જે તેનાથી ભિન્ન છે તેની સાથે તે હમેશા એવી રીતે વળગી રહ્યુ છે કે સત્ય જ્ઞાનને તે આવરણ રૂપ થઇ પડે છે એ પોતે જાણે અગ્નિમા આની પડેલો લોખડનો સળીઓ ન હોય, સ્વભાવે તે ઠંડો અને કાળો છે, છતા તે અગ્નિનો ભોગ થઇ પડવાથી તે લાલ અને ગરમ છે, અને તેનામા સામર્થ્ય નથી કે તે ઠંડો પોતાની મેળે થઇ શકે, વળી તેમ પણ બની પોતાની સ્વાભાવિક સ્થિતિએ આની પહોચે—જ્યા સુધી અગ્નિથી કોઇ ભિન્ન—લોખડના સળીઆથી કોઇ ભિન્ન—વસ્તુ અગ્નિને ખસેડે નહિ ત્યા સુધી તેને એ અસ્વાભાવિક સ્થિતિમા રહેવુ પડે આજ પ્રકારે અજ્ઞાનીને જ્યાસુધી પોતાથી ભિન્ન અને પોતાના અજ્ઞાનથી ભિન્ન કોઇ આની તેના આવરણ કમને ખસેડે નહિ ત્યા સુધી થોભી રહેવુ પડે લાલ ગરમ લોખડના સળીઆ પેઠે અજ્ઞાનીમાથી જ્ઞાની-પણામા ફેરવાઈ જવાની કોઇ શક્તિ જણાતી નથી

આમ કહેવાનો સાર એ થાય છે કે અજ્ઞાનીએ, જ્યા સુધી કોઈ અચાનક એવો બનાવ ન બને કે જે આવરણને છેદી નાખે ત્યા સુધી તેવા કોઇ બનાવની વાટ જોયા કરવી જોઇએ

હવે હુ જે પ્રશ્ન પૂછુ છુ તે એવો છે કે આવો શુ જૈન ધર્મ મત છે ? અથવા શુ મારા મનમા કોઇ એવો ખોટો ખ્યાલ આવ્યા કરે છે કે મને આવો પ્રશ્ન ઉદ્ભવાવે છે અને તેના ખરા જવાબથી મને વચિત રાખે છે ? આ વાત સત્ય હોય તો તે અવશ્ય માનવીજ જોઇએ પરતુ કોઇને એવુ કેમ લાગે કે આજ સત્ય સતો

જૈન ધર્મ જીજ્ઞાસુના મનમા ઉત્પન્ન થયેલા પ્રશ્નના પોતે જે જવાબ આપ્યા છે, તે જૈન ધર્મ પ્રમાણે યોગ્ય કે અયોગ્ય છે, એવુ કોઇ જૈન ધર્મ ગુરૂ કે વિદ્વાન જણાવવા કૃપા કરશો ?

પ્રશ્ન વારવાર એ ઉઠે છે કે શા માટે આપણે હમેશા ભૂત કાળમા પુદ્ગલની સાથેજ બધાયના હતા ? અને શામાટે આપણે તેનાથી હમેશા અનત ભવમા અનગા નહિ હતા ? આપણા ખરા સ્વભાવથી આપણે અજ્ઞાન રહ્યા તેનો જુમેદાર (જવાબદાર )કોણ છે ?

આ પ્રશ્ન અત્યત કઠિણ છે આ પ્રશ્ન એવો લાગે છે કે જાણે અમુક વસ્તુનું અસ્તિત્વજ કેમ છે ?

શામાટે ત્યારે એ વસ્તુનું એકાંત નાસ્તિત્વજ નથી ? કે જેથી આ દુ ખ અને ક્લેશ પ્રતીત થાય છે તેની સ્થિતીજ ન હોય

ગમે તે હોય પરંતુ આ પ્રશ્નનો ઉત્તર કઇક મારા હૃદયમા સ્ફુરી આવે છે અને તે કઇક આ પ્રમાણે છે જીવન મત (life) હમેશા સુખ લાગે છે ભુતકાળમા આપણે એવુ જીવન વ્રત પાળ વામા સુખ માનતા હતા કે જ્યા ત્યાથી સુખ (મોજમજા) મળે તેમ કરવુ અને દુ ખથી અલગ રહેવાના પ્રયત્ન સેવવા પરંતુ જ્યારે આપણને અનુભવ થવા લાગ્યો કે સુખ ( મોજમજા ) માં સુખ માન્યુ તેતો પોતાની પછવાડે (પરિણામમાં) દુ ખને આણી આપે છે (અર્થાત્ જ્યારે આપણામા આવી જાગૃતિ થાય છે) ત્યારે તે માલુમ પડે છે કે આપણાં દુખો તે કઇ નથી પરંતુ આપણા સુખની પછવાડે દોડતી લાલસાનોજ એક ભાગ કે અશ છે અને તે તો આપણને નથી જોઈતો; જ્યારે આપણે તેવા સુખની પછવાડે શીકારીની માફક દોડતા નથી ત્યારે આપણાપર દુ ખ કે હુમલો કરતા નથી

જ્યારે આવુ સુખ-લાલસાની દોડ—તદ્દન હમેશને માટે આપ ણાથી બધ પડે છે ત્યારેજ આપણે આમ કરીએ છીએ.

આવો આપણને અનુભવ થયો કે આપણે આપણા જીવન-વ્રત (ચારિત્ર) મા ફેરફાર કરીએ છીએ આપણે સુખ ( Plea-sure ) ની પછવાડે જાળા નાખતા નથી અને આપણી સ્વાભાવિક માનસિક શાતિ—જે અભ્યતરનું સુખ છે, જે ઇંદ્રિયોથી પર છે, તેમા સતોષ લઇએ છીએ આ પ્રકારે આપણને પુન શાનિ પ્રાપ્ત થાય છેજ અને કોઇ આપણને ફરજ પાડતુ નથી કે આપણે જેમ પૂર્વ જીવન ગાળ્યું છે તેમજ આપણ ગાળવુજ જોઇએ

આ ઉપરથી એમ નથી થતુ કે જીવનવ્રત life એટલે જે કાર્યથી આપણે સુખ મળે તેજ અને જે જીવન વ્રતથી અસતોષ થયો કે આપણે તેનો ત્યાગ કરી જેમા સતોષ મળે એવુ અન્ય જીવનવ્રત પકડી ચાલવા માડીએ તો તેમ થઇ શકે છે આ પ્રકારે હમેશા જે જીવનવ્રતમા આપણને સતોષ પ્રાપ્ત થતો જાય તેવા જીવનવ્રતને આપણે વળગી પડીએ છીએ, સુખની લાલસાના પરિણામના દુખને સહેવાનુ જાણતા છતા સુખની પછાડી દોડ છે એ જાણે છે કે મદ્યપાનથી મસ્તક વ્યથા થશે છતા તે મદ્યપાનના સુખથી સતોષ પામે છે વળી તેને ખબર છે કે ખુનનાપરિણામે ફાસી છે, છતા ખુન કરવામા સતોષ માને છે, વિગેરે આ પ્રકારે પ્રશ્નનો ખુલાસો થાય છે અને તે પરથી જણાય છે કે આપણામા દેહ સત્યસ્વરૂપ સમ્પૂર્ણ નથી આપણામા કઇક જુદી વસ્તુ અવશ્ય છે, અને તેનો સ્વભાવ એવો છે કે આપણા પર તેનો પ્રત્યાઘાત–પરિણામ થયા વિના રહેજ નહિ આપણે જે પ્રકારના જીવનથી સતોષ મળે તે પ્રકારનુ જીવન બનાવવાને હમેશા સ્વતત્ર છીએ પરતુ આપણે તે પ્રકારના જીવનનો જે પ્રત્યાઘાત (પરિણામ) થાય, તેને આપણે અટકાવી કે ખાલી ન શકીએ, કારણકે

પરિણામ (પ્રત્યાઘાત) એ પણ નિયમ છે જીવનની આ દષ્ટિથી જોતા આપણેજ તેના દુખોના કારણ છીએ અને તે આપણાં દુખોના કારણરૂપ થાય છે

વિ વિ જવાબ કે અસમતિ આપનારા સજ્જનોએ ઈંગ્રેજી મા બનતા સુધી અને તેમ ન બને તો ગુજરાતીમા જવાબ આપવા કૃપા કરવી

# वीरनंदीनो चोपडो

**જમે બાજુ નબર પહેલો-વિનય**-શ્રી શ્રેણિક મહારાજાએ અભયકુમારના કહેવાથી ચડાળ પાસે વિદ્યા ગ્રહણ કરવાને માટે પોતાના સિહાસન ઉપરથી ઉતરી ચડાળને સિહાસન ઉપર બેસાડી પોતે વિદ્યા પ્રાપ્ત કરી હતી અને જ્યા સુધી ચડાળને સિહાસના ઉપર બેસાડ્યામા નહિ આવ્યો હતો ત્યા સુધી **ઉન્નામિની** અને **અવનામિના** વિદ્યા અર્થાત નીચેની વસ્તુ ઉપર ચડાવવાની અને ઉપરની નીચે લઇ જવાની કળા પ્રાપ્ત કરી શકયા નહિ અને ગુરૂનુ સમાન કરવામા આવ્યુ કે એ વિદ્યાઓ તરતજ પ્રાપ્ત થઇ એ પ્રમાણે હાલ આપણો મુનિ વર્ગ (અર્થાત્ સાધુ સાધ્વી) બ્રાહ્મણ ગુરૂ પાસે વ્યાકરણ ને ન્યાય કાવ્યને કોષશીખે છે શ્રેણિક મહારાજે વિનય કરેલા ચડાળના કરતા બ્રાહ્મણો ઘણી ઉચી જાતના છે તે ઉત્તમ સાધુઓ-સાધ્વીઓ તેમની પાસે ઉપર લખેલી વિદ્યાઓ લેતાં પોતે આસનપર બેસે છે, અને વિદ્યા ગુરૂને નીચે બેસાડે છે માટેજ વિદ્યા પ્રાપ્ત ન થતી હોય એ શાસ્ત્ર વચન ખરૂ પડે છે કદાચ સાધુ વર્ગનો આસનપર બેસવાનો આચાર હોય તો વિદ્યા ગુરૂને એથી ઉચ્ચતર આસનપર બેસાડી મનમા પણ તેમનુ બહુમાન રાખી ભણવી જોઇએ અન્ય દર્શનીને નમસ્કાર કેમ કરાય એવી જો

રાખતા રહેતી હોય તો સમજવું જોઇએ કે ઉપરના દ્રષ્ટાંતમા દેખાડેલ ચંડાલ એ કાંઇ જૈન ધર્મી નહિ હતો છતા વિદ્યાગુરૂ હોવાને લીધે સમકિતી શ્રેણિક મહારાજનું સન્માન પામ્યો હતો

તો આપણે પણ વિદ્યા ગુરૂનું સન્માન કરીએ તો શાસ્ત્રને વચને જૈન શાસન હાન ચાને છે, તે શાસ્ત્રને પગલે પણ ચાલેલુ ગણાય અને પ્રભુનો આપેલો ઉપદેશ માનેલો ગણાય માટે આશા છે કે શ્રેણિક મહારાજનુ દ્રષ્ટાન્ત શાસ્ત્રમાજ રહે—પોથીમાજ રહે—એમ ન થવુ ઘટે, પરતુ આપણી ક્રિયામા આવવુ જોઇએ કારણ કે શાસ્ત્રકારનો હેતુ પણ આપણે તે ક્રિયામા મુકીએ એજ છે, અર્થાત્ વિનયવાન થઇએ તોજ વિદ્યાવાન્ થવાય

સાધુ મહારાજ એ શાસનના શ્રેણિક રાજા છે અને તેમને પ્રાર્થના છે કે આપ જૈન ગુરૂપદના સિહાસન પર બીરાજો છો એ વાત ખરી, તથાપિ વિદ્યા શીખતી વખતે તો તમારે નીચે ઉતરી બ્રાહ્મણ ગુરૂપાસે વિદ્યા શીખી લેવી જોઇએ જે વ્યાકરણ નામની વિદ્યા શીખવે છે તે અવનામિની નામની વિદ્યા છે કારણ કે તેથી તમે સામાન્ય લોકોને પણ સમજાવવાને સમર્થ થાઓછો અને ન્યાય નામની વિદ્યા છે તે ઉન્નામિની નામની વિદ્યા છે કે જેથી તમે વિદ્વાનોને પણ બોધ આપી પ્રતીતિ કરાવી શકોછો માટે શાસ્ત્ર રૂપ સહેજ પ્રાપ્ત થયેલ કલ્પવૃક્ષનો સદુપયોગ તો વિનયવડેજ કરી શકાશે માટે આ રકમ અવિનયના કટાળાની સામે વિનયને દર્શાવનારી હોવાથી જમેપાસમા લખેલી છે

**જમે બાજુ—નબર ૨ નમ્રતા** સાભળવા પ્રમાણે સાધુ વર્ગમા પ્રમુખપદ કોને આપવુ, એનો નિર્ણય ન થવાને લીધે શ્વેતાબર સાધુ સમાજ થતો અટકી પડેછે આ કોઇને માન જોઇએ છીએ તથાપિ **સુદરી** અને **બ્રાહ્મી** કહે છે કે 'વીરા ગજ થકી ઉતરો,

ગજ ચડે કેવળ ન હોય " વળી વિશેષમા કહે છે કે " લઘુતામે પ્રભુતા બડે પ્રભુતાસે પ્રભુતા જાય અર્થાત્ પોતાને હાથે પોતાની પ્રભુતા કરવાથી પ્રભુતા એટલે મોટાઈ જાય છે અને લઘુતા કરવાથી પ્રભુતા વધે છે માટે પ્રભુતા વધારવાની ઇચ્છા હોય તો પણ જે જ્ઞાને વગેરે મોટા કહેવાતા હોય અથવા પોતાને ગણતા હોય તેણે જ્ઞાનથી નહી પણ જ્ઞાનના અભિમાન રૂપી હાથી ઉપરથી ઉતરીને સર્વને નમન કરીને પોતાના વર્ગને શ્રેય કરવાનો માર્ગ હાથ ધરવો જોઈએ છીએ જેની પાસેથી શ્રાવકોએ શિખવુ જોઈએ તે વર્ગ શ્રાવક પાસેથી શિખે તો તે વ્યવહારે ઠીક ન ગણાય છતા પોતાના સઘરૂપ કુટુબમા હોવાને લીધે નાના પાસેથી પણ શિખવુ તે કાંઈ ખોટુ નથી

ઉધાર બાજુ નબર પહેલો—**અવિનય** પ્રનાપવાન જૈન સઘ ચાર ભાગમા રચાયલો છે એટલે કે સાધુ સાધ્વી, શ્રાવક, શ્રાવિકા આ ચતુર્વિધ સઘવડે રચાયનુ શ્રી **વીર** પરમાત્માનુ શાસન એકવીશ હજાર વર્ષ સુધી ચાલવાનુ છે અને તેમા માત્ર પચીશસો વર્ષજ પસાર થયા છે એટલે કે આપણે શ્રી **વીર** પરમાત્માની પાસે ઘણા નજીક છીએ છતા શાસનને અધોગતિમા લઈ જનાર એક અવિનય નામનો કરાળો ઉત્પન્ન થઈ ચૂક્યો છે શાસનનો મુખ્ય ભાગ જે સાધુ અને સાધ્વી તેમા તો આ અવિનયે પોતાનુ ક્રુર રાજ્ય. વણ ખરૂ અવિચ્છિન્ન ચલાવવા માડ્યુ છે શાસ્ત્રમા વારવાર કહેવામા આવ્યુ છે કે ' વિનય વિના વિદ્યા નહીં " તે છતાં પણ અવિનય સહિત વિદ્યા ઉધાર લેતા સાધુ—સાધ્વીઓ જણાયછે પ્રભુ વચનમા શ્રદ્ધા કહેનાર પણ ક્રિયામા નહિ મુકનાર એવો ઘણો મોટો ભાગ જોવામાં આવે છે શાસ્ત્ર સાભળતી વખતે **તથેમેવ સત્યં** અર્થાત્ તુજ સત્ય સ્વરૂપ છો તારૂ વચન પ્રમાણ છે એમ પ્રભુને કહેવામા આવે છે, છતા **તેમને વચને લોકો ચાલેછે** પણ **તેમ— પગલે નહિ** આમ હોવાથી ખરેખર આપણી વિદ્યા આપણા

જૈન સઘમાથી નાશ પામ્રી છે અને પામતી જાય છે માટે આને માટે શુ કરવુ કે જેથી પ્રભુને વચને ચાલવાની ભાવનાવાળો આપણો ચતુર્વિધ સઘ વિનય પ્રાપ્ત કરી વિદ્યા મેળવે અને સઘની ઉન્નતિ જારી રાખે સાધુ સાધુને પણ ન વાદે એ કેવુ ?

**ઉધાર બાજુ નંબર બીજો અભિમાન**—આશ્ચર્ય છે કે જ્યારે જૈન સઘમાં પચીસે વર્ષ થયા શાસ્ત્રધ્વનિ ચાલ્યા કરેછે કે **અભિમાન** કરવુ નહિ છતા સઘ સમુદાયનો મુગટમણી ભાગ પણ એ અભિમાનના હાથી ઉપરથી ઉતરતો જણાતો નથી પોતાથી દીક્ષાએ મોટા હોવા છતા પણ સસ્કૃત જ્ઞાનરૂપી તપથી તપતા બાહુબળ હજી પણ પોતાની ખુમારીમા રહ્યા હોય તેમ દેખાય છે શ્રાવક સમુદાય જ્યારે પોતાના અદર અદરના કલહો પિગળાવી કોન્ફરન્સ જેવી સસ્થા કરવા લાગ્યા છે ત્યારે સઘમા મુગટમણિ એવો સાધુવર્ગ પોતાની અદર માનાપમાનને પિગળાવી કોનફરન્સ કરી શકતા નથી, તેમ કરનારને અનુમોદન આપી શકતા નથી, એ ખરેખર આશ્ચર્ય છે જે સાધુવર્ગને અનુસરી ચાલનાર શ્રાવકવર્ગ તે પણ જ્યારે પોતાના ગચ્છો વગેરેના અભિમાનના હાથી ઉપરથી ઉતરી જ્યા સમાનતા છે એવી જૈન ચૈત્યોની બાબતમા, જૈનોની વ્યવહારીક અને ધાર્મીક વિદ્યાના સબધમા, પુસ્તકોના ઉદ્ધારના સબધમાં, મદિરોદ્ધારના વિષયમા, નિરાધારને ઉત્તેજન આપવાના કામમા એકત્ર થયા છે, ત્યારે પોતાના જ્ઞાનના અભિમાનરૂપી તપે તપતો સાધુવર્ગ અભિમાનને છોડી જ્ઞાન રાખી સમુદાયથી ચતુ પોતાનુ કલ્યાણ કરનારી એવી કોન્ફરન્સ કરી શકતા નથી એ એક આશ્ચર્ય નથી શું ?

કહે છે, " કાકા હવે મુબઇ દૂર થવા લાગ્યુ અને યૂરોપ પ્રત્યેક ક્ષણે પાસે પાસે આવતુ લાગે છે "

બદરપર મજેના સત્કાર તથા પ્રેમી ભેટદ્વારાએ હૃદય ઉપકારમા હજી દબાયલુ છે એટલામાજ ધર્મરાગી શેઠ લક્ષ્મીચદ ધીયો સાહે બના ફુલ તોરા એક માણસ લાવે છે આટલી પ્રેમવૃષ્ટિ થવાનુ શુ કારણ હશે? હમેશા લાલન પર મ્હને (અતરાત્માને) રહેતો અવિશ્વાસ કે લાલને એવુ તે શુ કર્યુ છે? કારણ કે મને ( અતરાત્માને ) ખબર છે કે તે નથી માનતો કે ધર્મ-ફરજ ધારી કઇ શુભ કરતો, પરતુ એનો એના વ્યસનથી-પ્રેમથી-આનદ લેવા કરતો હતો તેમા આટલુ બધુ સન્માન હશે! મ્હારે શુ (અતરાત્માને શુ)?? લાલન અને તેના બાધવો જાણે તથાપિ એક એવો વિચાર સ્ફુર્યો કે મિત્રોના-ધર્મ બાધવોના બ્હેનોના-પુત્રીઓના આશિર્વચન એક રક્ષક દેવોની પેઠે આવા કસતુના પ્રવાસમા પણ વિઘ્નહર થઇ પડશેજ આમ થતા લાલન આ ત્હારા ધર્મ બાધવોનુ કરજ વાળવા તૈયાર થા બ્હેનોને પસની ભરી ભરી-વિદ્યાધનની પસની આપવામાં વિશેષ શાખી વિશેષ આપતો થા અને લાલનના શુભ કૃત્યનું ફલ ચક્રવૃદ્ધિ વ્યાજ સહિત સર્વને મળો એવો અતરથી આશિર્વાદ સર્વપર નીકળી ગયો

થોડાક સમયમા અમે સ્ટીમર અરેબિયાપર અમારી ધીમી સુન્દર ચાલે ચાલની વાચમાથી ઉતરી સવાર થતા અમારી સાથે પ્રયાણમા ગ ના વિસનજી ત્રીકમજી જે પી ના પુત્ર ભાઇ મેઘજીભાઇ તથા પુત્રી સૌ બાઇ પ્રેમાબાઇ તેમના ધર્મ કાકા લાલન તથા માસ્તર ચપકલાલ સૌ પ્રેમાબાઇના નર્સ મિસ કારટર તથા માધવ નામનો એક નોકર તથા એક રસોઇયો એમ અમે સાત મનુષ્યો છીએ સ્ટીમરરૂપ અશ્વે સમુદ્રભૂમિકામા શનિવારે ચાર વાગ્યે કઇક સ્થાન ચાલે ચાલવા માંડ્યુ શનિવારના દિવસે જો કે અમે સ્ટીમરપર હતા મુબઇ નગરમા-હિદ ભૂમિમા આવેલા અમારાં વ્હાલામા વ્હાલાં અમારાથી સ્ટીમરના પ્રત્યક્ષ સમુદ્રમાં પગલા સાથે

દૂર થતા હતા, છતા અમારા ચિત્ત પ્રત્યેક ક્ષણે "સ્નેહની સાંકળીથી" લ બાઇ લ ગાઇ તેઓની તરફજ વળતા હતા શનિવારે અમારા સામાનમાંનો કેટલોક કાતકામા તથા કેટનોક કેબીનમા ગોઠવ્યે એમ અમે પાચેક વાગ્યાને શુમારે કામ પડયા વાળુ કરવાનો વખત થયો પરતુ પાા વાગે દાળ, ભાત, તૈયાર થયા કઇ ભાવ્યુ નહિ તથા કઇ ખાધુ નહિ બ્હેન પ્રેમાબાઇને લાનને પૂછ્યુ "બાઈ મહિલા સમાજના પ્રમુખ મીસીસ જમનાબાઇ મળ્યા ?" ઉત્તરમા હા કહ્યુ લાનને કહ્યુ કે એ પવિત્ર આત્માના ઉચ્ચારણુમા કોઈ એવા ઉમળકા હતા કે જેમ ગુરુવારે પ્રમુખ તરીકે ભાષણુ કરતાં લાનનને રોમાંચ થયા, તેમ બંદર ઉપર વળાવતા કરેલા ભાષણથી પણ થયા હતા બ્હેને કહ્યુ કે આવા સ્ત્રી રત્નો જૈન સમાજને કલ્યાણકારક થાય એમા શી નવાઈ માણુસો ભાષણો ગમે તેટલા કરે પરતુ વકતૃત્વનો મુખ્ય ઝરો જે હૃદયમા છે ને જે અખુટ છે ત્યાથી આવે ત્યારેજ તેનુ નિમળ જળપાન કરી શ્રોતા જનો પોતાની જ્ઞાન તૃષા છીપાવી સતોષ પામે છે ખરે ! આવી આર્ય મહિલાઓ આપણી પૂર્વ ઉચ્ચ સ્થિતિનું ભાન કરાવે છે એટલુજ નહિ પરતુ સ્ત્રી કેળવણીના પુણ્યોદયથી પ્રાપ્ત થયેના સાપ્રત સમયને તેની કલ્યાણપદ સ્થિતિનો આરંભ કાળ કહીએ તો તે કઈ ખોટુ નથી

રાત્રે એટલે સાડાસાત વાગતે બ્હેન પ્રેમાબાઈ તથા મિસ કારટર પોતાની કેબીનમાં ગયાં, અને અમે ત્રણ અમારી કેબીનમા હતા તેમાથી લાનન હરિકેન ડેકપર ગયો, સાથે ભક્તામરસ્તોત્ર લીધુ અને પચીશ મનોહર મધુર શ્લોકનો પાઠ કર્યો, તેના હિંદુસ્તાની ભાષામા ગાયનો ગાયાં, અને ત્યારબાદ મનન કરતાં જે આનંદ થયો, તે આનંદ વર્ણવવાને વચનાતિશયની હાલ તો રાહ જોઇ વિરામે છે તથાપિ હૃદયની જે ઉચ્ચ અવસ્થા એટલી મનોહર હતી, કે રાત્રિના બે વાગ્યા, પણ નહિ તો દરિયાનું તોફાન કે નહિ તો લાનનનું શરીર ક્યા છે તેનું ભાન માત્ર આત્માનંદમા મન રમતુ હતું

# ઉપયોગે ધર્મ.

In Consciousness enshrines Religion

ધમ ધમ કરતો જો ફરૂ તો ગણુ રોઝ સમાન"

—આનદઘન.

અનુપ પુણ્ય ઉપાર્જન કરવામા છેવટે તીર્થંકર ગોત્ર પણ બાધવામા મહાન્ ઉપકારક શ્રી જિનેશ્વરની પૂજા છે, અશુભ કર્મની નિવૃત્તિ કરવામાં આપણી પ્રતિક્રમણરૂપ ધર્મ ક્રિયા સરસ સાધન છે અને અશુભ કર્મ તથા શુભ કર્મ બન્નેની નિવૃત્તિને માટે આપણી સામાયિકની ક્રિયા છે, આ ક્રિયાઓ ઘણુ કરી આવા મનો ત્રફળ આપનારી થાય છે

પ્રતિક્રમણથી જો અશુભ નિવૃત કરીએ તો આપણે જિનનો પુત્રો નારક અને તિર્યંચની ગતિનો જય કરવા પામીએ પૂજનથી જો આપણે શુભ કમ બાધીએ તો આપણે દેવ ગતિએ ચડીએ કે હાલના કરતા ઉત્તમ અને વખતે દેવના કરતા ઉત્તમ માનવગતિ પામીએ સામાયિકથી શુભ અશુભ ઉભય પ્રકારના કર્મનો જય કરી સમભાવે રહિએ તો આપણે શિવ સુખ પ્રાપ્તિ-મોક્ષ સુખનો અનુભવ અહીઆ માનવાવતારમા આ જૈન દશામાજ આપણને થાય

પરતુ આ ધર્મ ક્રિયામા જો ધર્મ હોય તોજ તે ધમ ક્રિયા, અને ધમ ના હોય તો તે કેમ—?

કારણકે જૈનશાસ્ત્રમા વચન છે કે ઉપયોગે ધર્મ, માટે ઉપયોગ વિના આ ક્રિયા થાય તો તે ધર્મક્રિયા નહિં પણ કર્મ ક્રિયા સમજવી

જેમ મનુષ્ય કે કોઇ પ્રાણી જીવ વિનાનો હોય તો તે મડદુ

ગણાય તેમ જે મન, વચન, કે કાયાથી ક્રિયા કરાય તેમાજ આપ
ણો ઉપયોગ ન હોય તો તે ક્રિયા ભંગ રૂપ છે

હવે જિન મન્દિરમા કે ઉપાશ્રયમા કે પૌષધશાળામા કોઇ
કામ લાવે તો આપણે આત્માના ગણીએ છીએ તો પછી ઉપયોગ
વિના પ્રભુપૂજન પ્રતિક્રમણ કે સામાયક હોય તો શુ તે જીવ વિનાના
નથી ? કડછીને દુધપાકની શી ખબર ? તેમ ઉપયોગ વિનાની
જીભને શુ ખબર કે હું શુ બોલી ?

આ વૃક્ષ કેવુ મનોજ્ઞ છે ? તેમા પુષ્પોની આકૃતિ કેવી મનોહર
આપણને લાગે છે અને ઠડક ઉત્પન્ન કરે છે ? તેમની સુગધ નાસિકા
ઇંદ્રિયને કેવી તૃપ્તિ આપે છે ? તેમનો પરાગ (રજ) વાયુથી ઉડીને
આપના શરીરને કેવી શીતળતા આપે છે ? તેમજ તે પરાગ ઓષ્ટ-
રૂપી મુખદ્વારપર આવતાં, જો જીન્હાનો ત્યા સ્પર્શ થાય તો તે પુષ્પના
પરાગનો સ્વાદ કેવો આનંદ આપે છે ? આ પુષ્પમાં આવુ સર્વે
પ્રકારનું મનોજ્ઞપણુ શાથી છે ? જે વૃક્ષના તે પુષ્પો છે તે વૃક્ષના
મુળમા તેના થડમા તેની શાખા પ્રતિશાખામા તેના પત્રમા અને છે-
વટે ફૂલ અને ફુલમા એમ સર્વત્ર સ્થળે એક પદાર્થ તેમા વ્યાપક
છે વ્યાપક પદાર્થ તે રસ કે સેપ ( sap ) છે એ રસ ન હોય તો
ફળ, ફૂલ, સવ નકામાં થાય છે કારણ કે એ મુલનુ જીવન તે એ
રસ છે જીવન વિના જેમ એ પુષ્પમા સુગધ કે સ્વાદ નથી, તેમ
ઉપયોગ વિના માનવદેહરૂપ વૃક્ષની ધર્મ ક્રિયારૂપી પુષ્પો પણ સુગધ
આનંદ વગરના થઇ જાય છે

ઉપયોગ એટલે હું શી ક્રિયા કરૂ છુ તેનુ ભાન શ્રીમદ્ દેવ-
ચદજી મહારાજ પ્રભુને સ્નાન કરાવતા આપણી પાસે ગવરાવે છે કે—

" પુજા કરતા પ્રાણીઆ પોતે પુજનીક થાય " અર્થાત્ ત્રણે
લોકના નાથ શ્રી જિનેશ્વરની પુજા કરતા ચોસઠ ઇંદ્રોને પણ પુજ-

લાગ્યા છે, ત્યારે હવે કોઇ પણ વિચારવાન માણસ જે કોમના ઉદય ચિન્હો જોઇ શુભ અનુમાન કાઢી શકે છે તે કહી શકે છે કે આપણે હવે જૈન સમુદાય મટી જૈન સમાજના રૂપમા ગોઠવાતા જઇએ છીએ સમુદાય અને સમાજમા ઘણો અંતર છે તથાપિ સમુદાય રૂપ હોવુ એ સમાજરૂપ રચના થવામા પ્રથમ પગના રૂપે છે જેમ આરસ જેવા ઉત્તમ પથ્થર પણ ઘડાયા વગરના આકારમા જુદા જુદા કોઇ માઇલ માઇલ ને કોઇ પાચ કે કોઇ દશ માઇલ, કોઇ પાંચ ગજ કે કોઇ હાથ દૂર પડયા હોય ત્યાસુધી ઉત્તમ પણ પથ્થર સમુદાય પણુ પામે નહિ પરતુ જેમ તે થોડે યા ઘણે છેટે પડેલા સુંદર પથ્થરો એક જગાએ એકઠા કરી મુકવામા આવે ત્યારે તે સમુદાયનું સ્વરૂપ પામે છે તથાપિ તે સંગેમરના પથ્થરો પણ જ્યાસુધી ઘડાય નહિ ત્યાસુધી એક બીજા પથ્થરો સાથે વગર અડચણે ગોઠવાય એવી આકૃતિમા આવે નહિ ત્યાસુધી તે સમુદાય પામેના પથ્થરો પણ સુદર રાજ્ય મેહેલનું સ્વરૂપ પામે નહિ અને રાજ્યમેહેલ સ્વરૂપ પામે નહિ ત્યાંસુધી રાજાને નિવાસ કરવાને યોગ્ય પણ છે એમ કહેવાય નહિ એજ હિસાબે ઉપર કહ્યુ તેમ જુદા જુદા ગામ, ગચ્છ, પ્રાંત અને દેશના સકલ જૈન આપણે હવે સમુદાય રૂપે થયા ઘણા ખરા ગામમા હાનિકારક રીવાજો વગેરે કાઢી ખરારીવાજો સ્વીકારાયા અને સારી આકૃતિમા આવ્યા એટલુજ નહિ પણ જેમ સારી આકૃતિના આરસોનો રચના પ્રમાણે ગોઠવાઇ રાજ્ય મેહેલ બને તેમ આપણે જૈન સમાજના સ્વરૂપમા આવ્યા છીએ.

આનદની વાત તો એ છે કે આખી જૈન કોમની પ્રત્યેક વ્યક્તિ કોઈ એવા શુભ માગમાં એક રૂપીઓ સુકૃતભડારમાં ભરે તો એક વરસને માટે ભરેલો એકજ રૂપિયો દિલ્હીમાં રહેલા ધમમધુ વીર પુત્રની વિદ્યાવૃધિમા અને પંજાબમા બધુ રત્ન ઉમરાવસિંહે ભરેલ ૧ રૂપિઓ તે લંડનમાં હાલ રહેનાર લાલનના

કામ આવે એ શું જૈન સમાજના ઉદયના અપ્રકટ ચિન્હે, છે ? નહિ જ કોઇ પણ સમાજના ઉદયને વાસ્તે Universal Sympathy સર્વાત્મભાવ-પોતાની કોમમા તો સર્વ એકરૂપતા-અને તે પણ આવી સુકૃત ક્રિયામા તે ખરેખર સર્વ સમજુ મનુષ્યને અનુકરણીય છે

હા, પરતુ હાલ તો આપણે મનુષ્ય શરીર પુણ્ય કર્મ પામ્યા વિશેષ પુણ્યથી તેમા જૈનપણું પામ્યા, પરતુ આપણે અને આપણા પછી આવનારા અને આપણે પણ પાછા આવનારાએ હાલના કરતા પણ ઉત્તમ સ્થિતિમાં આવવું હોય તો આપણી જૈન કોમે એક "સર્વમાન્ય જૈન ઇતિહાસ" રચવાની કે રચાવવાની જરૂર છે ર-ચના સર્વ પ્રકારે સર્વાંગે સુન્દર આનદદાઇ કરવી હોય તો ઇતિહાસ જેવુ હાલની અને હવેની પ્રજાને બીજુ કોઇપણ અપૂર્વ પ્રેરક Ins-pirator નથી એ ઇતિહાસ તૈયાર કરવાને સ્વકોમ અને પરકોમના પુસ્તક-આટલા સાધનો-હા! તુરત કામે લગાડવા જોઇએ

૧ આપણી જેટલી જેટલી પ્રતિમાઓ છે, તે જિન પ્રતિમાની પ્રતિષ્ટા કઈ શાલમાં કયા યતિવરે કરાવી ? તે કયા ગચ્છના, કયા કુલના, કયા ગણના કઇ શાખાના કરાવનાર હતા, વગેરે જે જે હોય તેની નોધ થવી જોઈએ

૨ જૈનના શિલાલેખોના લેખનું પુસ્તક તૈયાર કરાવવુ જોઇએ

૩ અન્યધર્મ જેમા મુખ્યત્વે કરી બુદ્ધધર્મના કોઇ રાજા તેમ મરાઠા વગેરે તેમજ બીજા કોઇ રાજાના લેખો વગેરેમા જ્યા જ્યા જૈન સબધી હકીકત હોય તે એકત્ર કરાવવી જોઇએ

૪ ઇ૦ સ૦ પુ૦ ૫૦૦-૬૦૦ વર્ષમા બ્રાહ્મણ ધર્મ સાથે તુમુલ યુદ્ધ કોઈ ધર્મે કર્યું હોય, અને વિજય વર્તાવ્યો હોય તો તે જૈન ધર્મ અને તેના સમકાલીન બુદ્ધધર્મ છે, માટે બન્નેના ધર્મ પુસ્તકનો આધાર લઇ ઐતિહાસિક દ્રષ્ટિએ શોધ કરાવી પુસ્તક તૈયાર કરાવવુ જોઇએ.

લાલને ઉત્તર આપ્યો કે અમારી સાથે બે રસોઈયા છે અને પાસ માસ ચાલે એટલું અનાજ ઘી ગોળ સાકર વગેરે સવ છે માત્ર શાક લેવુ પડે છે

એનીબિસેંટે—ત્યારે દુધ લેવામા તો તમને હરકત નહિ આવે? લાલને કહ્યુ 'નહિ મા" પછી દુધ લીધુ આટલું કર્યા પછી મને કહે છે કે તારી કોમનો ઉદય શામા છે, તે તને ખબર છે?

ગુતારનુ મન બાવણીએ હોય તેમ લાલને જવાબ આપ્યો કે મ્હારી તો શુ પણ આખા જગતની સવ કોમનો ઉદય **આત્મવિદ્યામા** અને તેને પ્રાપ્ત કરવામા **સમભાવ** માગની પ્રવૃત્તિ કરવામા.

That's true yet difficult (તે વાત ખરી પણ મુશ્કેલ છે)

ત્યારે લાલને કહ્યુ

What is practical? (વ્યવહારિક શુ?)

બીસાન્ટે કહ્યુ

ઇતિહાસ

તમારી Jain Historical Research Society નું શુ થયુ

લાલન કહે છે–હતી ખરી તેના બે એક પુસ્તકો પણ જોયા છે, પરતુ હવે તો વિરામ પામી હશે

બીસાન્ટે કહ્યુ ત્યારે **પ્રથમ** એ કાય કરાવો.

વતમાન જગતમા ધમ વિચારની પ્રવૃતિ કરનાર અને તેમાં આય ધમની પ્રવૃત્તિમા ભગીરથ યત્ન કરનાર કોઈ અનુભવી હોય તો તે મીસીઝ બીસાન્ટ છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી એવી અનુભવી વિદુષીના કહેવા પ્રમાણે પણ સર્વમાન્ય જૈન ઇતિહાસ તૈયાર કરાવવો એ અવશ્યનુ છે

કોઈ ભોળા લાલનના પ્રેમીજનો આ કાર્ય લાલનના પર ના ખવાની ભલામણ નહી કરે એવી સર્વને પ્રાર્થના છે, કારણકે તેનુ લક્ષ જૈન ધર્મના તત્વજ્ઞાનથી અને સર્વ જીવ માત્રમા સમભાવથી જગતને પ્રત્યક્ષ પણ સુખ દેખાડી ઉત્તમ સ્થિતિના અનુરાગી કરવા તરફ જે કઇ કરી શકે તેનેજ માટે તેનુ હવે બાકીનુ જીવન છે

છેવટે પ્રોફેસર હર્મન જેકોબીની સાથે લાલન કહે છે

**जिणवजण प्रसिद्ध जंवू दीवम्हि चेवसग्गम्मि, किंत्तिज स च अचिरा तचिज्जनुभलिलपुद्वविय ॥**

તા ક આ દેશમાં રહી કઇ પદ્ધતિથી આપણુ ધાર્મિક કાર્ય થાય છે તે સબધી લાલનના વડીલ સાધુ મુનિરાજો અને શ્રાવક બધુઓને જિજ્ઞાસા થતી હશે તથાપિ એ જિજ્ઞાસા પાર પાડવાનુ કોઈ અહી આ યા પછી જણાએના કારણને લીધે હાલ અને તેવુ નથી તથાપિ વખતો વખત હિન્દના વર્તમાનપત્રોમા સમયાનુસાર લાલનની હિલચાલ સવ સન્મુખ પ્રગટ થયાજ કરશે

# पंडित लालननो खुल्लो पत्र

તા૦ ૧૮ મી સપ્ટેબરના પત્રનો ઉત્તર આજે લખાય, કારણ કે આજે અહીથી સાજના પા કલાકે રવાના થાય એટલે ૨૦ દિવસે લાલનને પત્ર મળે અને તમને તેનો ઉત્તર મેળવતા ૨૫ દિવસ થાય આથી લગભગ ૧I મહિને એકબીજાની અગત્યની વાતના ઉત્તર મળે

હાલ મારી પાસે ટેબલ ઉપર ઘણા કાગળો પડેલા છે તમેદ અને બીજાઓ પત્રના સપૂર્ણ ઉત્તરો નહિ મળવાની ફરીયાદ કરો છો, અને અમારા પત્રો કઇ કઇ તારીખના કઈ કઈતારીખે મળ્યા તે બધો અભ્યાસ કરવા જેટલો હાલ તો અહીને માટે વખત મે ...ને દુશકય લાગે છે તમારા પત્રમા મુખ્ય ૧I

નહિ ગમતું પણ ખરૂં કરાવવા ચાહે તો તે અંતઃકરણ પ્રમાણિક કે માર્મિક છે એ કહેવું ઢોંગની બરાબર છે પણ ખરી શરૂઆત માત્ર હૃદયના સ્નેહરથ પાસે અંતઃકરણ ખુલ્લું કર્યાથી થાય છે આવો વખત જ્યાં સુધી ન આવે ત્યાં સુધી ને આખા જગતના સર્વ મનુષ્ય, સર્વ દેવો સર્વ પ્રાણી સમક્ષ પોતાનું અંતર છે તેવુજ બીજાના અંતરમાં પ્રવેશ ન કરાય ત્યાં સુધી જાતિઅનુભવ અનુભવ જ્ઞાન ( Cosmic Consciousness ) દીવ્ય જ્યોતિર્નું દર્શન થવું ઘણું દુર છે કાળાંતરે એવો વખત આવશે ખરે, એવો વખત જલદી આવે

૬ ખરેખર સર્વ પેગંબરની મોટામાં મોટી શીખામણ પરમાત્માને ઇશ્વરને અને પરવરદેગારને જોવાની છે પરવરદેગારના દર્શન પણ મનુષ્યરૂપ બારણામાંથીજ થાય છે માટે તેને ઓળખવાને બીજી જગ્યાએ ફાંફાં મારે શું મળશે? પણ ડાબે હાથે જમણો કાન પકડવા જેવું થશે વાર લાગશે જે મૂર્તિમાં, આતશમાં ક્રોસમાં જોવાર છે તે આત્મામાં અને શેતરૂંજય પરની પ્રભુની પ્રતિમામાં પણ જોવાય છે આતશ ક્રાસ અને પ્રતિમા નાશવંત નથી પરંતુ તેઓની પેદાશ સત્વમાથી છે તેમ પ્રતિમાની પેદાશ જ્ઞાનમાથી છે હવે સર્વની પેદાશ ક્યાંથી છે? જ્ઞાનમાંથી જ્ઞાનની પેદાશ ક્યાંથી છે? આત્મામાંથી માટે એ આત્માને જાણ્યા પછી શુદ્ધાત્મા કરવો અને વિશુદ્ધમાં વિશુદ્ધ બનાવવો, એમ કરવાથી મેન અંતરમાંથી ગયો કે અશોઈ ( પવિત્રતા ) આવતાં મન, તન વચનમાં આત્મા તેજ પરમાત્મા જણાશે કિરણ—સુર્ય પ્રકાશમાં જણાશે અને તેજ પોતે કિરણ નહિ પણ સુર્ય એવું જ્ઞાન થતાં આંધળાભીતપણું મટી જઇ ઉજળા સ્ફાટીક જેવા થઇ જવાય છે અને આત્મપ્રકાશ સ્ફાટીક જેવા આચાર, વિચાર ને ઉચ્ચારમાં ઝળકી નીકળે અને મહાત્માના બેટાબેટી મહાત્મા રૂપ થાય છે સંત થાય છે તેથી

સતે રાજી થાય છે કે અમારા બાળકો અમારા જેવા થયા જેમ બાપ. પોતાના પુત્રને પોતાના જેવો થતા રાજી થાય તેમ અને પોતાથી અધિક થતા વિશેષ રાજી થાય

૭ પેગમ્બરનું જ્ઞાન આપણી અક્કલથી દૂર છે, કારણ કે તેમના જ્ઞાન અને આપણી અકકલની વચમાં મેન છે, તે મેન જતા તેમનુ જ્ઞાન આપની અક્કલના જ્ઞાનને પ્રથમ કિરણરૂપે સબધ ધરાવશે અને પછી તે અને આ એકજ એમ થતા પેગમ્બરનુ જ્ઞાન આપણી અક્કલની સમીપ આવશે છેવટે અક્કલ પેગમ્બર જેવી થઇ જાય આમ જ્યાથી તમે છેલ્લુ જોયુ તેથી એક માળ ઉંચે જતા જશો. તો વિશેષ જોવાશે

૮ માણસ ઇચ્છા અને મનનુ બનેલુ છે અને તે પોતાની ઇચ્છા તે જગતના સર્વ જીવની સાથે મેળવી દે અને પોતાના વિચાર તે સર્વ જીવના વિચાર સાથે મેળવી દે તો તે માણસ મટી જાય અને પેગમ્બર થાય પરન્તુ વાસના, ઇચ્છા અને મન-વિચાર Idea જેનું આ જગત રચાયુ છે તે મુકી દે તો જગત જતુ રહે અને એ મેના જતા પોતે પરવરદેગાર થઇ રહે જે આગળીને ટેરવે સત ગણાતા હતા અને મહાત્મા કહેવાતા હતા તે મપાય પણ નહિ તેટલા થઈ શકે કરો પ્રારભ તૈયાર છો ? મુકો મતને, વિચારને અને ઇચ્છાને, વાસનાને અને તે કેમ તો લ્યો આ પ્રમાણે —

સાડા ત્રણ હાથના માણસને આપણે મા કહી કે રાજા કહો કે પુત્રી કહી કે પુત્ર કહો હવે એ વિચાર મા નામના મનુષ્યમા રાજા નામના પુરૂષમા પુત્ર કે પુત્રી નામના બાળકમા આપણે આરોપણ કર્યા, હવે તે આરોપણ ઉઠાવી લ્યો કે મા, રાજા, પુત્ર, પુત્રી એ વિચારનો પણ વિલોપ થઇ ગયો બાકી શુ રહ્યુ ? સર્વત્ર પ્રેમ —એક સરખો હવે સર્વત્ર પ્રેમને માતા કે રાજા બનાવો તો સર્વ રાજા-માતા-પુત્ર પુત્રી દેખાશે આમ થતા આનદ થશે આમ થતા

વાથી સરજમશેદજીને કે શેઠ ગોમળદાસને હોસ્પીટલ બાંધવી પડી, પરંતુ જરથુસ્તે કે બુધ્ધે કે મહાવીરે કે કૃષ્ણે મસીદ ન બંધાવી કે મહમદ સાહેબે કે ક્રાઇસ્ટે જૈન મંદિર કે આતસબહેરામ નહિ બંધાવ્યું કે નહિ સમરાવ્યું હવે સર્વ ધર્મ સેકહેન્ડ ( હસ્તમેળાપ ) કરવો જોઇએ પણ હવે મોરબીના રાજાની પેઠે સર્વે સામાન્ય રીતે સર્વ ધર્મના મંદિરો બંધાવશે જે ધર્મના હાથ પગ ભાગ્યા હશે તે સાંધશે સમરાવશે

૧૪ બીજાને સુખી દેખી રાજી થનાર પણ સુખી વાતાવરણમાં આવતા સુખી થાય છે

૧૫ ક્રાઇસ્ટ કહે છે કે ( Love your enemies ) આ વાત પણ ત્રીજા દરજ્જાની છે એટલે કે જે દાન માતા પીતા વ્હાલા થયા છે તેની જોડે પ્રથમ પ્રીતથી રહો પછી પ્રીત નરાખતા હોય તે જોડે, અને ત્યાર પછી આપણા કટ્ટા શત્રુ કહેવાતા ( ખરે કોઇ છે નહિ ) ને પણ ચાહો

૧૬ માણસે કદી પણ બીજા ધર્મની વિરૂદ્ધ બોલવું એમ આપણા પેગમ્બરની આજ્ઞા હોય તો તે અભરાઇ ઉપર બાજુમાં મુકો હવે મને એવો આનંદમાર્ગ દેખાડવા દો કે તમે સર્વને ચાહો અથવા પોતાને ચાહો અને બહુ તો બીજાપર મધ્યસ્થ રહો, પણ કોઇને ધિક્કારો નહી એમજ ધર્મ કહે જૈનશાસ્ત્રમાં એક ધર્મબંધુ કહે છે કે સમભાવે રહેનાર કોઈ પણ હોય, ગમે તે ધર્મનો હોય. જરથોસ્ત ધર્મમાં કહ્યું છે કે અશોઈ પાળનાર કોઇ પણ હોય, છતાં કોઇ એક બીજા ધર્મને માટે વિરૂદ્ધ બોલવામાં બાકી રાખતા નથી, એમ હવે ન થવું ઘટે

૧૭ ધર્મનો અર્થ ફરજ ( Duty ) એ ઠીક છે પરંતુ લાવન ધર્મનો અર્થ આનંદ કરે છે માતા તરફ પુત્રને ફરજ કે

આનંદરૂપ પ્રેમના પ્રવાહ પરસ્પર સ્ફુરે છે તેમ ફરજ શું હિમત-ધરીને અળખામણી થવા શા માટે વચ્ચે આવવાની ? સહજ વસ્તુઓના પ્રવાહની ગતિજ સ્વાભાવિક પુત્રી મારૂપે અને મા પુત્રીરૂપે થઈ જાય છે

મંડળ સ્થાપવાનો વિચાર આવે છે હરકતો હજી ઘણી છે. કાળે કરી દૂર થશે નવીન માર્ગ કરવો એ કઠિણ છે જૈન શાસન સમાજના વિચાર માટે ( જશવતરાય જૈનીને ) આજ રાત્રે મળવા જવા વિચાર છે ડોકટર બાર્નટ જે બ્રિટિશ મ્યુઝીયમના પુર્વ દેશના પુસ્તક વિભાગમાં છે તે પૂર્વ દેશની સર્વ ભાષામાં વિખ્યાત છે, માગધી, પાલી, સંસ્કૃત ભાષાના જાણુ છે, સૂત્રના તથા ચંદ્ર પન્નતિ તથા સૂર્ય પન્નતિના ભાષાંતરો કર્યાં છે તેમને જૈન શાસન સમાજ સભાના પ્રમુખ થવા વિનંતિપત્ર પાઠવેલ છે ઉત્તર આવેલ છે માર્ગના હેતુઓ મોકલ્યા છે જૈન શાસન કૃપાએ કામ પાર પડશે.

---

## जिन धर्मनुं स्वरूप

### ( લાલનને કેવું દેખાય છે )

મ્હારા પ્રાણપ્રિય સમગ્ર માનવરત્ન ! અર્થાત્ સ્ત્રીઓમાંથી મ્હારાથી મોટી ઉમરે આવેલાં માતાઓ, છોટી ઉમરે ઉભેલાં પુત્રીઓ, અને સમાન ઉમરે ખડાં રહેલાં બ્હેનો, પુરૂષરત્નોમાંના વયોવૃદ્ધ પિતૃનિર્વિશેષો,વયે લઘુપુત્રો, અને વયે સમાન બાંધવો ' જિનધર્મનું સ્વરૂપ જે મેં દેખ્યું છે, અને દેખું છું તેજ દેખાડવાને મ્હારૂં હૃદયરૂપ દર્પણ આપ લઇ સર્વ મ્હારા વહાલા સગાની સમક્ષ રાખું છું આંખો ઉઘાડી તે નયનાનંદ સ્વરૂપને નિહાળો જગતમાં જો દુઃખનો તાપ લાગ્યો હોય તો આ શાન્તસ્વરૂપ જોઇને તમારી આ-

નજરને જોવાની જિજ્ઞાસાવાળાને સંતોષ કેમ થાય? વળી કોઇ મહાન્ લંડન નગરીને સભળાવવા ઉપરાત નકશામાં દેખાડે તો સાભળનાર તે જાણી કંઈક રાજી થાય, પરતુ તે આ જગતમાં ક્યાં છે તે જોવાની જિજ્ઞાસારૂપી તૃષા વધે તેમ શાસ્ત્રરૂપી નકશામાં આપણે જિન ધર્મનુ સ્વરૂપ દેખાડીએ તેથી ઉલટુ જિનધર્મનુ સ્વરૂપ જોવાની જિજ્ઞાસા વધે, પરતુ દેખાય નહિ માટે લડન એનુ નકશામા લડન ક્યાં છે તે સમજાવવુ અને કહેવુ કે આતો નકશો છે, તેમ કહેવુ આતો શાસ્ત્ર છે પરતુ જેમ લડન આ ભુમડ ળપર છે તેમ જિનધર્મનુ સ્વરૂપ મ્હારા તમારા હૃદયમા છે ત્યા જુઓ એટલે દેખાશે કે તેનુ બાહ્યસ્વરૂપ જિનેશ્વર ભગવાન જેવુ છે, અને તેનુ અતસ્વરૂપ જિનેશ્વર ભગવાનના હૃદયદર્પણમા કેવળ જ્ઞાનરૂપ, કેવળ દયારૂપ, કેવળ પ્રેમરૂપ, કેવળ આનદરૂપ, કેવળ સૌંદર્યરૂપ છે આતરસ્વરૂપ સો ટચના સોના અર્થાત્ સિદ્ધસ્વરૂપ જેવુ છે એટલે જિનભગવાન જેવુ છે

હવે જગતમાં માત્ર કહેવાતા-અન્યરૂપે દેખાતા પરતુ ખરેખરા બધા માણસો જિનધર્મિ છે દાખલા તરીકે તેનુ એક એક અગ તપાસીએ જિનભગવાને ત્રણ જગતના સર્વ જીવો પ્રમાણે પોતાના સ્વરૂપનું યથાર્થ દર્શન બતાવેલુ છે બાધવો, બ્હેનો માતાઓ, પિતૃરત્નો પ્રિય પુત્રો અને વહાલા પુત્રો! તે મૂર્તિ-તે જિન ધર્મની ખરી મૂર્તિ-એમ કહે છે કે "જેવુ જિનસ્વરૂપ છે તેવુ જુઓ, આ મારૂં જિનધર્મનું સ્વરૂપ છે"

પ્રથમ જુઓ તેનુ વીર્ય પરાક્રમ, બળ જે જિનધર્મનુ શરીર બળ વજ્રઋષભનારાચ સઘયણવાળુ, પુણ્યના પર્વતરૂપ છે, જેનું શરીર, પથ્થરના મેરૂને પણ દડાની માફક ઉછાળે, જેનુ મનોબળ જગતના સકળ તત્વજ્ઞાનરૂપ પ્રકાશમા પ્રકાશે, અને જેનુ હૃદયબળ સર્વ જીવ-

પર બાવભાવ, સમભાવ, પ્રેમભાવ રાખે તેના બળની શી વાત કહેવી? જગતના સર્વ બળો આ બળના કોઇ મેવકો છે કોઈ અનુચરો છે અને કોઈ ભૃત્યો છે ખરેખર જિનધર્મનું શરીરબળ જોતાં તો એમ લાગે છે કે જાણે તે કોઇ ધર્મ ચક્રવર્તિરૂપી બાળ હોય અને વિશ્વરૂપ દડાથી રમતુ હોય તેના મનોબળ તરફ જોતા કોઇ જગતના પિતા હોય તેમ હસ્તોથી જગતના માનવરત્નો વગેરેને સન્માર્ગ દેખાડતા હોય, અને જ્યારે તેના હૃદયબળ તરફ લોચન જુએ છે ત્યારે તો જાણે જગતજનની વિશ્વમાતા સર્વ જીવ માત્રની પ્રીતિવડે રક્ષા ન કરતી હોય! તેમ દેખાય છે ખરેખર "જિનધર્મ" તારૂં સ્વરૂપ જોતા તુ જગતના જીવોની માતાની પેઠે રક્ષા કરે છે, પિતાની પેઠે તેમને હિતના માર્ગ દેખાડે છે, બ્હેનની પેઠે શાન્તિ આપે છે, બાંધવની પેઠે સદા સાથે રહે છે, પુત્રની પેઠે લાડ કરે છે, અને પુત્રની પેઠે સેવા પણ બજાવે છે તારૂ સ્વરૂપ કહી શકાય, પરંતુ જગતની સર્વે ઉપમાઓ જેમાંથી ઉદ્ભવી એવા મહત્ ઉપમારૂપ જિનધર્મ તારી ઉપમા તો તુંજ છે તારી ઝાંખી માત્રથી મનુષ્યો સમ્યક્ત્વરત્ન પામે છે તારા દર્શનથી મનુષ્યને કેવળી જેવુ જ્ઞાન થાય છે અને તારા સ્વરૂપને સમાધિમા જોતાં અમારૂં જિનસ્વરૂપ કેવુ છે એ અમને પોતાને પ્રતીત થાય છે તો પછી તેને નજરોનજર જોનાર પોતાને દેખાયેલું સ્વરૂપ જગતને દેખાડવાને કોશીશ કરે એમા શું આશ્ચર્ય!

જિનધર્મનું વચન સ્વરૂપ હવે કેવુ છે તે જોઇએ પછી એ વચન પ્રમાણેજ જગતના જીવો વર્ત્યા છે વર્તશે અને હાલ વર્તે છે એ દેખાડવામાં આવશે જેટલું જેટલું જિનધર્મ બોલે છે તેટલું તેટલું માનવ માત્ર તો શું પણ પશુઓ પણ સમજે છે કારણ કે તેની વાણી અમોઘ છે જેટલું નથી સમજાતું કે નથી સમજાવાતું તેટલું 'જિનધર્મનું વચન સ્વરૂપ નથી ઈ'। પણ તેના વક્તૃત્વના વચનરૂપી મુક્તાફળો વડે જિનધર્મ રૂપી પ્રભુની સ્તુતિ કરે છે

આટલું કરી જૈના અગોનું સ્વરૂપ જોઇએ એ જિનધર્મનુ હૃદય અગ છે સ્યાદ્વાદ એ જીનધર્મનું વચન અગ છે, અનેકાંત એ જિનધર્મનુ મસ્તિક અગ છે, નય એ તેમના હાથ છે, અર્હતસ્વરૂપ એ તેનું સુંદર પૂજ્ય શરીર છે કેવળ જ્ઞાન એ તેનું મુખ છે આવા જિનધર્મના અત્યત મનોહર સ્વરૂપનું લાલનના માનવ ભાઇઓ તમે દર્શન કરો

જેમ મહારાણી વિક્ટોરીઆરૂપી રાજમાતાએ એમ્પ્રેસ ઓફ ઇન્ડીયા એટલે હિંદના ચક્રવર્તીની ઇગ્રેજ સનતનતના મહારાણી હતા અને હાલ તેમના ચિરંજીવ શહેનશાહ એડવર્ડ ચક્રવર્તિ તથા મહારાજા છે તેમ જગતમા દયારૂપી રાજ્ય જ્યા જ્યાં છે ત્યાં જિનધર્મનું રાજ્ય છે મહારાણી વિક્ટોરીઆ તથા તેમના ચિરંજીવી મહારાજા એક વર્ષ ધી સેવન્ચના રાજ્ય કરતા દયાનુ રાજ્ય હજારો ગણું પ્રવર્તી રહ્યુ છે, તેનો વિસ્તાર આખા વિશ્વમાં છે જેમ મહારાણીના પાટવી પુત્ર હોય તેમ દયા રૂપી મહારાણીના પાટવી પુત્રો જૈનો શ્રાવકો છે, હા કેટલાક Authorised માનવામાં આવતા જૈનો છે અને કેટલાક Unauthorised હાલ ગણાતા પણ જૈનો છે જગતમા આ મારી સમક્ષ ઉભેલા સકળ માનવોમા એવુ કોઈ પણ દેખાતું નથી કે જ્યા જિન ધર્મરૂપી રાણીની પ્રભા ન પડી હોય ! દયા સર્વમાં છે જેમ મગના પુન્જમાં મગ ઘણા હોય અને કોરડુ તો કરોડ દાણાઓમાં પણ એકાદ ભાગ્યે હોય, તેમ આ જગતના માનવ માત્ર દયાળુ છે કરોડોમા કોઇકજ એક કઠોર કોરડુ જેવુ દયાહીન હૃદય હોય એ મહા દયા ક્યાથી આવી ?

જેમ એક ઘણા ઉચ્ચ પર્વતપર મહાન સરોવર છે તેમાં એટલો જળ સમુહ છે કે આખી માનવ જાતને તેનું મીઠું પાણી પુરૂ પડે તો પણ ખુટે નહિ તેમ આ વિશ્વના ધર્મરૂપી ઉચ્ચ પર્વત-

પર એક ઘણુંજ વિશાળ ક્ષીર સમુદ્ર જેવડુ—માતાના દુધ જેવુ મીઠુ દયારૂપી મહાન સરોવર છે દયા રૂપી મહાન સરોવર જેમાંથી દયાના કેટલાક ધોધો એવા ચાલે છે કે જેથી તેની નીચે આવેલા મોટા તળાવો નાના તળાવો કુવાઓ, નદીઓ, ઝરાઓ, ઝરણો વગેરે નિરતર વહે છે. અર્થાત્ જગતના જે જે ધર્મ કહ્યા છે અને જ્યાં જ્યા જેટલી જેટલી નાના કે મોટા તળાવ જેટલી દયા ભરેલી છે અને માનવો તેનું પાન કરી, પોતાના ધમરૂપી હૃદયને પુષ્ટ કરે છે તે સર્વ ધર્મની માતા એવી જિન ધર્મની દયા છે, માટે હે માનવ બધુઓ! જેઓ દયાભાઇ ન કહેવાતા હોય પરતુ લાલન તો તેમના હૃદયમાં દયા આવેલી દેખે છે અને જ્યાં સુધી જિન ધર્મમા અખુટ દયા છે ત્યા સુધી તે દયામૃત નિત્ય વિશેષ મળતુ જ રહેશે, એમ સભવે છે અર્થાત્ જ્યા દયા છે ત્યાં જિન ધર્મ જ છે

જેમ કોઈ કુવામાં એટલુ જળ હોય કે આખા ગામને પુરૂ પડે, તેમ કોઇ ધર્મમા એટલી દયા હોય કે તે સર્વ માનવને પુરી પડે કોઇ ટેમ્સ જેવી નદીમાં એટલું જળ હોય કે શહેરોને પુરૂ પડે, તેમ કોઇ ધર્મમાં એટલી દયા હોય કે માનવ અને પશુ બન્ને તેનુ પાન કરી શકે કોઇ સરોવરમા એટલું જળ હોય કે આખા દેશને પુરૂ પડે, તેમ કોઇ ધર્મમા એટલુ દયારૂપી અમૃત ભરેલુ હોય કે સર્વ જીવોને પુરૂ પડે પરતુ આ કુવાના જળ કે નદીના જળનો આધાર મહાન સરોવર છે એ વાત જેઓ હાલ જિન ધમવાળા કહેવાતા હોય પણ હોય નહિ તેમજ જેઓ હાલ જિન ધર્મવાળા હોય છતાં પોતાને ખબર ન હોય તેવા માનવ સગાઓએ યાદ રાખવાની છે

૧ દયા—આ માનવને જિન ધર્મ એમ કહે છે કે તારી જાતપર તુ દયા કર, તેથી હું રાજી છુ આખી મનુષ્ય જાતમા ઘણા ધર્મ થઈ શકે, તેમાંના કેનીબાલ(cannibal)પોતાની સ્ત્રીપર દયા કરે

છે પરંતુ હવે તમારી દયાના માણસોપર દયા કરી તેની રક્ષા કરો તમે ક્રીશ્રીયનો-જે માનવ દયા કરો છો તે જોઇ હું બહુ પ્રસન્ન છુ તમે પશુ પર દયા કરો ક્રાઇસ્ટ નામના મારા દયાના કમીશનર પાસે તમને કહેવડાવ્યુ છે તે તમે યાદ રાખો જુઓ તમારા ધર્મે રાજ્યના કાયદા પુસ્તકમા-બાઇબલમા "મનુષ્યપર તમે પ્રેમ રાખો, શત્રુઓ પર પ્રેમાસકત થાઓ, અને જનાવરપર તમે માયા રાખો" આટલી દયા તમે કરો તો હું વધારે આનંદિત થઇશ

હા-પરંતુ ક્રિશ્ચીયન બાળકો-સાંભળો Christ તે દયા છે અને ક્રિશ્ચીયાનીટી કુવો છે તેમાંથી ક્રિશ્ચીયનો આ દયારૂપી જળ પીએ છે તેમાં કેટલાક એવા દયાવડે ધર્માત્મા થયા છે કે ક્રાઇસ્ટ રૂપ જિન ધર્મના કમીશનરની આજ્ઞા પ્રમાણે "Love your neighbours as you love yourself " જેવો પ્રેમભાવ તમે તમારા પર રાખો છો તેવો તમારા પડોશી પર રાખો ખરે ક્રિશ્ચીયનો તમે જિન ધર્મી છો, તમારી દયા એજ અમારી છે જો તમારે ખરેખર પ્રભુનાં દર્શન કરવા હોય તો આ નિયમને સમજો અનુભવ કરો અને ક્રિયામા મુકો એ એક નિયમ વડે જ તમે સર્વસ્વ પામશો, પરંતુ Progressive law એટલે અભિવૃદ્ધિના નિયમ પ્રમાણે Evolution કે ઉન્નતિ ક્રમના નિયમ પ્રમાણે તમારે આગળ વધવુ જોઇએ Love your neighbouring county as you love your country

જે પ્રમાણે તમારા દેશપર પ્રીતી રાખો છો તેવીજ પ્રીતિ તમારા પડોશના દેશપર રાખો એટલે તમારી ધર્માભિવૃદ્ધિ Religious progress થશે અને પ્રીતિ સર્વની રક્ષા કરશે માટે તમે દયાળુ થાઓ પછી તે જ નિયમને આગળ લંબાવો

Love your neighbouring religions as your own religion

જેવો પ્રેમ તમે તમારા ક્રિશ્ચીયન ધર્મપર રાખો છો તેવો પ્રેમ તમારા પડોશના ધર્મપર એટલે મુસલમાન ધર્મપર, હિંદુ ધર્મપર, બુદ્ધ ધર્મપર, જિન ધર્મપર રાખો આમ સર્વ મનુષ્યપર તમારો સર્વે પ્રકારે પ્રેમ કરો ત્યારે તમારો મનુષ્ય પ્રેમ પૂર્ણ થયો ગણાશે મનુષ્ય માત્રમા તમે દયા લાવી તે મહાત્મા—ભગવાન ક્રાઇસ્ટના નિયમ પ્રમાણે કરતા થશો આટલુ કરતાં હાલ જો તમે પ્રભુસ્વરૂપ ન જાણતા હોય તો ક્રાઇસ્ટ શુ કહે છે તે યાદ કરો કે તમને પ્રભુના દર્શનની ઝાંખી થશે પરતુ ક્રાઇસ્ટ કહે છે કે Be kind towar the animals સર્વ મનુષ્યો જે તમને દ્રશ્ય છે તેનાપર તમે પ્રેમભાવ ન રાખો તો પ્રભુ જે તમને અદ્રશ્ય છે તેનાપર શી રીતે રાખશો? પ્રભુદર્શનની કુચી એજ છે કે સર્વ મનુષ્યમાં જેવો તમારામાં તમને પ્રેમ છે તેવોજ સર્વે મનુષ્યમાં રાખો—સમભાવી થાઓ એટલે તમને પ્રભુના સ્વરૂપની ઝાંખી થશે પશુઓપર દયા—માયા રાખો માયા રાખનાર હમેશાં માતા હોય છે, અને માતા એ પોતાના બાળકનો ભક્ષ કરે એવુ મનુષ્યમા બનતુ અસભવ રહે છે અપવાદે કેનીબાલમા છે પરતુ ક્રિશ્ચીયનો તમે કેનીબાલ નથી તમે માનવ માત્રના પ્રેમી છો અને પશુઓમા વિશેષ દયા કરવા ક્રાઇસ્ટ તરફથી તમને તમારી વૃદ્ધિ અર્થે સૂચના છે તો મનુષ્ય થઈ જેનાપર માયા કરવાનુ કહ્યુ છે એવા તમારા પશુ બાળકોનો તમે સર્પેણી માફક ભક્ષ ન કરો, પરતુ રક્ષા કરો.

મનુષ્ય ભ્રાતૃમડળોમાથી એક હિંદુ બધુ લાવનો આટલા પ્રશ્ન કરે છે

**પ્રશ્ન**—જ્યારે ક્રાઇસ્ટે પશુપર દયા કરવાનુ કહ્યુ છે, તો શામાટે તેના અનુયાયીઓ પશુનુ ભક્ષણ કરે છે?

**ઉત્તર**—રાજ્યમાં જેમ રાજાના કાયદાનો ભગ કરનારા હોય છે,

તેમ ધર્મ-દયા ધમરૂપ એક મહાન્ રાજયના ક્રિશ્ચીયન દેશરૂપી દયાના-રાજયમાં પણ દયાના કાયદાનો ભગ કરનાર હોય છે જુઓ આપણા હિંદુ ધમમાં મનુમહારાજ અહિંસા પરમો ધમ અને સવ હિંદુઓ મનુષ્યદયા ઉપરાંત પાશવ દયા પણ કહે છે બીચારા પ્રાણીઓની-નિરપરાધી પ્રાણીઓની મુગા પશુઓની રક્ષા કરે છે, પાંજરાપોળ બાંધે છે ગાયો માટે ગાશાળાઓ સ્થપાય છે, છતા કાળીકાને નામે પશુ હિંસા થાય છે ત્યાં અહિંસા પરમો ધર્મ એમ નથી પરતુ માનવ-અહિંસા પરમધર્મ એટલુજ મનાય છે, પરતુ 'પશુ અહિંસા ધમ તે મહાન્ આત્માનો ભગ થાય છે, હિંસકપણ હાલતો નાશ પામવા લાગ્યુ છે, અને દયાના ઝરણો જો જૈનો ચાલુ રાખશે તો મહાત્મા લાભશકર જેવા હિદુ વૈષ્ણવો અહિંસા પરમો ધર્મ પશુના સબધી ધર્મના સબધમા અવશ્ય કરાવશે જુઓ લાનનના બધુ લાભશકર અને પારસી બધુ વાડીયાભાઇ જૈન ધમના, દયાના સ્વરૂપને જોઈ શક્યા છે આ દયા જગતમાં થતી હોય તેથી વધારે ઉચ્ચ સ્વરૂપ દેખાડવુ એમાજ આપણો હૃદયાનદ છે

એટલામા એક હિદુ ઉઠીને કહે છે કે " બૌદ્ધો ક્યાં અહિંસા ધમને માને છે? તેઓ તો માંસાહાર કરે છે'

ઉત્તર—મહાત્મા બુદ્ધની દયાનો વિસ્તાર ઘણો છે હિદમા એ ધર્મ જો અત્યારે હોત તો તેની દયા એટલી છે કે તે આખા જગતના ધમને સભવે, એટલી માલુમ પડે પરતુ મહાત્મા બૌદ્ધની દયાના અનુભવી સદ્ગુણને ગ્રહણ કરતા કરતા તે ધર્મ એવા દેશમાં ગયો કે જ્યા માસાહાર થતો હતો હાલ જ્યા છે ત્યા બૌદ્ધધર્મના જવાથી માંસાહાર વધ્યો છે' એમ તો સમ્ભવતુ નથી બાધવો ! બૌદ્ધો પોતે કોઈ પ્રાણીને હણતા નથી હિદમાં હોય તો તેઓ બૌદ્ધ ધર્મ પ્રમાણે માસાહાર કરે નહિ અને જે દેશોમાં હાલ છે ત્યાં તેઓ પોતે

હાથે પશુને હણતા નથી, તેમજ પશુનો આહાર પણ નહિ કરતા એવા પુરા અમેરીકાના બુદ્ધિસ્ટોમાં કેટલાક વેજીટેરીયનો છે અને થતા જાય છે એવું લાલન લંડનની બૌદ્ધસમાજમાં દર રવિવારે જાય છે તે ત્યાં જુએ છે, તેથી તો ખરે દયા ધર્મની કે જિનધર્મની સેવા બજાવે છે અને હવે વધતી જાય છે

પ્રશ્ન—શ્રાવક વીરન બોલી ઉઠયા કે બૌદ્ધ મહાત્મા પોતાના એક અવતારમાં ભુખી વાઘણનો આહાર ન મળ્યો ત્યારે પોતાના શરીરને અર્પે છે તો તેના માનનારા દયાધર્મ પાલનારા પોતે પશુને ન હણે પણ બૌદ્ધધર્મની આણથી બહાર એવા ઉતરતા વર્ણવાળા મનુષ્યના હનન કરેલા પશુઓનો આહાર કરે એ શું થયું ? જ્યા સુધી પશુઆહાર કરે ત્યાંસુધી તેઓ હિંસા તો કરનારા. પોતે કરવું નહિ પણ, બીજા પાસે કરાવવું એ તો વધારે ભુંડું

ઉત્તર—આ નિયમ ખરા છે બુદ્ધ ભગવાનની આજ્ઞા પ્રમાણે દયાધર્મે તેમના વર્તન પ્રમાણે પોતાનો પ્રાણ આપવો, પણ મનુષ્ય કે પશુની હિંસા નજ કરવી જેમ શ્રી જિનેશ્વર ભગવાન શાંતિનાથ પ્રભુએ પારેવાને બચાવવા પ્રાણ અર્પણ કરવા તૈયાર થયા, તેમ બૌદ્ધોએ દયાથી પ્રાણાર્પણ કરવું જોઇએ, પરંતુ થતું નથી તેજ પ્રમાણે હિંદુઓ પણ પોતે નહિ હણતા ધર્મને નામે હિંસકો પાસે બકરા વગેરેનો વધ કરાવે છે, તેનીજ રીતે ઉચ્ચ ગણાતા શ્રાવકો પંદર કરમાદાન કરાવાની બાધા લેવા છતાં પંદર કર્માદાનથી ઉત્પન્ન થતા પદાર્થોની બાધી લઈ શકતા નથી અને જેમ હિંસક લોકો પાસે હિંદુઓ ધર્મને નામે હિંસા કરાવે છે, બૌદ્ધો આહારને નામે હિંસા કરાવે છે, તેમ કર્માદાની લોકો પાસે જૈનો હિંસા કરાવે છે પોતાના વહાલા સહોદર જૈન માનવિથી ઉદ્‌ભવેલા ભાઇઓ જુઓ તમારે દેશકાળ અનુસરી— પૂર્વાચાર્યોની શૈલીએ તે ધર્મનો જે ફેલાવો કરવો તે ચોરાશી લાખ જીવાયોનીના અસંખ્ય જીવોપર દયાની શીતળ દૃષ્ટિ કરવી, સર્વ મા-

નવોને જૈન ધર્મના પ્રાસાદમાં પ્રવેશાવવા હોય તો તેઓ કેટલી દયા હાલ કરી રહ્યા છે પ્રભુની વાણીરૂપ સમુદ્રના ઉડેલા છાંટાનુ પાન અન્ય કહેવાતા ધર્મવાળા પણ કરી રહ્યા છે, તેમાં વધારો કરવાને ક્રમ પુરસ્સર દયાનો માર્ગ દેખાડો

*વળી દયા જ્યાં જ્યાં હોય તે જૈન ધર્મરૂપી સમુદ્રના છાંટા છે* એમ શ્રી સિદ્ધસેન દિવાકર તથા શ્રી રૂષભપચાસિકાના કર્તા પણ એમજ કહે છે તો પછી સર્વ ધર્મો જ્યા દયા છે તે બધા જૈન ધર્મ છે વધતી દયાએ તમે સમુ' જેવા થશો તો પછી આપણે શા માટે તે પણ પ્રયત્ન ન કરવો જોઇએ ? એજ પ્રમાણે શ્રીમદ્ હેમચંદ્રજી કહે છે કે સકલ ધર્મરૂપી નદીઓ અને જૈન સમુદ્રમાં આવે છે તો નદીઓને આવવા શા માટે માર્ગ ચોખ્ખા ન કરવા ? જેમ સર્વ નદીરૂપી દયા સમુદ્રની દયામા મળે તેમ નદીની ઉત્પતિ પણ પરપરાએ સમુદ્રમા હોવાથી નદીમાં પણ સમુદ્રના અંશો હોય જેમ સમુદ્રના જળની વરાળ થઇ ઉચે ચડે તેમ શ્રી તીર્થંકર પ્રભુની ભાવના "સવીજીવકરૂ શાસન રસી એસી ભાવ યા મન ઉલસી' તેવી દયા ઉચે ચડી વાદળારૂપે જગતના ઉત્તમપુરૂષોમાં રહી નાના પ્રકારના દેશરૂપી પર્વતોપર પડી ત્યાથી તેના મહા પુરૂષોના મુખમાથી વહી નદી રૂપે પ્રવર્તી સમુદ્ર ભણી દોડે છે માટે જૈન ધર્મના દયારૂપી સમુદ્રને નદિઓ મળવા તૈયાર થાય છે

ભાર જૈન ધર્મરૂપી પુરૂષના હૃદયને જોઈ હવે તેથી ઉત્તમ પુરૂષરૂપી પ્રતિબીબને નહિ લાગીએ

આમ જ્યાં જ્યા દયા ત્યા ત્યાં જૈન ધર્મ વળી ઉદાર અતઃકરણવાળાને એક બુદ્ધિગમ્ય દ્રષ્ટાંત આપવાની જરૂર જણાય છે

કેમ ? ઉત્તર એટલુજ કે -

દયારૂપી રાણીએ
૧ મનુષ્યની રક્ષા કરવાને ક્રિશ્ચીયનોને સોપ્યુ
૨ પશુની રક્ષા કરવાને હિંદુઓને સોપ્યુ
૩ જતુની રક્ષા કરવાને જૈનોને સોપ્યુ

પોતપોતાના કારભાર કરવાના દેશમા સઉ સઉ પોતપોતાના સ્વરૂપરૂપી રાજ્ય ચલાવે છે અને વિશેષ સારી રીતે કાર્ય ચલાવશે તો ઉપરનો ઓદ્દો મળશે એટલે જે દયા જતુ સુધી ગઈ છે તે પશુપર તથા મનુષ્યપર દેખરેખ રાખી–વિસ્તારી દયાવાળા હૃદયમાં છે તે ક્રિયામા થશે અને જેની દયા મનુષ્યમાં છે તે વિસ્તારવાળી થઇ પશુ ક્ષેત્રમાં પણ પ્રકટશે અને પશુપર છે તેમની મનુષ્ય પશુ અને જતુમાં થતી જશે, માટે દયા ભાવના સર્વ માણસમાં વિસ્તાર પામે એજ જૈનધર્મરૂપ પુરૂષના વિશાળ હૃદયનુ દર્શન

લડન જેવા ક્રિશ્ચીયન નગરમાં દયાના ૧૨૦૦ ઉપરાંત ખાના છે દયારૂપી નદી છે, અને તેના બારસો આરા છે ત્યાં ગરીબ માણસો આવી પાણી પી તાપ મટાડે છે અને દુખી મનુષ્યો આ દયા નદીના કિનારે પાન કરી હજારો તો શુ લાખો મનુષ્યો પણ શાંતિ પામે છે પશુઓ પણ દયા જળનુ પાન કરવા લાગ્યા છે અને આમ દયા વિસ્તારે ચડશે

બીજી એક વાત જૈન ધર્મના બધુએ યાદ રાખવાની છે કે અપેક્ષાપૂર્વક જો જિન ધર્મ સિદ્ધ થતો હોય તો તેને દયા હશે તેમાં પોતાને અને જગત–ઉભયને લાભ છે જે જે અન્ય સાથે વિરોધ દેખાતા હશે તે દુર રાખી જોવા લાગશે તો તે વિરોધ નથી પણ એક–બે–ચાર–પાંચ અપેક્ષા છે આ અપેક્ષા પૂર્ણ થવા દેવાય તો માલુમ પડશે કે જૈન ધર્મનુ રાજ્ય લોકોના જાણવામાં થોડુ હોવા છતાં પૂર્ણ છે જ્યાં સુધી Comparative study of religions-

ધર્મની સરખામણી ન કરવામાં આવી હતી ત્યાં સુધી આ દેશમાં સુધ્ધા થયાં પરતુ હવે જણાય છે કે સર્વ ધર્મ ભાઇઓ છે અને પરસ્પર એક બીજાને તોડવા કરતાં સવાદ કરવામાં પોતાની વૃદ્ધિ છે અને ખડન કરવામાં સ્વપરનો નાશ છે

બૌદ્ધ ક્ષણીક વાદી છે છતાં અહિ સાદીરૂપને અગીકાર કરનાર અક્ષણિક થઇ જાય છે

વિરોધ કરવો કે શાતિથી દેખાડવુ ?

સાંખ્ય જો ગુણાત્મ સ્વરૂપ પ્રકૃતિ માને અને પ્રકૃતિ ભાખીને દ્રવ્યરૂપે કહે તો પછી દ્રવ્યરૂપે પ્રકૃતિ અને પર્યાયરૂપ ગુણાત્મક સ્વરૂપ ન આવ્યુ ? આજ પ્રમાણે સર્વ સમજવુ

---

## पडीत लालनथी कराता कार्यो—लडन

નાનાવિધ વિષયો લખી દેશના કરજનું, વ્યાજ પણ વળાય એવુ લાગતું નથી લખવાને જેટલો વખત જોઇએ તેટલો મળતો નથી, વિષયો ઉત્તમ પરતુ તેને ઇન્સાફ આપવા પુરતો વખત જેટલુ લખવાનું, તે સબધી એકજ ચોકસ ટાઇમમા પુરૂ લખી તેમ કરતા બીજુ કેટલુ ક જાણવાનું પડતું મુકાય તો આ મોઘા દેશમાં રહેવુ સાર્થક થતું નથી માટે રાત્રીના બબે ત્રણ ત્રણ વાગતા સુધી ઉજાગરા કરી અભ્યાસાદિમાં જોડાય છે હવે થયુ અને થાય છે તેટલામાં જ સંતોષ માનવો પડશે,

લડનનું પાજરાપોળ આપણા મુગા મિત્રો અને સેવકોની રક્ષક સમાજ, એની મુલાકાતો લાલનનું તેમાં જોડાણ જીવતા

પ્રાણીપર પ્રાણઘાતક પ્રયોગ કરવાની સામે પોકાર ઉઠાવનારા મંડળ અને લાલનનું તેમાં કાર્ય, ઘોડા, કુતરા અને બિલાડાની રક્ષા કરનાર સંસ્થાઓ અને તેના જુદા જુદા પ્રસંગો વિગેરે અનેક વિષયો છે

આધ્યાત્મિક વિષયોમાં હાલ મતિ, શ્રુત, અવધિ, મન પર્યવ, અને કેવળજ્ઞાન આ પાંચ જ્ઞાનને હવે પ્રયોગમાં મુકી લોકોની–જૈનોની અભિવૃદ્ધિ પ્રત્યક્ષ થાય તે માટે પ્રયત્ન છે

જિનશાસનના આખા જગતનું શાસન થવાનુંજ છે ગમે તેવા જુના વિચારવાળા બુમો પાડે, પરંતુ તેમનું એકાકી હવે ચાલે તેમ નથી પોતાના બાપનો ધર્મ, એમ નહી તો શ્રીવીરપ્રભુની ઇચ્છા સર્વ જીવને શાસનરસી કરવાની છે તો તેમના જે પુત્રોની નથી તે કુપુત્રો છે કુ એને તિલાંજલી મળતાં તે પછવાડે સુપુત્ર થવા સંભવ છે

અહીં કર્મને, આત્માને કે ઇશ્વરને નામમાં આપણી માફક મતામત છે ઓળખ્યા વિના શ્રદ્ધાની અહીં વાત નથી તેથી બને તો સ્વિકારવા ના પણ નથી, પરંતુ સાયન્સ રીતે સિદ્ધ કરવું જોઇએ

અહીં પાંજરાપોળની સ્થાપના થયેલ છે અને તેની વ્યવસ્થા માંથી ઘણું આપણી પાંજરાપોળને શિક્ષણ મળે તેવું છે લંડન નગરમાં ૧૨૦૦ ધર્માદા ખાતા છે તેમાંના માનવદયા તથા પાશવદયા ના મળી લાલન બારમાં દાખલ થયેલ છે, તેનો યથાશક્તિ અભ્યાસ કર્યો છે, તેમજ તેમના વ્યવસ્થિત કાર્ય કુશળ મંડળમાં વ્યાખ્યાન આપે છે ઘરમાં બેસી અહીંના લોકોને જડવાદી (Materialists) સમજવામાં હિંદના લોકો સાંભળેલી વાતપર દોરાયેલા માલુમ પડે છે, છતાં જડપર વિશેષ તો ખરા કારણ જડનો જય કર્યા વીના સંસાર પ્રમાણિક રીતે ચાલતો નથી ઉદ્યોગ એ જીવન છે અને કળા એ યુક્તિ છે શુદ્ધ લોકો દયામાં અહીં ચડે છે જૈનની ખબર થોડાને છે, મોટા

મોગ ઇગ્રેજો બુદ્દિસ્ટ છે જિનશાસન સમાજ્ય સમાજ અથવા International Jain Society સ્થપાઈ છે એનો હેતુ જૈન શાસ્ત્રોની તપાસ-ખોન એવો છે અને કોઇ પણુ મનુષ્ય જિનશાસનની દયાના અનુમોદક હોય અને સ્યાદવાદ ફીલસોફીને સ્વિકારે તે તેમા દાખલ થઈ શકે છે નવકર્ણિકાનુ ભાષાતર લાનને ઇગ્રેજીમા કર્યું છે, વિનયવિજ્ય મહારાજનુ બનાવેલુ છે આનો ઉપોદ્ઘાત જોઇ ઘણા લોકો જૈન તત્ત્વજ્ઞાનને વખાણુનારા થયા છે તત્વાથ સૂત્રનું ભાષાંતર પ્રો० હુર્મન જેકોબીએ કર્યું છે જમન ભાષામા આપણા સૂત્રોના ભાષાતર કરતાં અહીંના લોકો માગધી ભાષાનો અભ્યાસ કરવાને રાઝ છે ડા બર્જેસ પાલી-માગધી સસ્કૃત વીગેરે ભાષામા બહુ નિષ્ણાત કહેવાય છે તામીલ ભાષાના જૈનગ્રથો એ ડાકટરે (વિદ્વાને) લાનનને દેખાડયા છે પોતે તામીલના ઘણા સારા અભ્યાસી છે અતગડ સુત તથા સૂર્યપ્રજ્ઞપ્તિ અને ચદ્રપ્રજ્ઞપ્તિના ભાષાતરો તથા અનુવાદ કર્યા છે-છપાયેલ છે કઇક કામ લાનનને આવ્યુ છે શ્રદ્ધા વચન બુદ્ધિપુર્વક ન થાય તે આદેશમાં નથી, પરતુ ન સમજાય તે ખોટુ એવુ પણ કોઇ વિદ્વાન-સમજુ માનતો નથી પરતુ ઇચ્છા જિજ્ઞાસુ અને સરળ છે

જુદા જુદા પ્રસગો વગેરે અનેક બાબતમાં લાલન જોડાયો છે તા० ૧૭ નવેમ્બરે મગા પ્રાણીરક્ષાની સમાજમાં ભાષણ આપ્યુ ઘણા લોકો-સ્ત્રીપુરૂષો રડયા, જિનધર્મના ત્રણ રત્ન એ વિષયપર તા. ૧૨ ડીસેમ્બરે ભાષણ આપી ઘણુ કરી બનશે અને ટીકીટ સ્ટીમરમાં મળી શકશે તો અહીંથી નીકળી પોતાની જન્મભૂમી-દેશબાંધવો અને બહેનોને માસ જાનેવારીમાં અત્યાનદ મળશે અને જોયેલુ અનુભવાવશે

---

# લંડન-લાલન વિચાર.

## પ્રતિક્રમણ પાચ હોવા જોઈએ કે સાત ?

જિન શાસનમા જે વિચારપ્રિય જૈનો હોય તેમને લાલનનો પ્રશ્ન એવો છે કે પ્રતિક્રમણુ પાચ હોવા જોઇએ કે સાત લાલનને ખબર છે કે લાલનના વડીલ બાંધવો અને લઘુ બાધવો કે સમાન બાધવોમા કેટલાક એવા પણ છે કે આ વળી લાલને કયાંથી ધતિગ ઉભુ કર્યું લાલન તેમને એકજ વાકયમા કહે છે કે તમારે જે કહેવુ હોય તે કહો તમને જે ઉત્તર બુદ્ધિગમ્ય થાય તે શાસ્ત્રાનુસારે આપશોતો તો તે લાલનને માન્ય છે પરતુ તેમ કરતાં આપ સર્વ, પોતાને જે પ્રિય છે એ વસ્તુને જાળવવા કરતા સત્યને પ્રિય રાખનારી દૃષ્ટિ રાખશો એવી લાલનની પ્રાર્થના છે

આટલી પ્રસ્તાવના કરી હવે લાલન સાત પ્રતિક્રમણુ કઈ અપેક્ષાએ કહે છે તે કૃપા કરી પ્રથમ તો લક્ષમાં લેશો, અને પછી જે લખવુ હોય તે બેલાશક લખશો

**દેવસીરાઈ તથા પ્રતિક્રમણુ**—પોતે આત્મા છે લાલન એ નામ કર્મની પ્રકૃતિ છે, એવુ જાણ્યા છતા મન, વચન, કાયા, આત્મા તરફ અભિક્રમણુ કરવાને બદલે અશુભમાં ગયેલ આત્માને નિવૃતિને અતે વાળવો અને બીજો નિર્ણય કરવો કે કાલે તેવુ ન થાય તેની સભાળ રાખવી એ દેવસી પ્રતિક્રમણુ જે પ્રભાતે, રાત્રે, ઉપર પ્રમાણે થયુ હોય તેનો પશ્ચાત્તાપ કરી, ફરી અશુભ ન થવાનો નિર્ણય કરવો

**પાખ્ખી પ્રતિક્રમણુ**—પદર દિવસના પાપ આલોવવા ઉપર પ્રમાણે પ્રાયશ્ચિત કરવુ, અને ફરી ન થવા સકલ્પ કરવો

**ચોમાસી પ્રતિક્રમણુ**—ચાર માસ સુધી કરેલા પાપ સબધી પ્રાયશ્ચિત કરી, ફરી તેવુ ચાર માસ સુધી ન થવા સકલ્પ કરવો-

વાનો પ્રસંગ આવે છે તો ભવપ્રતિક્રમણ અને ભવોભવ પ્રતિક્રમણ પણ માણસે શા માટે ન કરવું ? ચોખ્ખા વસ્ત્રોથી શરીર ચોખ્ખું તો મન વચન અને શરીર પણ શા માટે ચોખ્ખાં સર્વદા સદા ન રાખવા જોઈએ ?

## मुनिश्री माणेकमुनिने लालननो खुल्लो पत्र

જૈન પત્રમાં આપશ્રીનો 'ખરો આનંદ ક્યાં છે' એ આર્ટિકલ ચાલુ માસની તા૦ ૭ મીના અંકમાં આવેલો છે, તે વાચી અત્યંત આનંદ થાય છે આપશ્રીની લેખનકળા અને શૈલી એવી તો સરલ અને સુંદર છે કે આ દેશના લોકોમાં નિષ્ણાત થએલાને પણ કોઈ અંશે બરોબરી કરી એટલુંજ નહિ પણ કોઈ અંશે ચડે પણ ખરી ગમે તે વિષય હોય છતાં તે વિષયનું સ્પષ્ટીકરણ પ્રત્યેક વાક્ય વિષે કરે એટલાથીજ લેખક સંતોષ આપવાનો નથી પરંતુ તેનો પ્રત્યેક શબ્દ વાચકને વસ્તુનું વિશેષ સ્પષ્ટ સ્વરૂપ પ્રગટ કરતો જાય જેમ સૂર્યનો પ્રકાશ પ્રભાતથી ચડી ચડી છેક મધ્યમાં આવી સર્વત્ર તેજ કરે તેમ લેખકના હૃદયમાં રહેલી વિચારપ્રભા શબ્દરૂપી કિરણોથી વિશેષ વિશેષ સ્પષ્ટ થવી જોઇએ આપની પ્રાસાદિક લેખનીમાં આ સામર્થ્ય લાલનને દેખાવાથી અત્યંત હર્ષ થાય છે અને લાલન પોતાના સર્વ બાંધવો અને બ્હેનો માતા અને પિતૃનિર્વિશેષ, પુત્ર અને પુત્રીઓને એ લઘુ લેખક વાચવાની ભલામણ કરે છે એટલુંજ નહિ પણ લેખકો અને વાચકો એ ઉભયને એ એક દર્શકપાઠ Object lesson થાય એટલા માટે સર્વને પ્રાર્થના પણ કરે છે

જુદા જુદા વિષયોપર આપે લખેલું છે તેવી રીતીએ લખાય તો તે અમારા જૈનોનેજ ઉપયોગી છે એવું નહિ પરંતુ મનુષ્ય જાત સર્વને તે કલ્યાણપ્રદ થઇ પડશે વર્તમાનકાળ વ્યાઘ્રમુખ ગ્રંથો કે પાંડિત્ય દેખાડવા કાસદીયા વિચાર પ્રાય દેખાડવાપર વિશેષ છે એમ સમયના અભ્યાસી કે વિદ્વાનને કહેવું પડે તેમ નથી

આવી શૈલી સબધી આપની-લેખકની જ્ઞાન પૂજા કરી હવે વિષય સબધી થોડુક કહેવા માગે છે

જુદા જુદા સ્થળે સર્વ પ્રાણીઓ આનદ પામે છે, એ વાત આપની યથાર્થ છે તે સબધે લાનનને કઇ કહેવાનુ નથી, માત્ર તે આપના લઘુ પણ ઉત્તમ વિષયને અનુમોદે છે તથાપિ તેમાં કઈ રહી જતું જણાય છે તે જણાવવાને પ્રયાસ કરે છે

જે પ્રાણીઓ કે મનુષ્યો બીજા જીવનેનિરથક દુ ખ આપવામા આનદ માને છે તેનુ કેમ ? કર્મના કાનુન પ્રમાણુ તેમને દુ ખ થાય છે એ ઉત્તર આપવાનુ વાસ્તવિક છે અને આપે જણાવ્યા પ્રમાણે એવા ગર્વિષ્ટ શ્રીમતો વગેરેને ભયથી ચોકીદારો રાખવા પડે છે એ ખરૂ છે તથાપિ કોઇને મારી, આનદ લેનારાને તે કાજેજ મારના દુ ખ-ની પ્રતીતિ થતી નથી એને માટે એવા કોઇ ઉપાયની જરૂર છે કે, જે જે ક્રિયા કરાય તેનું પરિણામ તે વસ્તુના સ્વરૂપમા આદિથી અત સુધી પોતાને જણાઇ રહે એવી સ્થિતિ સન્માગ ચાલનાર નીતિ-શ્રીમતનુ કર્તવ્ય છે એમ લાનનને લાગે છે આનદને કાયમ રાખ વાનો અને દુ ખને ફેકી દેવાનો માગ આ મરન લાગ્યો છે એ, ચાર વર્ષ ઉપરના નવેબર માસના બુદ્ધિપ્રકાશના અકમા લાનનનો એક લેખ આપશ્રીને પ્રશ્નોત્તર રૂપે છે અને તેમાં કોઈ એવી સ્થિતિ દેખાડેલી છે કે પાપ-પુણ્ય, સારા-નરસા કર્યા કમાનુ પરિણામ આ વતી કાલે મળે છે એમ નહિ, પણ કમની સમાંતર લાઇનમાંજ તેના પરિણામ ચાલે છે અર્થાત તેજ કાલે કર્યા તેનું ફળ મળે છે તેથી પોતાના નવા સુખ દુ ખના ઉભયના વિચાર કરનારને'One who ref lects what he does, and what he reaps ) દીવા જેવુ દેખાઇ રહે છે વળી હવ પણ આનદના ઉત્તમ બચ્ચામાંનો એક છે અને તે પણ કોઇક કોઇક વેળા કેટલાક મનુષ્ય તો બીજાને હર્ષિત જોઇ હર્ષિત બને છે પણ કેટલાક માણસ બીજાના દુ ખમા

કે દિલગીરીમાં એ હર્ષ માને છે તેનું કેમ ? જેમ એક માણસની પાઘડી રસ્તામાં ઉડી ગઇ તો તેની પાઘડી ઉપાડી ખંખેરી પાછી આપવાને બ ને કેટલાક તેમાં હસવું આવે છે તેઓ એવા હાસ્યને હઠાવવાને દુ શક્ય ગણે છે પરંતુ દયાળુ અંતઃકરણને તેની દયા આવે છે અને દરેક પ્રસંગમાંથી શીખવાનો માર્ગ-આનંદ માનનારાને જો પોતાની પાઘડી ઉડી હોય તોપણ આનંદ થાય છે અને બીજાની ઉચળી તેને આપવામાં પણ તે આનંદ માને છે

તથાપિ આપશ્રીને એક પ્રશ્ન પુછવાનો રહે છે આ પ્રકારની સ્થિતિમાં તે આનંદને આપ કયાં મુકો છો ? તે લાલન આપશ્રી પાસે જાણવાની અપેક્ષા રાખે છે

લાલનને એક વ્યવહારિક છોકરો હતો અને વ્યવહારીને છોકરો થવો એ આનંદ છે એ આપશ્રીએ પણ સ્વિકારેલુ છે ૨૦ વર્ષ સુધી તેની સ્થિતિ રહી એને લાલન ખાસ આનંદમાં ગણે છે ત્યાર પછી જીવે શરીર છોડયું એટલે અમે (લાલને અને સૌ૦ મોઘીએ) એને-શરીરને છોડી દીધુ આ વેળા લાલનપત્નિ સૌ૦ મોઘી રડી, જાતે લાલન ન રડયો તેનું શું કારણ ? કારણ કે એના હૃદયમાં કોઇ એવી સ્થિતિ છે કે જે ૧।। વર્ષ પૂર્વે પુત્ર નહતો ત્યારે હતી ૧।। વર્ષ પેહેલા લાલનને પુત્રનો અભાવ હતો તો પછી વસ્તુના અભાવે દુઃખ શા માટે માનવું ? આ વિચારે રડવું નહિ આવ્યું પરંતુ નબળી સ્થિતિમાં તે વિચારાંતર આવ્યો એટલા માટે એ પુદ્ગળનો ઉપકાર માન્યો આજ પ્રકારે અમેરિકા દેશથી પુનરાગમન થતા જામનગરની વિશા શ્રીમાળી નાતના આગેવાન પૂર્ણ ધર્મ સ્નેહી માણેકચંદ જાદવજીએ લાલનને સભામાં શાલ અર્પી તે વેળા આનંદ થયો પછી બે માસમાં લાલન પોતાની અમેરિકન માતા મીસીસ ટેલરની સાથે શ્રી ગીરનારની યાત્રા કરતો હતો તેવામાં કોઈ બંધુએ શાલ સરકારી ઉતારામાંથી લઇ લીધી, એ જતા મીસીસ ટેલરે

લાલનને ઠપકો આપી કહ્યુ, Son ! you are very careless, Why do you not look to your things ? પુત્ર તુ ઘણો બેદરકાર છે તે તપાસ કેમ ન રાખી ? લાલને કહ્યુ Mamma ! In reality this thing belongs to matter, and only in practice we call it ours ખરૂ જોતા (નિશ્ચયે) તે વસ્તુનો ( શાલનો ) માલીક પુદ્ગલ છે અને વ્યવહારે તે આપણી છે એમ કહીએ છીએ માતૃશ્રીએ લાલનને કહ્યું, Why did you not lock it in practice ? ત્યારે તમે વ્યવહારે તેને તાળુ કેમ નહિ દીધુ ? તેના યથાર્થ શબ્દો લાલન દશ વર્ષ વ્યતીત થઇ જવાથી લખતો નથી, તથાપિ તેનો ભાવાર્થ જે હતો તે લખે છે વસ્તુની પ્રાપ્તિમાં આનદ ખરો, પરતુ જ્યારે વસ્તુની પ્રાપ્તિ નથી અને વસ્તુ પોતાના હાથમાથી બીજે હાથે ગઇ એટલે પોતાની પાસે તેનો અભાવ છે, તેમા કષ્ટ શાનુ ? અભાવ એ સુખ કે દુ ખની સ્થિતિ નથી માટે લાલનનુ એવુ મન્તવ્ય છે કે આ જગતમાં પુણ્યના પ્રતાપથી વસ્તુ પ્રાપ્ત કરી જીવો આનદ કરે છે પુણ્ય થઇ રહે તેમા દુ ખ કયાથી ? જેમ સો ડાલર લાલન કમાયો અને સો ખરચ્યા એટલે બીજાની પાસે ગયા એટલે સોનુ સુખ લીધુ કદાચ કોઇ લઇ ગયુ તોપણ સુખ થયુ તે ચેતને અનુભવ્યુ ગયા ત્યારે, સો મેળવ્યા તેની પેહેલા જે અભાવ હતો, તેવો અભાવ આવ્યો, અને અભાવ એ વ્યવહારે સુખ દુ ખની સ્થિતિ કયા છે ? વિશેષમાં લાલને માતૃશ્રીને જણાવ્યુ કે હૃદયમા—આત્મામા પુણ્ય કરવાનુ પ્રબળ છે તો જે પુણ્યે શાલ આણી આપી હતી તે પુણ્ય વિશેષ સારી શાલ આપશે લાલનની ૭ પૈસાની ટોપીનો પુનર્જન્મ થયો ત્યારે તે રૂપીઆની અને તેથી જન્મતા ... પુજે પોણાચાર રૂપીઆની ટોપી છે તેમ વસ્તુ જાય છે ... માં આવડે તો તેથી વિશેષ સુંદર થઇ

પોતાની પાસે પાછી આવવાને તૈયારી કરવા અદ્રશ્ય રીતે પડદા પાછળ કાય કરે છે

આજ પ્રમાણે ધર્મબ્હેન ઇનિનોર શેરમેને આપેલી વીટી રાજ-કોટમા ચાર કે પાંચ વર્ષ રહી ગઈ ત્યારે પણ આનંદ આ સ્થિતિ પર વિચાર કરતા માલુમ પડે છે કે જેમ આત્મા એ આનંદસ્વરૂપ છે તેજ પ્રકારે એ આનંદની છાયા જે વસ્તુપર પડે છે તે પણ અલ્પકાળ આનંદ આપી નિવૃત થાય છે પરંતુ એ વ્યવહાર-આનંદ વસ્તુ જતાં પુણ્ય કરવામા આનંદ માની ચાલુ રાખે તો વ્યવહારે પણ ઘણાક દુ ખો નહિ થતા આનંદજ રહે

જેમકે લાલનના ગજવામાથી દશ રૂપિઆની નોટ મારવાડી બજારમા કોઇએ લઇ લીધી તેજ વખતે ભુખ્યા પ્રાણી કોણ છે તેની તપાસ કરી આનાનુ પુણ્ય કર્યું અને જેણે દશરૂપીઆ લીધા હોય તે રૂપીઆ સન્માગ ખર્ચાઓ એવી ભાવના કરી આ ભાવ નાના ફળરૂપેજ ચારમો પાંચમો કમાય છે

આ શિવાય બીજી ઘણી સ્થિતિઓ છે કે જેમાં જ્ઞાનપ્રિયને આનંદ થાય છે, અને સુદર અપેક્ષાઓ માત્ર શોકને દુર રાખે છે એટલુજ નહિ પણ આ જગતના છએ દ્રવ્યમા આત્મા કેમ મુખ્ય છે, કેમ તે રાજા છે એ પ્રત્યક્ષ થતુ જાય છે પાચે દ્રવ્યો અને તેના ગુણ પર્યાયો એ નાના પ્રકારે સેવા કરવાને હજુરમાં ઉભા હોય તેમ દેખાય છે-અનુભવાય છે તેમા કોઈ પણ એવુ નથી દેખાતું કે આત્માના આનંદનો કોઈ અનાદર કરે તથાપિ આ વિષય એ આનંદની સ્થિતિના પેટાનો વિષય હોવાથી હાલ અહીં વિરમે છે,

# प्रतिक्रमण अनुक्रमण अभिक्रमण--भावना.

પોતે જૈન હોવા છતા જે લોકો રોજ પ્રતિક્રમણની લાબી ક્રિયા ન કરી શકતા હોય તેમને માટે આ નીચે લખેલી ભાવના રૂપ ક્રિયા બહુ સક્ષેપમા હોવાથી પ્રતિક્રમણની સમગ્ર ક્રિયા શીખવા પહેલા ઉપયોગી થઇ પડશે, એવા આશયથી સક્ષેપમા પ્રતિક્રમણ, તે ઉપરાત અનુક્રમણ અને અભિક્રમણ લખવા લાલન પ્રયત્ન કરે છે

સઘળા જૈનો શાસ્ત્રરીતીએ જૈન કહેવાય કે કેમ એમા લાલનનો સશય છે, અને એ સશયનો પરિહાર કરવાના કારણથી જૈન સઘમા પ્રવેશ કરવાની યોગ્યતા આવે એટલા માટે આ પૂર્વ પ્રયાસછે

પ્રભુ વીરના સઘમા ચાર વિભાગો દેખવામા આવે છે એટલે શ્રાવક શ્રાવિકા અર્થાત્ બારવ્રત ધારી જૈનો, અને સાધુ સાધ્વી એટલે પચમહાવ્રત ધારી જૈન આ ચાર વર્ગ એટલે સાધુ, સાધ્વી, શ્રાવક-શ્રાવિકા, એ મળીને ચતુર્વિધ સઘ એટલે ચાર પ્રકારનો જૈન સઘ કહીએ છીએ તેવાજ અર્થમા યુરોપસ્થો સમાજ, સોસાયટી કે ઓર્ગેનાઇઝેશનોડી કહે છે એમ જે વ્રતધારી ન હોય એવા જૈનો પૂર્વે જણાવેલા ચાર પ્રકારના જૈનોના અનુમોદકો એટલે પાશ્ચાત્ય પ્રજાના સમાજોમાં જેને એસોસીયેટો કહે તેના છે અને તે એસોસીયેટો અનુમોદકો-સમાજ-કે સઘના નિયમો પાળવાને યોગ્ય થાય ત્યાં સુધી તે સમુદાયમા ગણાય ખરા

જૈન સઘ કે સમાજની આટલી વ્યાખ્યા કર્યા પછી જે અનુમોદક વર્ગમા જૈનો છે તેનામા યોગ્યતા આવે એવી ભાવના રૂપ ઉપરના હેડીંગમાં જણાવેલી પ્રવૃત્તિ કરવા બાબત જણાવાય છે,

**પ્રતિક્રમણ વ્રતધારી માટે આ પ્રકાર છે.**

આ ક્રિયા પાપનું પ્રાયશ્ચિત કરવા રૂપ છે, અને તેને આપણા

સઘમાં આવેલા સભ્યો પાંચ પ્રકારે કહે છે, લાલન સાત પ્રકારે કરવા કહે છે

૧ રાઈ પ્રતિક્રમણ—રાત્રિમા કરેલા પાપનું પ્રાયશ્ચિત કરી ફરીથી તેવુ ન કરવાની પ્રતિજ્ઞા કરવી

૨ દેવસી પ્રતિક્રમણ—દિવસમાં કરેલા પાપનુ પ્રાયશ્ચિત કરી દિવસે તેવાં પાપ ન કરવાની પ્રતિજ્ઞા કરવી

૩ પાખી પ્રતિક્રમણ—પદર દિવસે પૂનમ કે અમાસે પ્રતિક્રમણ કરતા પણ વિશેષ વિસ્તારથી સૂક્ષ્મ ક્રિયાનું અવલોકન કરતા જે પાપ થઈ ગયા હોય તેનું પ્રાયશ્ચિત કરી, ફરીથી પદર દિવસ સુધી તેવુ પાપ નહિ કરવાની પ્રતિજ્ઞા કરવી

૪-ચઉમાસી પ્રતિક્રમણ—ચાર માસમા જે પાપ કર્યા હોય તેની પાખી પ્રતિક્રમણમા થતી ક્રિયા કરતા પણ વિશેષ વિસ્તારથી પ્રાયશ્ચિત ક્રિયા કરી ફરીથી ચાર માસ સુધી તેવાં પાપ ન કરવાની પ્રતિજ્ઞા કરવી

૫-સવત્સરી—ઉપરના ચારે પ્રકારના પ્રતિક્રમણ લેવાના પ્રાયશ્ચિત કરતા ઘણી વિસ્તારવાળી પ્રાયશ્ચિતની ક્રિયા કરવી અને આગામી વર્ષમા તેવા પાપ નહિ કરવા પ્રતિજ્ઞા કરવી કારણ કે પાપને ન કરવુ એનું નામ પ્રતિક્રમણ છે,

## નવિન પ્રતિક્રમણ છઠ્ઠુ અને સાતમુ

૬ ભવ પ્રતિક્રમણ—આખા ભવમાં જે પાપ કર્યા હોય તેનુ પ્રાયશ્ચિત કરી, આવતા ભવમા તેવાં પાપ પોતાથી ન થાય તેવી ભાવના કરવી

૭ ભવોભવ પ્રતિક્રમણ—આ ભવ ઉપરાત, ગયા અનાદિ ભવોમાં જે જે પાપ થયાં હોય તે સવનુ પ્રાયશ્ચિત કરી હવેના ભવોમા તેવાં પાપ ન થાય તેવી દૃઢ ભાવના કરવી

આ સાત પ્રતિક્રમણ વ્રતધારીઓ કરે, હાલ પાચ પ્રતિક્રમણ કરવાનો પ્રચાર આપણા સઘમાં છે

## વ્રતધારી ન હોય તેવા અનુમોદક જૈનોને માટે પ્રતિક્રમણ ક્રિયા સક્ષેપ

રાત્રીના પાપ, દિવસના પાપ, પદર દિવસના પાપ, ચાર મા સના, વર્ષના, ભવના, અને ભવો ભવના પાપ આલોચવા ( પાપરૂપી અગ્નિને ઓનાવવા ) અને હવે પછી રાત્રીએ, દિવસે, પક્ષે, ચાતુર્માસે વર્ષે, ભવે, અને ભવોભવે પાપ રૂપ અગ્નિ ન પ્રગટાવના પ્રતિજ્ઞા–હૃદયમા દૃઢ ભાવના–કરી નિચે પ્રમાણે સક્ષેપ પ્રતિક્રમણ પ્રતિક્રમણ ગર્ભશાસ્ત્રમા કહેવામાં આવે છે

**सव्व सर्वी दुचिंतिअ दुभासिअ दुचिठिअ तस्स मिच्छामि दुक्कड**

ભાવાર્થ—જે કઈ મનવડે દુર્ધ્યાન થયુ હોય, વચનવડે અસત્ય ભાષણ થયુ હોય અને શરીરવડે પાપ--વ્યાપાર બન્યો હોય તેનુ પાપ મિથ્યા હો

આવી સક્ષેપ રૂપ સાતે પ્રતિક્રમણની ક્રિયા રોજ કરવા અ નુક્રમણ કરવુ

અનુક્રમણમા એમ ચિતવવુ કે રાત્રિએ, દિવસે, પક્ષે ચારમાસે, વર્ષે, ભવે અને ભવોભવે જે પુણ્ય કર્યુ હોય તે પુણ્ય રાત્રીમા, દિવ સમાં, પક્ષમાં, ચોમાસામાં, વર્ષમા, ભવમા પરિપકવ થાઓ, એવી ભાવના કરવા નીચેની અનુક્રમણની ક્રિયા રોજ કરવી,

**વ્રતધારી હોય તેવા અનુમોદક જૈનો માટે અનુક્રમણ.**

**सव्व सव्वी सुचिंतिव सुभासिअ सुचिठिअ तस्स इच्छामि सुक्कड.**

ભાવાર્થ—જે કઇ મનવડે શુભ ધ્યાન થયુ હોય, વચન વડે

શુભ વચનો બોલાયા હોય અને કાયા વડે શુભ ક્રિયા થઈહોય, તેનુ સુકૃત (પુણ્ય) હો, એવુ ઇચ્છુ છુ

એ બે પાઠ અર્થ પૂર્વક ચિતવવા, ત્રીજી ધર્મ ક્રિયા અનુમોદક જૈને અભિક્રમણની કરવાની છે, એવી લાનન બનામણ કરે છે એ ક્રિયામા એની ભાવના કરવાની છે કે રાત્રે, દીવસે, પક્ષે, ચારમાસે વર્ષે, ભવે, અને ભવોભવે હવે પછી આજથી માંડીને મારૂં મન-વચન-કાયા નીચે પ્રમાણે અભિક્રમણ ક્રિયા કરો

આત્મા એટલે જ્ઞાન દર્શન, ચારિત્ર આનંદ વીર્ય, તેની સન્મુખ મન વચન કાયા રાખી ક્રિયા કરવી તે ધર્મ તેથી વિમુખ હોઈ એ ત્રણે પ્રકારે ક્રિયા કરવી તે અધર્મ-પાપ માટે જેમ સૂર્ય અને સૂર્યનો પ્રકાશ, તેમ આત્મા અને તેના જ્ઞાન દર્શન વગેરે ગુણોની સન્મુખ રહી મન-વચન-કાયાવડે આ ઘડીથી માંડી મોક્ષ થાય ત્યા સુધી આવી ભાવના કરવી

### અભિક્રમણ—જૈન ધર્મના અનુમોદક માટે

अत पर आमोक्षान्मनो मे शुभमेव चिंतयतु
वचो मे शुभमेव वदतु
इंद्रियग्रामो मे शुभमेव गृह्णातु
अवयवाश्च मे शुभमेवाचरन्तु

અત્યારથી માંડી મોક્ષ થાય ત્યા સુધી મારૂ મન શુભ ચિંતનજ કરો મારૂ વચન શુભ શબ્દોજ બોલો, મારો ઈન્દ્રિયોનો સમુદાય શુભ પદાર્થોનું ગ્રહણ કરો, અને મારા અવયવો શુભ આચરણજ કરો આવી પ્રતિજ્ઞા હમેશાં કરવી એક બે માસમાજ આ ત્રણે ભાવનાને લીધે મનમા શાંતિ અને સુંદર વિચારો વચનમા સ્ફુર્તિ અને પુષ્પ સુગંધ, અને કાયામા નિરોગીતા તથા આનંદ રહે તો

પ્રથમ પોતાને અને પછી સહવાસમા આવતા જૈનોને જણાવતો જશે

આ ભાવનામાથી જૈન સધર્મા કે સમાજમા પ્રવેશનાની યોગ્યતા પોતાની મેળે આવશે, વ્રતાદિપર પ્રીતિ થશે, અને પ્રભુ શ્રીવીરનું શાસન દીપશે શાસન જેવુ છે, તેનાથી ઉતરતી પ્રવૃતિ જોઈ ઘણાને ખેદ અને કેટલાકને કરૂણા આવે છે, જેવુ છે તેવુ શાસન રહે તેવાને જોઇને સંતોષ અને હાન છે તેમા અભિવૃદ્ધિ કે પ્રોગ્રેસ જોવાનો આનદ લેવો હોય તો તેનો માર્ગ પણ લાનનને તો ઉપર લખેલ સૂચના પ્રમાણે છે

---

## केटलाक मुनिवरोने संबोधन

" શાસન ઉન્નતિનો મુખ્ય ઉપાય " દ્વારા મહારાજ શ્રી *વિદ્યાવિજયજી જૈન પત્રમાં* તા૦ ૧૭ મી એપ્રીલના અ કમા અવતરણ રૂપે જણાવે છે કે—

" હવે કેટલાક મુનિવરો એમ કહે છે કે તે તો સમર્થ મુનિવરો થઈ ગયા, વર્તમાન સમયમા તો તેના સમર્થ છે નહીં, માટે આપણી કોમ છે તેટલીજ સુધારવા પ્રયત્ન કરવો વ્યાજબી છે આગળ વધવુ ઉચિત નથી "

મહારાજશ્રી આને " ટુક વિચારવાળા " કહે છે અને પછી હાલ આપણામાં કોણ વિશાળ વિચારવાળા છે તે ગણાવે છે અને તેમાં શ્રાવક વર્ગમા જોઇએ તો કેટલાક બુદ્ધિમત્તાનો ગર્વ વહન કરે છે " એ ગર્વ કરવામા પણ લાલન જેવા રખે ગણાયા હોય ગમે તેમ હોય, પરતુ પ્રસ્તુત વિષય મુનિવરોનો છે માટે આપણે અહીં તે સબધે વિચાર કરીશુ, અને શ્રાવક સબધે હવે પછી પ્રથમ લાલન એમ કહેવા માગે છે કે જે સાધુ–મુનિરાજો સ્વધર્મને સુધા-

રવા માગે છે એટલા ' ટુકા વિચારવાળા " મુનિરાજને પણ ઘણુજ કામના છે .રાનને સુધારવાનો પ્રયત્નજ ન કરતા હોય તેના કરતાં આ મુનિવરો પોતાના ટુકા પ્રયત્નથી, ટુકી સુધારણા પણ કરતા હોય તો લાનનને અનુમોદનીય છે, એટલુંજ નહિ પણ આચરણીય પણ છે અને તેથી તે ટુકી સુધારણાવાળાને પણ કરોડોવાર નમે છે પરતુ સુધારણાની વાત કરનારને તો માત્ર બેજ ખમાસણા બસ

થી જગત્ ઉપગારક વીરના પુત્રો–સર્વજ્ઞપુત્રો વડીલ મુનિવરો ! આમ સ્વશાસન એટને જૈનશાસન સુધારવા માગતા હોય તો તેમાં આ પ્રકારે લાનન સવિનય સૂચના માન કરે છે તે લક્ષમા લઇ તેમાં સુધારો કરવો આપને ઉચિત લાગે તે પ્રમાણે સુધારો પરતુ જે વિસ્તાર વિચારવાળા હોય અને ૧૩॥ લાખ જૈનોને ૧૩॥ કરોડ કે સાડાતેર ગ્શ કરોડ કરવા માગતા હોય તેમના વચમા અન્તરાય રૂપે ન આવો માત્ર એ મહત્ કાર્યમા તેમનુ સામર્થ્ય, વીર્ય, પરાક્રમ ફેરવવા દો તેઓ તમારી વિરુદ્ધ છે એવુ સ્વપ્નમાં પણ નહી ગણો જ્યારે જ્યારે જૈનેતર માનવ બાધવોમા જૈન ધર્મ ફેલાવવાનું કાર્ય નહિ કરવાનું હોય ત્યારે તેઓ તમારી સાથે સામેલ રહેશે શું મહારાજ શ્રી ધર્મવિજયજી જે મોટા મોટા જૈનેતરવાળા સ્થાનોમાં ભાષણો આપે છે તે ઉપાશ્રયમા કે જૈનોમા ભાષણો નથી આપતા ! લાનનના સમજવા પ્રમાણે તે આપે છે અને જો જૈનેતર માનવોમા જૈન ધર્મનુ જ્ઞાન ફેલાવવા ઉપરાન્ત જૈન કોમમાં પણ તેમના પ્રયત્ન ચાલુ છે, તો તે માત્ર તમારી અનુમોદના કરી બેસી રહેતા નથી પરતુ અનુમોદના ઉપરાત આચરણ પણ કરે છે મહાન્ યશોવિજય પાઠશાળા જૈન સુધારણાનુ અપૂર્વ બીજ છે અને તમે પણ એ જૈન સુધારણાના કામમા અનુમોદના આપશો અને ચારિત્રમા પણ ખુશી જૈન બાધવોને સમજાવી તે પાઠશાળા મજબુત કરશો તો તમે તે જૈન કોમની સુધારણાને દર્શનરૂપે દેખશો, અને તમારામાના કેટલાક જ્ઞાનરૂપના ભોગી પણ છે, તે

ચારિત્રરૂપે આચરી તેમા સામેલ રહેશે મહારાજ ધર્મવિજયના એમ શુભપ્રયત્નરૂપી એકડા સાથે કેમ સુધારણાના વિચારથી વીર સાધુ મુનિરાજો જોડાએ તો એક એકડાના ૧૧, બે એકડાના ૧૧૧, ત્રણ એકડાના ૧૧૧૧, ચાર ભેગા ૧૧૧૧૧, એમ ચાર પાચ સાધુ મુનિરાજો, જે કોમની સુધારણામા અત્યારે જે વિચાર ધરાવે છે તે જોડાવાથી ૧ ઉપર ચાર એકડા ચડતા ૧૧૧૧૧ અગ્યાર હજાર એક સો અને અગીઆર સુધારાનુ બળ ભેળુ થાય છે, તો ત્રણ ચાર સાધુમુનિ સભામા બેસે, એક સાધુમુનિરાજ પાઠશાળાના પ્રયત્નમા જોડાએ તો તેનુ બળ એટલુ થાય કે એ સમ્યગ્બળવડે જૈન સમુદાય સમાજરૂપે નાના પ્રકારે સ્થાય

હવે સમુદાયમાથી સમાજ કેમ બને તેનો વ્યવહારી ઉપાય-કળા લાભન પોતાના ક્ષયોપશમ પ્રમાણે હાલની દેશકાળ સ્થિતિ જોઇ દર્શાવે છે

પ્રથમ તો હાલ જે દેશમા સમાજ શાસ્ત્ર Sociology પ્રવર્તે છે, જે દેશમા વિચારપદ્ધતિનુ સ્થાન સવાદ પદ્ધતિએ લીધુ છે, તે સવાદ પદ્ધતિવડે નાના પ્રકારની ઉન્નતિ સુધરેલા દેશમા પ્રવર્તે છે, જે કામ બળથી નહી થતુ હતુ, તે હવે કળથી સત્વર થાય છે, અને તેના શુભ ફળો મનુષ્ય જીવનના અનેક પ્રકારમા એટલે ધર્મમા-ધધામા-સસારવ્યવહારમા ઉદ્યોગમા-હુન્નરમાં, શોધમા તેનો ઉપયોગ થઈ ફળ આસ્વાદાય પણ છે

દાખલા તરીકે ક્રિશ્ચિયાનીટીમા લગભગ પોણોસો ઉપરાત ભેદો છે છતાં તે સમાજ રૂપે રહી શકે છે અને પોતપોતામા રહી પોતાનુ બળ હવે ઓછુ કરવાની મૂર્ખાઇનું કામ માડી વાળી અનેક શુભ કાર્યોમા જોડાઇ જાય છે ઉદાહરણ તરીકે મેથોડીસ્ટ, બાપ્ટીસ્ટ. એ બન્ને ...ના વિભાગ છે, તેઓની ક્રિયામા ઘણો ભેદ

રવા માગે છે એટલા " ટુંકા વિચારવાળા " મુનિરાજો પણ ઘણાજ કામના છે દશતને સુધારવાનો પ્રયત્નજ ન કરતા હોય તેના કરતાં આ મુનિવરો પોતાના ટુકા પ્રયત્નથી, ટુંકી સુધારણા પણ કરતા હોય તો લાધનને અનુમોદનીય છે, એટલુજ નહિ પણ આચરણીય પણ છે અને તેથી તે ટુંકી સુધારણાવાળાને પણ કરોડો વાર નમે છે પરતુ સુધારણાની વાત કરનારને તો માત્ર એજ ખમાસણા બસ

શ્રી જગત્ ઉપકારક વીરના પુત્રો-સર્વજ્ઞપુત્રો વડીલ મુનિવરો ! આમ સ્વશાસન એટલે જૈનશાસન સુધારવા માગતા હોય તો તેમા આ પ્રકારે લાધન અવિનય સૂચના માત્ર કરે છે તે લક્ષમા લઇ તેમાં સુધારો કરવો આપને ઉચિત લાગે તે પ્રમાણે સુધારો પરતુ જો વિસ્તાર વિચારવાળા હોય અને ૧૩ા લાખ જૈનોને ૧૩ા કરોડ કે સાડાતેર દશ કરોડ કરવા માગતા હોય તેમના પથમા અડચણ રૂપે ન આવો માત્ર એ મહત્ કાર્યમા તેમનું સામર્થ્ય વીર્ય, પરાક્રમ ફેરવવા દો તેઓ તમારી વિરૂદ્ધ છે એવુ સ્વપ્નમાં પણ નહી ગણો જ્યારે જ્યારે જૈનેતર માનવ બાધવોમા જૈન ધર્મ ફેલાવ વાનું કાર્ય નહિ કરવાનું હોય ત્યારે તેઓ તમારી સાથે સામેલ રહેશે શુ મહારાજ શ્રી ધર્મવિજયજી જે મોટા મોટા જૈનેતરવાળા સ્થાનોમા ભાષણો આપે છે તે ઉપાશ્રયમાં કે જૈનોમા ભાષણો નથી આપતા ! લાધનના સમજવા પ્રમાણે તે આપે છે અને જો જૈનેતર માનવોમા જૈન ધર્મનુ જ્ઞાન ફેલાવવા ઉપરાત જૈન કોમમા પણ તેમના પ્રયત્ન થાનુ છે, તો તે માત્ર તમારી અનુમોદના કરી બેસી રહેતા નથી, પરતુ અનુમોદના ઉપરાંત આચરણ પણ કરે છે મહાન્ યશોવિજય પાઠશાળા જૈન સુધારણાનુ અપૂર્વ બીજ છે અને તમે પણ એ જૈન સુધારણાના કામમા અનુમોદના આપશો અને ચારિત્રમાં પણ મુખી જૈન બાધવોને સમજાવી તે પાઠશાળા મજબુત કરશો તો તમે તે જૈન કોમની સુધારણાને દર્શનરૂપે દેખશો, અને તમારામાના કેટલાક જ્ઞાનરૂપના ભોગી પણ છે ને

ચારિત્રરૂપે આચરી તેમા સામેલ રહેશે મહારાજ ધર્મવિજયના એમ શુભપ્રયત્નરૂપી એકડા સાથે કોમ સુધારણાના વિચારથી વીર સાધુ મુનિરાજો જોડાએ તો એક એકડાના ૧૧, બે એકડાના ૧૧૧, ત્રણ એકડાના ૧૧૧૧, ચાર ભેગા ૧૧૧૧૧, એમ ચાર પાચ સાધુ મુનિરાજો, જે કોમની સુધારણામા અત્યારે જે વિચાર ધરાવે છે તે જોડાવાથી ૧ ઉપર ચાર એકડા ચડતા ૧૧૧૧૧ અગ્યાર હજાર એક સો અને અગીઆર સુધારાનુ બળ ભેળુ થાય છે, તો ત્રણ ચાર સાધુમુનિ સભામા બેસો, એક સાધુમુનિરાજ પાઠશાળાના પ્રયત્નમા જોડાએ તો તેનુ બળ એટલું થાય કે એ સમ્યગ્‌બળવડે જૈન સમુદાય સમાજરૂપે નાના પ્રકારે રચાય

હવે સમુદાયમાંથી સમાજ કેમ બને તેનો વ્યવહારી ઉપાય-કળા લાલન પોતાના ક્ષયોપશમ પ્રમાણે હાલની દેશકાળ સ્થિતિ જોઇ દર્શાવે છે

પ્રથમ તો હાલ જે દેશમાં સમાજ શાસ્ત્ર Sociology પ્રવર્તે છે, જે દેશમાં વિચારપદ્ધતિનુ સ્થાન સવાદ પદ્ધતિએ લીધુ છે, તે સવાદ પદ્ધતિવડે નાના પ્રકારની ઉન્નતિ સુધરેના દેશમા પ્રવર્તે છે જે કામ બળથી નહી થતુ હતું, તે હવે કળથી સત્વર થાય છે, અને તેના શુભ ફળો મનુષ્ય જીવનના અનેક પ્રકારમા એટલે ધર્મમા-ધધામા-સસાર-વ્યવહારમા ઉદ્યોગમા-હુન્નરમાં, શોધમા તેનો ઉપયોગ થઈ ફળ આસ્વાદાય પણ છે

દાખલા તરીકે ક્રિશ્ચિયાનીટીમા લગભગ પોણોસો ઉપરાંત ભેદો છે છતા તે સમાજ રૂપે રહી શકે છે અને પોતપોતામા લડી પોતાનુ બળ હવે ઓછુ કરવાની મૂર્ખાઇનું કામ મારી વાળી અનેક શુભ કાર્યોમાં જોડાઇ જાય છે ઉદાહરણ તરીકે મેથોડીસ્ટ, બાપ્ટીસ્ટ, એ બન્ને જુદા જુદા વિભાગ છે તેઓની ક્રિયામા ઘણો ભેદ છે

છતાં ફોરીન મિશન સોસાઇટી ( Foreign mission society) એ ક્રિશ્ચિયન ધર્મનો અન્ય દેશમાં પ્રસાર કર્યો, તેમા બન્ને વર્ગ જોડાઇ સામેલ થયા છે તેમજ કેથોલીક અને પ્રોટેસ્ટંટો-મૂર્તિ માન નારા અને નહિ માનનારા પોતપોતાના ધર્મ સમાજમાં ભેગા નથી, છતાં સમગ્ર ક્રિશ્ચિયનોની સામાન્ય બાબતમા તો એકત્ર રહી મહત્ કાર્ય કરે છે

એજ પ્રકારે તપગચ્છવાળા પોતાના ઉપાશ્રયમાં પડીકમણા કરે છે, અચળ ગચ્છવાળા પોતાના ઉપાશ્રયમાં કરે છે, ખરતર ગચ્છવાળા પોતાના ઉપાશ્રયમા ધર્મક્રિયા કરે છે તો ત્રણે પરસ્પરનું ખંડન ન કરતા ત્રણેએ જિન મંદિર, કે જિન દયા કે જૈન સામાન્ય કેળવણી કે જૈન ઉદ્યોગમા શા માટે સમાજરૂપે ન ભેગાવાનુ જોઇએ ? સૌ સૌના ગચ્છની ક્રિયા કરવાથી, તમારો માર્ગ બચશે એટલુંજ નહિ, પણ ગચ્છના ખંડન મંડનમાં જે વીર્યનો ઉપયોગ કે દુરૂપયોગ કરતા હો તેનુ પરાક્રમ ફાજલ પડવાથી તમારા ગચ્છની પુષ્ટી કરવા એટલે તમારા ગચ્છવાળાની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરશો તો તે મજબુત થઇ હાલ સાધો છો તેના કરતાં દશ ગણુ કાર્ય સાધી લેશો અને જે વાત સેંકડો વર્ષે ન બને તે તમે પાંચ સાત વર્ષમા તમારી નજર પાસે બન્નેના બળના પ્રભાવથી જોશો અને સામાન્ય વિષયમા એકત્ર બળ બનાવી બમણુ કાર્ય કરી શકશો

તેજ પ્રમાણે ત્રણ ગચ્છની સામાન્ય બાબત કઈ છે તેનો સાથે મળી વિચાર કરી અને ઉન્નતિ માટે સામેલ રહેશો તો તેમાં સંયુક્ત બળથી લાભ, જેમ યુરોપ, અમેરિકા, જાપાનને દેખાય છે તેમ આપણે પણ નજરે દેખશુ

માત્ર જે વિશેષ પોતાના ગચ્છમાં બાબત હોય તે બાબતને સામાન્ય બાબતની પુર્વક શીખવી જોઇએ.

જેમકે નમ્મુ'થુણં'નો પાઠ અચળ ગચ્છવાળા સ્વધર્મી ભાઇઓ-સહધર્મી બાંધવો **नमो जिणाण** સુધી બોલે-ભણે-વાંચે, સમજે છે અને તપગચ્છવાળા **जेमइआ सिद्धा** વગેરે આગળ બોલે છે હવે ધારો કે જૈન વિદ્વાન મુનિરાજની જેમ પાટલીપુત્રમાં દેવર્ધિ ગણી ક્ષમાશ્રમણના વખતે સૂત્રોના પાઠ નક્કી કરવાને સભા મળી હતી, તેવી સભા કે કોન્ફરન્સ મળે, તો **नमुत्थुण**નો પાઠ કયાંક પણ અશુદ્ધ હોય અને તે સર્વેની સમ્મતિથી સુધાયા હોય તો **नमोजि णाण** સુધીના પદો સુધારવા સબંધમાં તપગચ્છની સાથે અચળગચ્છ કે ખરતર ગચ્છના મુનિવરોને શું ગેરલાભ ? કારણકે એટલે સુધી બધાને સાધારણ પાઠ છે આ તો માત્ર ઉદાહરણ છે, પરંતુ આવા તો હજારો કાર્યો ત્રણ ગચ્છવાળામાં સામાન્ય છે

આટલું વાચકગણોને યાદ રાખવાનું છે કે જેટલું સર્વ ગચ્છોમાં સામાન્ય છે, તેમાં અપેક્ષા વિશેષ કે ભેદવાળું ઘણું થોડું છે માટે સામાન્ય-પણું કયાં છે એ જોવાની ટેવ પાડવી જોઇએ અને જ્યાં વિશેષરૂપતા હોય ત્યાં સંવાદ રૂપમાં કે અન્વયરૂપમાં જોશો

આ સંવાદ પદ્ધતિથી, સ્થાનકવાસી, દિગંબર અને શ્વેતાંબરની પણ સમુદાયરૂપે જે સભા હાલ નથી તે શું ન થાય ? કારણ કે વિવાદ પદ્ધતિએ એકઠા થવા દીવા હોય તો સમુદાય પણ થાય કે ? અને સમુદાય ન બને તો પછી સમાજ એટલે રચના પૂર્વક ગોઠવવાનું તો કેમ બને ? અક્ષરો જુદા જુદા જેમ પડયા હોય પછી અક્ષરોના બીબાનો સમુદાય કર્યો હોય અને પછી તેમાંથી 'શ્રી વીર-શાસન ઉન્નતિ' એમ ગોઠવીએ ત્યારે સમાજ રૂપે ગોઠવાઇ એ અક્ષરો કેવો અર્થ ઉત્પન્ન કરે છે ! અને અર્થરૂપી દુધપાક ખાઈ લોક પુષ્ટ પણ બને, તેમ બુદ્ધિ પણ હાલના જૈન શાસનની સમાજ રચનાપર આવે

પ્રથમ શ્વેતાંબર અને દિગંબર જે બન્ને મૂર્તિ પૂજક છે તે મોટો સમુદાય એકત્ર મળે તો સમાજ થઈ શકે ભેદ બુદ્ધિવાળાએ આપણા પાપના કોઈ ઉદયે ગમે તે રીતે schism એટલે આપણામાં દિગંબર-શ્વેતાંબર એવા ભેદ પાડયા જ્યાં ચાર પાંચ બોલનો કે જાતનો ભેદ હતો ત્યાં પછી ચોરાશી બોલનો કે જાતનો તફાવત ભેદીઓએ વધાર્યો અને હાલ ૧૦૦ અને ૧૫૦ નો પણ હશે આમ ભેદ થતાં અંતર ૧૦૦ થી ૧૫૦ માઇલ કરતાં પણ ઘણું વધી ગયું સંપના કલ્પવૃક્ષથી પોતાએના બ્રિટીશ રાજ્યના સહવાસે દિવસાનુદિવસ એ અંતર ઘણાકમાંથી એવું ઓછું થઇ ગયું કે ભારત જૈન મહા મંડળમાં બન્ને સિદ્ધાંતોમાં સેંકડો વરના ભેદીઓએ જુદા પાડયા છતાં ઈશ્વિજના સુસંપના જમાનાના વિશેષ બળવડે જે બાબત સામાન્ય હોય ત્યાં અભેદી થઇ ગયા, અને સાથે રહી કામ કરવા લાગ્યા અને લાલન ધારે છે કે સમાજ શાસ્ત્રની કળાનો આપણા મુનિવરો અને વિદ્વાનો અભ્યાસ કરે તો એ ૧૦૦ થી ૧૫૦ બોલોને દૂર રાખી એટલે પોતે પોતાને દિગંબર અને શ્વેતાંબર રાખી જ્યાં સામાન્યપણું છે તેવા ૨૦૦૦ બોલોમાં બન્ને પોતે વર્ગમાં અભેદ રાખે તો એકત્ર બળે સમુદાય થતાં જણાઈ આવશે અને સમાજરૂપે આપની ઉનતિ પોતાની કોમની જે તમે ઈચ્છો છો તે થઈ શકશે

આજ પ્રકારે શ્વેતાંબરના બે પક્ષો એટલે મૂર્તિપુજક અને નામપૂજક જે દેરાવાસીને સ્થાનકવાસીના અપોગ્ય નામથી ઓળખાય છે પરંતુ મુર્તિદ્વારાએ તીર્થંકરને પુજનારો એક વર્ગ અને બીજો નામ દ્વારાએ તેજ પરમાત્માને માનનારો વર્ગ એ બે વર્ગમાં પણ વિચક્ષણ મુનિરાજો સામાન્યતા જોશે તો હજારો નહિ, પણ લાખો બાબતમાં દેખશે અને ભેદ ૭૨ થી ૧૦૦ અને તેમાં પણ જેનું ધ્યાન અભેદતા કયાં છે તે જોવા પર થોડું છે, અને ભેદ કયાં છે તે જોવાપર વધુ હોય છે, તેમને માટે લાલનને લાગે છે કે

જેનાથી જેટલુ અને તેટલુ એટલે ટુક વિચારવાળાએ સાડાતેર લાખ જૈનોનો સમુદાય, એટલે કોંગ્રેસ ભરી પછી સાડાતેર લાખ માણુસના સમાજરૂપ જૈન ધર્મ પાર્લામેન્ટ બનાવવી આટની આપણી કોમ જે ૧૩ા લાખની છે તેટલીજને સુધારી પ્રયત્ન કરવાનુ જોયે છે તે જોનેવું પ્રમાણુ કરશો લાલન તો એમ કહે છે કે મુનિવરો ! આટલું કરા એટલે તમોને કરોડો વાર વદન કરૂં અને બને તો કૃષ્ણમ હારાજે **શ્રીનેમીનાથને** વદન કર્યા હતા તેટલા કર્યા કરૂ લાલનની એજ માન્યતા છે અને કર્તવ્ય છે કે સઘ સુધારણા એ બીજ નથી, પણ ફળ છે બીજ સવાદ છે, અન્વય છે ગુણદ્રષ્ટિ અને સમદ્રષ્ટિ છે અને તેને વર્તનમા મુકતા સઘ છે તેટલી પણ સુધરણા થશે શ્રીવીરશાસન સ્વપરમાં સદા વિજય પામો એજ પ્રાર્થના શ્રીશાસન દેવોને વારવાર લઘુનમ-**લાલનની.**

---

## શાસન ઉન્નતિનું મુખ્ય કારણ શું?

### આત્મબળ, શાસ્ત્રબળ, કે બાહ્યઆડબર ?

આ વિષય વિવેક પુર સર સવા૦ કરનારને જૈન પત્રમા ત્રીશથી ચાલીશ લીટીમાં પોતાના ત્રણ કારણોમાથી ગમે તે એક કારણપર પોતાના વિચારો વિવેક પુરસર લખી મોકલવાની છુટ છે દાન **લાલન** તેનો ઉપોદ્ઘાત કરે છે અને તા૦ ૩૧ મી મે સુધીમાં આવી ગએલા લેખપર ઉપસહાર પણ કરશે અને તેમા પોતાનો અભિપ્રાય આપશે

ઉપોદ્ઘાત—પ્રિય વાચકગણો-પૂજ્ય મુનિ મહારાજાઓ અને નવિ સહધર્મી બાંધવો, કોઇપણ વ્યક્તિ કે સમાજની ઉન્નતિ થવાના અનેક કારણો હોય છે એ કારણો સયુક્ત થયા વગર ઉન્નતિ કોઇ પણ પ્રજાની કે ધર્મની થઇ નથી, થતી નથી, અને થવાની નથી એટલુજ નહિ પણ નાના પ્રકારના અનેક બળોની સયુક્તતાના અભાવે ધર્મોનો નાશ પણ થયો છે કેટલાએક પંથો પડી ભાગ્યાછે.

સપ્રદાયો સડીને મરણ શરણ થયા છે ગચ્છોએ ગચ્છની હરી છે આ વાતના પુરાવા માટે જગતના ધર્મોના, સપ્રદાયોના, પંથોના અને ગચ્છોના તટસ્થ અભ્યાસીને હવે બહુ કહેવાની અગત્ય રહી નથી.[1]

**લાલન** સ્વિકારે છે કે અનેક બળોવડે શાસનની ઉન્નતિ થશે માટે દરેકે વિચાર કરવો જોઇએ, પરન્તુ પ્રસ્તુત વિષય અનેક બળોમાંથી ત્રણ બળો વિચાર કરવાને આપણને જણાવે છે અસખ્ય ગુણો વડે મનુષ્યમાં ત્રણે લોકના નાથ **તીર્થંકર** મહારાજ જેમ શ્રેષ્ઠ છે અને મનુષ્યપણે ત્રણ બળોવડે ઉન્નતિના શિખરે ચડે છે એ બળો તે જેમ સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન સમ્યક્ ચારિત્ર છે તેમ **લાલન** પણ ત્રણ બળો તમારી સમક્ષ શાસન ઉન્નતિને માટે સવાદરૂપે ધરે છે

આ ત્રણ પ્રકારના બળો તે **આત્મબળ, શાસ્ત્રબળ,** અને **બાહ્ય આડંબર,** એમ છે ઉન્નતિ થવામાં Forces કે બળોની અગત્ય છે એટલુજ નહિ પણ ત્રણેના સયુક્તબળની પણ અપેક્ષા છે આ વાત નિર્વિવાદ છે પરન્તુ આપ સમક્ષ રજુ કરેલા વિષયમાં કયું બળ મુખ્ય છે અને કયુ ગૌણ છે તેનો આપણે નિર્ણય કરવાનો એ ત્રણ બળમાથી મુખ્ય ભાગ કયુ બળ બજાવે છે ?

વાચકગણોમાંના કોઇને એમ લાગશે કે બાહ્ય આડબરને બળ શા માટે ગણવુ ? આનુ ટુકુ ઉત્તર એટલુજ છે કે બાહ્ય આડબર પણ શુભ તરફ હોય તો તેથી સામાન્ય લોકોની ઉન્નતિમાં સાપ્રત કાળમાં તેમજ પૂર્વકાળમા પણ ઘણા જણો આકર્ષાઇ પોતાનુ કલ્યાણ સાધતા માલુમ પડયા છે અને પડે છે બાહ્ય આડબરનુ

[1]—સાધુ મહારાજ કે વિદ્વાન જે કોઈ શાસનની ઉન્નતિ ઇચ્છી લખવા માગે તેમને લખવાની છુટ છે અગત ટીકા કે નિરર્થંક રદ કરવામાં આવશે આ સબધે લેખકોને લાલનને—૧૪૩ ગુલાલવાડી-મુબઈ પોતાના લેખો મોકલવાની પ્રાર્થના કરવામાં આવે છે

શાસન ઉન્નતિમા આ પ્રકારનુ સ્હાણુ છે અને એને પણ એના શુભ હેતુથી આ વિષયમાં એક બળ તરીકે ગણવામાં આ યે છે

આ પ્રશ્નનો નિર્ણય કરવો ઘણો દુષ્કર છે, તથાપિ લાલનની એવી માન્યતા છે કે અશકય તો નથીજ આપણા ક્ષયોપશમનું ઉચ્ચ બળ એકત્ર કરીશુ તો ખચિત કોઇ સારા નિર્ણયપર આવી શાસનની ઉન્નતિએ આપણે ચડી શકીશુ

આ પ્રશ્નના નિર્ણયપર આપણી ઉન્નતિનો મુખ્ય આધાર છે કારણ કે મનુષ્ય સમાજની પ્રવૃતિ અને આચારનો પિતા એ નિર્ણય થયેલો વિચાર છે અને એ નિર્ણય જેટલે જેટલે અશે આપણા જૈનશાસનમાં આવેલા સામાન્ય સ્ત્રીપુરૂષોના પણ હૃદયમા ઉતર્યો અને બુદ્ધિમાં સમજાયો તેટલે તેટલે અશે વિદ્વાન વર્ગની સાથે તેઓની પણ ઉન્નતિ જોવા આપણે પામીશુ એમ નિ સશય લાગે છે તથાપિ એ પ્રશ્નનો નિર્ણય કરવો અત્યત મુશ્કેલ છે ઘણા જ્ઞાનની, ઘણા અનુભવની,ઘણા ધર્મ ઇતિહાસની, અને ઘણી લોક પ્રવૃતિના અવલોકનની અપેક્ષા રાખે છે એ છતાં આપણે એટલો તો નિર્ણય કરી શકીએ કે મનુષ્ય શરીરમા આવેલા હૃદય, મસ્તક, અને મુખાકૃતિ એ ત્રણમા શ્રેષ્ઠ કયું? એનો નિર્ણય લાવવો જેટલો મુશ્કેલ તેટલોજ મુશ્કેલ આ છે

આ મહત્વના વિષયનો આટલો સક્ષિપ્ત ઉપન્યાસ કરી આપ સર્વના અભિપ્રાયો જાણવાની લાલન અભિલાષા રાખે છે કારણ લાલનનો અભિપ્રાય ખરો પડે એ લાલનને વિશેષ હિતકર હોવાથી પ્રિયકર પણ છે અને તેથી સર્વને એવી પ્રાર્થના કરે છે કે આપ પણ આપના લેખમા તેમજ કરશો "મારૂ તે સારૂ તે કરતા સારૂ તે મારૂ" એ શાસન ઉન્નતિની ખરી કુચી છે આટલો ઉપોદ્દ્ઘાત કરી હવે આપના અભિપ્રાય જાણવાની ઇચ્છા રાખી રાહ જોતો લાલન અહી વિરમે છે

# शाशन उन्नतिनुं मुख्य कारण शु ?

### આત્મબળ, શાસ્ત્રબળ કે બાહ્યઆડંબર ?

મહાશય ! વિષય ઘણો ગહન છે સાવરણ દ્રષ્ટિ હોવાથી, ચાનતા વિષયને મુખ્ય ગૌણ કહેવામા કદાચ ભુલ કરી અન્યાય આપવામાં આવે તો તત્વજ્ઞોએ અનુકંપા દ્રષ્ટિ કરી સુધારવા યોગ્ય છે જે જે પ્રકારની ઉન્નતિ કરવી હોય તેમા તે તે પ્રકારના બળની અવશ્ય જરૂર છે પ્રતુસ્ત વિષય શાસન ઉન્નતિનો છે અને તેમાં આત્રણે પ્રકારના બળની જરૂર સભવે છે છતાં કયો પ્રકાર કેટનો બળવાન હોઇ શાસન ઉન્નતિમાં પોતાનો ફાળો કેટનો આપી શકે છે તે વિચારવા યોગ્ય છે વીરપરમાત્માની કે વીતરાગ દેવની આજ્ઞામાં રહેવા જીવો-મનુષ્યોની ઉન્નતિ થવી અથવા વીરપરમાત્માની વિશુદ્ધ આજ્ઞા જગત્ જીવોમા વિસ્તાર પામે તે શાસન ઉન્નતિ છે અથવા વીતરાગ દેવની આજ્ઞામા રહેના દ્રવ્યભાવથી ઉન્નતિ પામે તે શાસન ઉન્નતિ છે આમ શાસન ઉન્નતિ બે પ્રકારે થાય છે દ્રવ્ય ઉન્નતિ શારીરિક અને ધન સંપત્તિથી તથા ભાવ ઉન્નતિ આત્મવિશુદ્ધિ મેળવી નિતાનરણુ થઇ પૂર્ણપદ પામવુ તે છે પ્રસ્તુત વિષય ભાવ ઉન્નતિ માટેનો મુખ્ય છે નોકારસીઓ, સ્વામી વત્સનો, પ્રભાવના, ઉજમણા, વરઘોડા સમવસરણ કે શિખરજી આદિ પર્વતોની રચનાઓ, દીક્ષા મહોત્સવો, આચાર્યપદ મહોત્સવો, માગમહોત્સવો પ્રતિષ્ઠા મહોત્સવ, સામઇયાં અને કોન્ફર સ આદિના મેળાવડાઓ આ સર્વ બાહ્ય આડંબર છે તેમજ નાના પ્રકારનાં ચમત્કારો દેખાડી લોકોને પોતાના તરફ ( ધમ ઉપદેશક કે ધર્મ તરફ ) આકષવા તે

પણ આ બાહ્ય આડંબરથી અનેક જીવોને ઉપકારક થવા સંભવે છે તે ઉપકાર એવો છે કે કેટલાક જીવો તેથી ધર્મઅનુમોદક થાય છે કેટલાક જીવો ઓઘસંજ્ઞાએ ધર્મ રસ્તે દોરાય છે અને કેટલાક જીવો ધર્મમાં સ્થિર થાય છે દેખાદેખીએ પૈસા ખરચે છે ઉપાશ્રયો, ધર્મશાળાઓ, મંદિરો, સ્વામીવત્સલો, સંઘયાત્રાઓ, વિધવાશ્રમો, સમાજો બોર્ડિંગો, પાઠશાળાઓ અને કોન્ફરન્સો ભરાય છે આ સર્વ બાહ્યાડંબરનો પ્રભાવ છે આવા બાહ્યાડંબર સાથે જો શાસ્ત્રબળ હોય તો મનુષ્યો ઉન્નતિક્રમમાં આગળ વધે છે જો શાસ્ત્રબળ કે આત્મબળ સાથે ન હોય તો આવા બાહ્યાડંબરથી જે કાંઇ ફાયદો થવાનો તે બાહ્યથી લોકો વાહવાહ કહે તેટલો જ વિશેષમાં બાહ્યાડંબરથી ક્રિયા કરનારાઓ લક્ષ વિનાના નાખેલા બાણની માફક પ્રયાસ કરનાર થશે, કદાચ શુભ પ્રવૃત્તિ થોડી ઘણી હોવાથી પુણ્યબંધ કરશે, તો તેથી બાહ્ય ઉન્નતિરૂપ સાંસારિક પુદ્ગળ સંબંધી સુખની પ્રાપ્તિ થશે, પણ તેથી ખરી રીતે જીવોની ઉન્નતિ થઈ નજ કહેવાય આવા કેવળ બાહ્યાડંબરના પ્રકાશની સરખામણી કરીએ તો ઘાસના અગ્નિનો પ્રકાશ થોડો વખત રહી બુઝાઇ જાય છે, તેમ આવાં બાહ્યાડંબરના નિમિત્તો શાંત થયા કે તેથી થએલી ઉન્નતિ પણ શાન્ત થઇ જાય છે બાહ્યાડંબરથી અનેક પ્રકારે પૂર્વે ઉન્નતિ થઇ છે અને વર્તમાનમાં થાય છે આમ જો કોઇ કહેવા માગે તો તેમને એટલોજ ઉત્તર બસ થશે કે બાહ્યાડંબરથી વિમુખને સન્મુખ કરાય છે પણ સન્મુખ થયેલાનો હાથ પકડી આગળ ખેંચવાનું કામ તો શાસ્ત્રબળ કે આત્મબળજ કરશે વિમુખને સન્મુખ કરી તેનો હાથ એથી આગળ ચલાવવામાં ન આવે તો તે સન્મુખ પણ કાળાન્તરે પાછો વિમુખ થઇ જવાનો આ માટેજ, આવા બાહ્યાડંબરો ઉપકારી છે, પણ તે બાહ્યાડંબરની સાથે જો પરોપકારી મહાપુરૂષો શાસ્ત્રબળ અને આત્મબળ સહિત તેઓની સન્મુખ યા પાસે ઉભા હોય તોજ આવા અનેક દાખલાઓ મારવાડ અને ગુજરાતમાં પ્રત્યક્ષ

દેખાય છે કોઈ ચમત્કાર કે એવાજ બાહ્યનિમિત્તથી અનેક માણુ સોને પૂર્વાચાર્યોએ જૈની બનાવ્યા છે પણુ તેમને શાસ્ત્રબળ કે આ ત્મબળથી આગળ ખેંચનાર મહા પુરૂષના અભાવે તે આચાર્યશ્રીનો વિરહ થયા બાદ તેઓ પણુ ધર્મ ભાવનાથી શિથીલ થઈ ગયા છે એટલુંજ નહિ પણુ જૈન ધર્મથી પણુ ભ્રષ્ટ થયેલા અન્યધર્મ પાળતા કે સર્વથા ધર્મ વિમુખ થયેલા જોવામાં આવે છે માટેજ એકલો બાહ્યાડંબર બાહ્યથી ઉપકારી જોવામાં આવે છે પણુ અંતરંગે ઉપ કારી બાહ્યાડંબર સંભવતો નથી, પરંપરાએ કોઈને ઉપકારી થાય તો તે વાત સંભવિત પણે છે

## એકલું શાસ્ત્રબળ.

શાસ્ત્રબળ મેળવવામાં આત્મબળ મદદગાર છે ત્યારે એકલું શાસ્ત્રબળ ન સંભવી શકે એ બનવા યોગ્ય છે તથાપિ "આત્મવિ શુદ્ધિ માટે શાસ્ત્રબળ એકઠું કરવામાં નથી આવ્યું તેની વિશુદ્ધિ માટે તેનો ઉપયોગ કરવામાં નથી આવતો," આવા ઉદ્દેશથી અર્થાત્ કોઇ પણુ જુદાજ ઉદ્દેશને ઉદ્દેશીને શાસ્ત્રબળ મેળવવામાં આવ્યું હોય તેને એકલું શાસ્ત્રબળ કહેવું એ તો તે અપેક્ષાએ એકલું શાસ્ત્રબળ સંભવે છે આ શાસ્ત્રબળમાં વ્યાકરણુ કાવ્ય, કોષ અલંકાર, છંદ ન્યાય, જ્યોતિષ ધર્મગ્રંથો અને સુસિદ્ધાંતાદિ કહીએ તો પડ્દર્શનનું જ્ઞાન, મેળવવું તે સર્વનો શાસ્ત્રબળમાં સમાવેશ થાય છે

આ શાસ્ત્રબળથી સમાજને સારો ફાયદો થવો સંભવિત છે અનેક પ્રશ્નનું સમાધાન કે ખુલાસાઓ સિદ્ધાંતાનુસાર આપી બીજાની શંકાઓ દૂર કરી શાસ્ત્રબળથી વાદી ઉપર વિજય મેળવી શકાય છે શાસ્ત્ર બળવાળો અનેક યુક્તિઓ પૂર્વક બીજાના મનમાં સિદ્ધાંત ઠસાવી અનેક શાસ્ત્રોનું મથન કરેલું હોવાથી ગમે તે દર્શનના અનુયાયીને પો તાના તરફ આકર્ષી શકે છે શાસ્ત્રબળ વક્તૃત્વ શક્તિથી અનેક જી

ગોને સન્માગ દોરે છે, ગ્રથો વિગેરે લખી પોતાની પાછળ પણ અનેક જીવોને તે ઉપકારી થઇ શકે છે આ પ્રમાણે શાસ્ત્રબળથી સમાજને ફાયદો થાય છે તથાપિ તેની જોડે આત્મબળ—આત્મવિશુદ્ધિ, કહેણી તેવી રહેણી અને ઉત્તમ ચારિત્રબળ વિગેરે ન હોવાથી જેમ વિશુદ્ધ હૃદયવાળા મનુષ્યને જોવાથી કે તેના શબ્દો સાભળવાથી સામા મનુષ્યને જે ઉડી લાગણી ઉત્પન્ન થાય છે ને આત્માને સ્પર્શીને નીકળતા હૃદયવેધક શબ્દોથી શ્રોતાને જે તત્કાળ અસર થાય છે તે અસર આત્મવિશુદ્ધિના અભાવે એકલા શાસ્ત્રબળથી થઇ શકતી નથી

આત્મબળ સિવાયના શાસ્ત્રબળથી પોતાને જે ફાયદો થાય છે તે ઘણોજ નજીવો અર્થાત્ થોડો છે વ્યવહારમાં લોકો તરફથી માન મળે છે, પ્રતિષ્ઠા પામે છે, લોકો વાહવાહ તેની બોલે છે તથાપિ યશોવિજયજી મહારાજના શબ્દોમા કહીએ તો—

**યથા ખર ચન્દનભારવાહી ભારસ્ય ભોક્તા ન તુ ચન્દનસ્ય**

જેમ ગધેડો ચદનનો ભાર ઉપાડે છે, અને ભારનોજ ભોક્તા થાય છે, પણ ચદનનો ભોક્તા થતો નથી ચદનનો ભોક્તા કોઇ અન્યજ છે, તેમ ચદન તુલ્ય શાસ્ત્રભાર ઉપાડનારાઓ મગજથી શાસ્ત્રનો બોજો ઉપાડનારાઓ શાસ્ત્રને વહન કરે તેટલુ છે, પણ શાસ્ત્ર રહસ્યનો ભોક્તા તો તેમાંથી ગ્રહણ કરી તે પ્રમાણે વર્તન કરનાર આત્મબળવાળો કોઈ જુદો જ વીર પુરુષ છે

એકલા શાસ્ત્રબળવાળો જેમ પોતાને પરમ ઉપકાર કરી શકતો નથી તેમજ બીજાને પણ પરમ ઉપકાર કરી શકતો નથી કારણ કે તેણે સપૂર્ણ રસ્તો જાણ્યો નથી તે સિવાય બીજાને પુર્ણ સત્ય રસ્તે તે કેમ ચડાવી શકશે ? દાખલા તરીકે એક માણસે અમુક ગામનો રસ્તો જોયો છે અને એક માણસે પોતે જોયો નથી પણ

કોઇના કહેવાથી જાણ્યુ છે કે આ રસ્તે થઇને અમુક ગામ જઇ શકાય તે માણસો પાસે આવી કોઇએ તેજ ગામનો રસ્તો પુછ્યો તો જેટલી ખાત્રીથી જેણે રસ્તો પોતે જોયો છે તે બતાવશે, રસ્તામા આવતી નાના પ્રકારની નીશાનીઓ, આજુબાજુ ફેલાતા જુદાજુદા રસ્તાઓ વિગેરેની માહિતી તે આપશે તેટલી કે તે માહેલી માહિની જેણે રસ્તો જોયો નથી પણ કોઇના કહેવાથી કે પુસ્તકમા વાચવાથી જાણ્યો છે તે મનુષ્ય નહિજ આપી શકે સામાન્યરીતે તેણે વાચ્યુ કે સાંભળ્યુ છે તેટનુજ કહી શકશે આ પ્રમાણે એકલા શાસ્ત્ર બળવાળો મનુશ્ય સમાજને તેમજ પે તાને ઉન્નતિક્રમમાં મદદ આપી શકશે

બાહ્યાડબરવાળાને મરેલા સિહના કલેવરની ઉપમા આપી શકાય તો શાસ્ત્રબળવાળાને ઉંઘતા સિહની ઉપમા આપી શકાય

## એકલુ આત્મબળ.

આત્માની પરમવિશુદ્ધિ વિષય કષાયની શાંતિ કે મદતા ઈંદ્રિયનિગ્રહ, મનોનિજય, અતીંદ્રિય જન્ય આતિશયિજ્ઞાન અને નાના પ્રકારની લબ્ધિઓ-સિદ્ધિઓ આ સર્વ આત્મબળ છે જ્યા આત્મબળ હોય ત્યા શાસ્ત્રબળ અનાયાસે આવી મળે છે જેમ જેમ વિશુદ્ધિ વિશેષ તેમ તેમ કર્મનો ક્ષય કે ક્ષયોપશમ વિશેષ અને કર્મના ક્ષય કે ક્ષયોપશમના પ્રમાણે આત્મિકબળ વિશેષ થવાનુજ આવા આત્મબળવાળા મહાત્માઓ શાસ્ત્રબળ કે બાહ્યાડબર ન વાપરે તો પણ તેમના અનિશાયિક ગુણોથીજ અનેક જીવોની ઉન્નતિ થાય છે દાખલા તરિકે તીર્થંકર અને બીજા યોગી મહાત્માઓની નિકટ તાથી હિંસક પ્રાણીઓ અને મનુષ્યો પોતાનો વૈર ભાવ ત્યજી દે છે તેઓની સામ્ય મૂર્તિ જોતાજ હૃદયમાં શાંતિ અને પુજ્ય ભાવની લાગણીઓ ઉત્પન્ન થાય છે તેમના વચનોથી જે સજ્જડ અસર

થાય છે તેવીજ ભાગ્યેજ શાસ્ત્રબળથી થતી હશે દાખતા તરિકે પરદેશિ રાજા મહાન્ નાસ્તિક હતો, આસ્તિક થવા માટે તેણે જીવની શોધ કરવા અનેક માણસોને કાપીને તપાસ્યા-કોઠીમાં પુરીને તપાસ્યા, મારીને તોળી જોયા વિગેરે અનેક શાસ્ત્રો પણ જોયાંજ હશે, કે સાંભળ્યાજ હશે, તથાપિ આત્મ અસ્તિત્વની સિદ્ધિ કે લાગણી તેને થઇ ન હોતી એ પ્રસગે કેશી ગણધર ત્યા આવ્યા હતા તેમના પવિત્ર હૃદયમાથી નીકળતા થોડાજ શબ્દોથી રાજા પરમ આસ્તિક થયો આ ઠેકાણે કેશી ગણધરનુ આત્મબળ મુખ્ય હતું

અનાથીમુનિના વિશુદ્ધ હૃદયથી નીકળતા શબ્દોથી શ્રેણિક રાજા પરમાર્હત થયા આ સ્થળે પણ અનાથિમુનિની પરમ મતિશુદ્ધિ એજ શ્રેણિકના પ્રતિબોધમાં કારણભૂત હતી પરમ ઉત્કૃષ્ટ આત્મબળ ધારી ભગવાન્ મહાવીર દેવના આત્મબળથીજ અત્યારે વિષમ કાળમાં પણ વસ્તુ તત્વોના નિર્ણયો પરમ કસોટીમા સત્ય અને વિજયી નિવડે છે જેણે જેણે આ ભારતમાં પોતાનો પથ મત કે સપ્રદાય ચલાવ્યો છે તેણે તેણે થોડી કે ઘણી આત્મબળનીજ મદદ લીધી છે, આ બળની મુખ્યતા સાથે શાસ્ત્રબળ અને બાહ્યાડબરની મદદથી તેઓ અનેક જીવોને પોતા તરફ આકર્ષવાને વિજયી નિવડયા છે

હમણાં થોડાજ વર્ષથી પ્રગટ થયેલી થીઓસોફીકલ સોસાયટી અને શ્રીમદ્ રાજ્યચંદ્ર પોતા તરફ થોડાં ઘણા માણસોને આકર્ષવાને ભાગ્યશાળી નિવડ્યા હોય તો તેનુ મુખ્ય કારણ થોડુ પણ આત્મબળ અને તેથી થતી વિશુદ્ધિજ છે

આત્મબળ સિવાયના કેવળ બાહ્યાડબરને મહાત્માઓ દભ કહે છે એનાથી કદી પણ પણ જગતજીવોનો ઉદ્ધાર થયો નથી કેવળ શાસ્ત્રબળને પોથી માહેના રીંગણા કે વેદીયાઢોર કહી બોલાવવામાં આવે છે અને કેવળ આત્મબળને જ્ઞાની, યોગી, મહાત્મા, મહાપુરૂષ,

પરમપુરૂષ વિગેરે અનેક ઉત્તમ ગુણોથી બોલાવાય કે સ્તવાય છે આ-
ત્મબળ સ્વપર ઉપકારી છે કદાચ બીજાને ફાયદો તેઓ ન કરે તો
પણ પોતાનો ઉદ્ધાર તો કરેજ કરે આત્મબળને કમકુજરો હઠાવવા
માટે જાગતા સિંહની ઉપમા આપી શકાય

આત્મબળ સાથે બાહ્યાડંબરનો સ્વીકાર તે આ મબળ-ધારકનો
પોતાનો નથી, પોતાની પ્રેરણાનો પણ નથી પણ ભાવિક ભકતોનો
છે અને તેથી અનેક બાળ જીવોને ફાયદો થવાનો સંભવ પણ છે
આ કારણથી તે આ મજ્ઞાનીઓ તેનો નિષેધ ન કરતા મૌન રહ્યા
હોય એમ સંભવે છે, પણ એથી એમ તો નજ સિદ્ધ થાય કે આ
ત્મબળ હો યા ન હો તથાપિ બાહ્યાડંબરથી મનુષ્યોની ઉન્નતિ થાય
છે આથી ફલિતાર્થ એટલો થાય છે કે આત્મબળ એ ઉન્નતિનુ મુખ્ય
કારણ છે અને શાસ્ત્રબળ તથા બાહ્યાડંબર તેને મદદ કરનાર ગૌણ
સાધન છે ઉન્નતિમાં ત્રણેની જરૂર છે તથાપિ છેલ્લા એકનો કે
બેનો અભાવ હોય તો કદાચ ચાલી શકે, પણ પેહેલાનો અભાવ હોય
કે બીજાનો અભાવ હોય તો તો સ્વપર ઉન્નતિની આશા રાખવી
મને તો અશક્ય લાગે છે

આત્મબળ" મુખ્ય મુખ્યને મુખ્યજ છે ત્રિકાળ નિ સંશય વાત
છે કેશર તેનુ બળ પ્રગટ નથી કરતો તેમા સબળ કારણ પૂર્વકર્મ
છે અને અનેકવાર તે આડા આવી ઉભા રહે છે પણ હિંમત હારતો
નથી જરાવાર વિશ્રાંતિ લઇ વળી પાછો ઉઠે છે, વળી સુવે છે આમ
વખતનો વ્યય કરવો પડે છે પણ પ્રયત્નથી સહેજ માર્ગ મળતાં
વિશેષ પ્રયત્ન થશેજ

આટલુ જણાવી હું આની વિરમું છું વિશેષ તો આમાંથી કઇ
વાત મુખ્ય ગૌણ કરે છે તે જોવા ઇચ્છું છું

---

# शाशन उन्नतिनो मुख्य उपाय कयो ?

## આત્મબળ, શાસ્ત્રબળ કે બાહ્ય આડબર ?

(૩)

( લેખક—લાનન-વીરચંદ પદમથી )

પ્રિય વાચક જનો ! મારો વિચાર એવો છે કે, શાસન ઉન્નતિનો મુખ્ય ઉપાય બાહ્ય આડબર છે શાસ્ત્ર સમજનારા વિદ્જનો જગતમા થોડા છે, અને વિરલા છે, એથી પણ આત્મબળના ધારકો ! મારા વિચાર પ્રમાણે જેટલી જેટલી ઉન્નતિ જગતમાં થઇ છે, તે બાહ્ય આડબરથીજ જગતના ઇતિહાસના ખરા અભ્યાસી જે હશે તે ખરેખર મનેજ સાક્ષી આપશે અને એક અવાજે તેઓ જણાવશે કે સર્વ પ્રકારની ઉન્નતિ એ બાહ્ય આડબરનેજ આભારી છે આપણે મોટામાં મોટી પદર કે વીસ હજાર માણસની સભા જોઇએ, તો તેમા પણ ભાગ્યેજ એક કે બે સહૃદય ભલા માણસો એવા મળી આવશે કે જેનાપર આત્મબળની અસર થાય શાસ્ત્ર પ્રમાણ પણ કદાચ મો-અસો ઉપર થોડીવાર અસર કરી શાસનના રસીયા કરે, તથાપિ હજારો કે લાખો માણસો ઉપર અસર તો બાહ્ય આડબરનીજ થાય છે, એમાં કાંઇ સશય નથી. જે પ્રમાણે ધર્મ પુસ્તકોમા લખ્યુ હોય તે તમે માનો યા ન માનો—તેમા તમને શ્રદ્ધા હોય વા ન હો, પરતુ ક્રિયાનો આડબર જો તમારો બરોબર હોય તો હજારો માણસ તમારૂ અનુકરણ કરવા મડી જશે, કારણકે મનુષ્ય સ્વભાવ અનુકરણ શીલ ( નકલીયો ) છે આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે બાહ્ય આડબર જગતમા તમારા ધર્મનો ફેલાવો કરી શકશે

જુઓ દેખાદેખીથી કેટલા સુધારા થાય છે ? કેટલા વધારા થાય છે ? તેઓના આપણે થોડાક જોઈએ દર વરસે કેટલાં સામ-

યિક કેટલા પ્રતિક્રમણ, કેટની નતો, કેટના દેવદર્શનો, કેટલાં માત્રાગમનો, કેટલા પ્રભુપૂજનો વગેરે અસખ્ય ધર્મ ક્રિયાઓ જિનશાસનમા ચાલે છે તે બધી ધર્મ ક્રિયાઓ શુ આત્મબળને કે શાસ્ત્રને આભારી છે ? નહિ, નહિ, દેખાદેખીનેજ એટલુજ નહિ, પરતુ કોટયાવધિ મદિરો, અસખ્ય ઉપાશ્રયો, બેસુમાર સ્વામી વત્સલો, એ બધા દેખાદેખીનાજ દેવાદાર છે

હાલ થતી કોનફરન્સો, પાઠશાળાઓ, બોરડીંગો, બાળાશ્રમો વિધવાશ્રમો એવી પણ ઘણીખરી સસ્થાઓ, યુરોપીય ઝળઝળતા સુધારાની નકલો છે સ્ત્રી સમાજ અને સ્ત્રીશાળાઓ, સભાઓ અને સમાજો જ્યા ત્યા જે ઉભરાવા લાગી છે, મીલો ને સચાઓ જે રાત દિવસ ધમધોકાર ચાલી રહ્યા છે, એ પણ પશ્ચિમના ડાકડમાળની પ્રતિકૃતિ નથી તો બીજુ શુ છે ?

ઉપર લખેલા તેમજ બીજા કેટલાક ધર્માદા ખાતાઓ જેમા લાખો રૂપીઆઓ લોકો કહાડી આપે છે તે શુ શાસ્ત્ર ઉપદેશ કે હૃદયની લાગણીથી લોકો કહાડી આપે છે કે લોકોમાં મારી કીર્તિ વધશે આના આડમ્બરોથી ? લોકો અમને ઘણાં માન આપશે એમ સમજીને લોકો ખરચ કરે છે બ્હેનોના કે ભાઈઓના અતર ઉઘાડીને તમે જુઓ તો તમને મ્હોટા ભાગે એજ દેખાશે આવશે કે, જગતમાં અમે સારા કહેવાઈએ, અમારી કીર્તિ અથવા જશ વધે

આત્મબળ એ જો વધારે સારૂ હોય તો લોકો ભલા થવાનો યત્ન કા નથી કરતા ? શાસ્ત્ર જ્ઞાન જો ઉચુ હોય તો શાસ્ત્રીઓ કાં નથી બધા બનતા ? મને તો એમ લાગે છે કે અમે સારા દેખાએ તેના કરતા શુ કરવાથી અમે સારા દેખાઈએ એટલા માટે ઘણા ખરા આત્મજ્ઞાન અને શાસ્ત્રજ્ઞાનનો બાહ્ય આડબર તરીકે ઉપયોગ કરતાં જણાય છે પચ પરિગ્રહના ત્યાગી, યતિ, સાધુ મુનિ

રાજને પણ કોઈ જોતું નથી પરંતુ સાધુમુનિરાજનો વેશ જોતાજ આડંબર જોતાજ, મનુષ્યના મોટા ભાગને પૂજ્ય બુદ્ધિ થઇ આવે છે તેઓ ઉપદેશ આપે છે કે આત્મબળ અજમાવો, તેની અસર આપણાપર થાય કે ન થાય, તથાપિ આપણે સાધુપણાનો વેશ દીઠો કે આપણ કઠોર ચિત્ત પણ દ્રવવા માંડે છે

આ અને બીજા અનેક કારણોથી મારા વિચારનું પરિણામ તો એવું આવે છે કે આત્મબળ અને શાસ્ત્રબળે જેટલા માણસોને શાસન રસીયા કર્યા છે, તેના કરતાં બાહ્ય આડંબરે શાસનનું કરોડો-ગણું અધિક કામ કર્યું છે

આત્મબળની ખોટી લાગણીથી આપણે દોરવાઇ ન જઇએ અને શાસ્ત્ર બળના આનુમાનિક તરંગોથી આપણે ઘસડાઈ ન જઇએ પરંતુ બાહ્ય આડંબરના પ્રત્યક્ષ પુરાવાને આપણે જોતા શીખીએ તો મારૂં માનવું તો એવું છે કે શાસન ઉન્નતિમાં આપણે બધા એકે અવાજે બાહ્ય આડંબરનીજ બોલબાલા બોલીશું એટલુંજ નહિ પણ જો તમે સંસારમાં વિજયી થવા માગતા હો તો મારી સાથે એવો જય ઘોષ કરો કે બોલો બોલો મહારાજ આડંબર કી જય !!!

---

## પ્રશ્નોત્તરમાળા.

પ્રશ્ન ૧–"એક માણસને કોઈ રોગના કારણથી તેના શરીરના કોઈ ભાગમાં સૂક્ષ્મ જીવ પડ્યા હોય, હવે આપણે દવા કરીએ છીએ તો તે જીવ મરી જાય છે અને દવા ન કરવાથી તેનું દુ:ખ સહેવાતું નથી માટે તેનું શું કરવું ?

ઉત્તર ૧–ગૃહસ્થ, એવા રોગના કારણથી બેંદ્રિ જંતુઓની

દાન ગુણ પ્રાપ્ત થાય પ્રભુને ખભે પૂજા કરતાં અભિમાનનો નાશ થઇ નમ્રતા ગુણ પ્રાપ્ત થાય નાભિએ પ્રભુની પૂજા કરતા જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ ગુણોની પ્રાપ્તિ થાય. કંઠે વારવાર પૂજા કરતા ઉત્તમ શુદ્ધ વક્તા થવાય ત્રણે લોકના પૂજ્ય એવા પ્રભુને મસ્તકે પૂજા કરતા સર્વને પૂજ્ય થવાય-વગેરે વગેરે-નવ અંગે પૂજાકરવાના દુહાનો મુખે જાપ, મનમા અર્થચિંતન, અને હૃદયમા ધ્યાન કરતાં કરતા અત્યંત શાંતિથી મંગળ હાથે પ્રભુની પૂજા કરતા ક્રમે ક્રમે ઉપરના ગુણો પ્રગટ હોજો, તેમ કરતા સર્વ દર્શન શિરોમણિ જિન ધર્મમા દૃઢતર શ્રદ્ધા આપની થતી જશે લેખકને અનુભવસિદ્ધ છે.

પ્રશ્ન ૪-દરેક માણસને જ્ઞાન પ્રાપ્ત થવાનો મૂળ સિદ્ધાંત શુ છે ?

ઉત્તર-૪-મનુષ્યને જ્ઞાન પ્રાપ્તિનો મૂળ સિદ્ધાન્ત તો એ છે કે "હું કોણ છુ' એનો વિચાર કરવો, અને એ વિચાર પૂર્વક ખરી નીષ્ટાથી શોધ કરતા જણાઇ જશે કે પોતેજ "જ્ઞાન' છે બીજા નંબરે જ્ઞાનીની સેવા કરવી જ્ઞાનના સાધનોનો વિનય કરવો પરંતુ જ્ઞાનના સાધનમાજ રોકાઈ ન જતા સાધ્ય શોધી કાઢવુ જેમકે પુનેમને દીવસે કે અમાસને દીવસે દરીઆમા ભરતી કેટલી હોય બીજ, ત્રીજ, કે આઠમે કેટલી હોય એ પંચાગ નામના ભરતી જાણવાના સાધનમા લખ્યુ હોય, પરંતુ પંચાગને નીચોવતાં તેમાથી ટીપુ પણ પાણી નીકળે નહી માટે પાણી જોવા તેનો અનુભવ કરવા દરીઆ પર જવુ અને પોતાનુ વહાણ ચલાવી દરીઆ પાર નિયત બંદરે પહોચવુ તેમજ જ્ઞાનના સાધનને સેવી, તેમા દેખાડેલી દિશાએટલે આત્મામાં જોવુ તો તે કેવળ માત્ર જ્ઞાન રૂપજ જણાશે આમ ઉભય રીતે જ્ઞાન પ્રાપ્તિ છે

પ્રશ્ન ૫--યુરોપીય જૈન મી૦ હર્બર્ટવોરને કયા કયા

પ્રશ્નો આપને પૂછ્યા હતા, તે સવિસ્તર પ્રશ્નો અને તેના ઉત્તર મને જણાવશો, તેમજ જૈન પત્રમા પ્રગટ કરાવશો જેથી હુ તેમજ દરેક જૈન બધુ આપના આભારી થઈશુ

ઉત્તર ૬–આભાર નથી, પણ આનદ છે કારણ કે સત્ય ઉત્તર અપાતા ક્ષયોપશમ વધશે, અસત્ય હશે, તો ઉપકારી ગુરૂ મહારાજાઓ અને વિદ્વાનો લાલનને સુધારશે, આમ ઉભય પ્રકારે આનદ છે

બધુ હર્બર્ટ વોરનને લાલન લખશે અને ધારવા પ્રમાણે અત્રનાના પ્રમાણમા તે પ્રશ્નો, ઉત્તર સમેત લખી પાઠવશે, તે અનતર જૈન પત્રકારને લાલન પ્રસિદ્ધ કરવા વીનવશે

વિ૦ વિ૦ આ અને હવે પછીના સંખ્યાબધ પ્રશ્નોના ઉત્તરો લાલન પોતાના વર્તમાન ક્ષયોપશમ પ્રમાણે આપે છે વિશેષજ્ઞને પ્રાર્થના છે કે તેને સુધારી જીવ દર્શન જીજ્ઞાસુઓને શાન્તિ આપે સ્પષ્ટતાની ખાતર લબાણ ઉત્તરો આપવા પડયા છે

**પ્રથમ ભાગ સમાપ્ત.**

---

આ પુસ્તકની અનુક્રમણિકામા છપાવ્યા પ્રમાણે "મોક્ષપ્રાપ્તિમે શ્રદ્ધા ગુણ અવન ચાહીએ કે શાતિતાદિ ગુણ" તથા "મહારાજ જૈન શ્વેતામ્બર ધર્મોપદેષ્ટા વિદ્યાસાગર ન્યાયરત્ન શાતિવિજયજી મહારાજને ખુલ્લો પત્ર" એ બે લેખોની જુદી ચોપડી છાપેની બધાવેન તૈયાર છે જેઓ અરધા આનાની પોષ્ટ ટીકટ મોકલશે તેઓને તે ભેટ આપવામા આવશે

લખો મેસર્સ મેઘજી હીરજીની કાં૦ જૈન બુક સેલર્સ પાયધુની ન૦ ૫૧૬ મુબઈ

ॐ

# " Quotations "

Man is that noble endogenous plant which grows like the palm from within without

—*Emerson*

It is easy to sugar to be sweet

—*Ibid*

All are teachers and pupils by turn We are equally serv'd by receiving and imparting

—*Ibid*

It is easy in the world to live after world's opinion, it is easy in solitude to live after our own, but the great man is he who in the midst of the crowd keeps with perfect sweetness the indepedence of solitude

—*Ibid*

Speak your latent conviction and it shall be the universal sense, for the inmost in due time becomes the outmost

—*Ibid*

The student is to read history actively and not passively, to esteem his own life the text and books the commentory Thus compel led the Muse of History will utter oracles, as never to those who do not respect themselves

—*Ibid*

Every revolution was first a thought in one man's mind, and when the same thought occurs to another man it is the key to that era

—*Ibid*

Every reform was once a private opinion, and when it shall be private opinion again, it will solve the problem of the age

—*Ibid*

We exist in eternity dissolve the body and the night is gone

—*Carlyles aunt to Carlyle*

He does not pretend to reason but to discover he announces, not argues he seeks Deity and Nature in man —*Carlyle's Biographer*

The saint whose martydom will make the gallows gloriou like the Cross —*Ibid*

It was not because he lacked firm conviction or thought or one sect or party or church as good as another but because he felt that Truth was beyond party or church that he sought in favour of unity of hearts among men of all religions —*Ibid*

His legacy to the world is not a system not a creed not an observance, but a stimulus –an impulse to a perfect life —*Ibid*

All mankind is linked together, all men have a right to all that all men have achieved

—*Emerson*

Everything illustrates every other thing,

*—Ibid*

Do the duty which lies nearest thee,

*—Carlyle*

We learn from him that old battles have to be refought in every age, that man changes his dialect from century to century finds new solutions to old problems perhaps all essential but each specially suited to his age

*—Carlyle's Biographer*

The folly of war and its huge mistake which he clearly expresses, has still to be learnt *—Ibid*

He asserts strongly that only in looking heavenword-take it what sense we will-does true union, mutual love, society, begin to be possible

*—Ibid*

Know thy work and do

*—Carlyle s Gospel of Worl*

I am owner of the sphere,
Of seven stars and the solar year,
Of Caesar's hand and Plato's brain,
Of Lord Christ's heart and Shakespeare s strain

*—Emerson*

---

In me there shines the Soul of whole,
Encent'ring and encircling all,
'Twixt God and man, there is no wall,'
Effect and cause in me e'er roll

Lily Dale, N, Y, U, S, A. }
January 21st 1900 } *—Lalana*